## સાહિત્યનો નવો શણગાર?

વિદ્વાનોમાં પસંદગીને પામેલી, દરેક પ્રકારના રસથી અલંકૃત, અનેક સંસારોપયોગિ વિષયોથી ભરપુર એક ઉત્તમ બોધદાયક અને રસિક

નવલકથા.—

# આંતર્-ધ્વનિ.

પાકું કપડાનું બાઇન્ડીંગ, રોયલ અઢીસો પાનાં મૂલ્ય રૂ. સવા.

મળવાનું ઠેકાણું:—

એન. એમ. ત્રિપાઠી એન્ડ કો.

કાલબાદેવી—મુંબઇ.

બુકસેલર જેસુકલાલ એચ.

જુનાગઢ.

## આ પુસ્તના લેખક ( રા. શિવભાઈ બાપુભાઈ )

### કૃત અન્ય પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| કપિંજલા | ... બીજી આવૃતિ | | તૈયાર થાય છે. |
| અલક્ષજ્યોતી | ... " | ... ... | " |
| પદ્મનાભ | .. " | ... ... | " |
| મધુકર | ... " | .. ... | " |
| ટુંકી વાર્તાઓનો સંગ્રહ પ્રથમાવૃત્તિ | | | " |
| નિરંજન ... ગુજરાતી પંચમાં પ્રકટ થયેલી વાર્તા, પ્રથમાવૃત્તિ, પુસ્તકરૂપે ) ... | | | " |
| હિંદુસ્થાનનો પ્રવાસ. ( જેમાં હિંદુસ્થાનના ચાર ધામનાં તથા મુખ્ય મુખ્ય શહેરોનાં વર્ણન વિગેરે આપવામાં આવશે. ) ... | | | " |

ઉપર કથિત પ્રથમ ચાર પુસ્તકોની પહેલી આવૃત્તિ ખપી જવાથી બીજી આવૃત્તિઓ તૈયાર થાય છે. " સુંદરી સુબોધ " અને " ગુજરાતી પંચ "ના ગ્રાહકોને ખાસ લાભ આપવામાં આવશે. " કુંજમાલા "ના વાચકવર્ગને "મધુકર" ની બીજી આવૃત્તિ લેવાની ઇચ્છા હોય તો તેમણે તેમનાં નામ નીચેને સરનામે લખી મોકલવાં કે આવૃત્તિની નકલમાં વધારો કરવામાં આવે. તેમ ઉપયુક્ત કોઈ પણ પુસ્તકો માટે તજવીજ કરવી હોય તો નીચેને સરનામે પત્રવ્યવહાર કરવો:—

**મેસર્સ જયેન્દ્રરાય એન્ડ કંપની**

રા. બ. ત્રંબકરાય મેનશન્સ,

સાંકડીશેરી, લાખાપટેલની પોળ,

**અમદાવાદ.**

તા. ક. શિવભાઈ બાપુભાઈ કૃત સાંસારિક નવલકથાઓ સાક્ષર વર્ગ તેમ સામાન્ય વર્ગમાં એક અવાજે વખણાયલી છે. તેમ એ પુસ્તકોની લોકપ્રિયતા ઘણી છે.

ગુજરાતી પંચની ભેટ

# કુંજબાલા.



[ " મધુકર "નું અનુસંધાન. ]

રચનાર


શિવભાઇ બાપુભાઇ,

( અમદાવાદ ).





પ્રકાશક,

સોમાલાલ મંગળદાસ શાહ,

માલિક અને તંત્રી, " ગુજરાતી પંચ. "

અમદાવાદ.





પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦૦.

સંવત ૧૯૭૦. ઇ. સ. ૧૯૬૮.

શ્રી ગુજરાત પ્રીન્ટીગ પ્રેસ–અમદાવાદમાં
શા. સોમાલાલ મંગળદાસે છાપી


મૂલ્ય ? ૦-૭-૬

૪૯૪૧



## સ્નેહ સમર્પણ

### સ્વર્ગસ્થ મુરબ્બી પિતાશ્રી,*

આપે તથા સ્વર્ગસ્થ માતુઃશ્રીએ બાલ્યાવસ્થામાંથી મ્હારામાં ઇશ્વર ભક્તિના અને નીતિના જે સિદ્ધાંતો રોપ્યા છે, તેના સ્મારક તરીકે આપના અને માતુશ્રીના આત્માને આ પુસ્તક અર્પણ કરૂં છું.

| | | |
|---|---|---|
| બાલાઘોડા. | | આપનો આજ્ઞાંકિત, |
| તા ૧૦ મી એપ્રીલ, ૧૯૧૪. | | શિવભાઈ. |

---

* રા. શિવભાઈના પિતા રા. બાપુજી પ્રતાપરાય ઘણો વખત કાઠીયાવાડમાં દેશી રાજ્યોમાં ઉંચા હોદ્દા ઉપર હતા. છેવટમાં તેઓ બીલખાના દરબારશ્રી નાજાવાળાના ન્યાયાધીશ હતા. ત્યાં તેમણે પ્રમાણિકતાથી એવી છાપ મેળવી હતી કે હજી પણ ઘણા માણસો તેમને યાદ કરે છે. તે રાજ્યની તેમના ઉપર એટલી બધી પ્રીતિ હતી કે ઇ. સ. ૧૮૯૫ માં સાઠ વર્ષની ઉમ્મરે જ્યારે તે ગુજરી ગયા ત્યારે તેમના જ્યેષ્ઠ પુત્ર રા. બજુભાઇને તે જગ્યા દરબાર સાહેબે આપી. થોડા વર્ષમાં જ્યારે રા. બજુભાઇ ગુજરી ગયા ત્યારે તેમના કુટુંબના પોષણ માટે એક સારી રકમ વર્ષાસન તરીકે રાજ્ય તરફથી બાંધી આપી હતી, જેનો લાભ તે કુટુંબે ઈ. સ. ૧૯૧૨ સુધી લીધો. સદ્‌ બાપુજીના પિતા પ્રતાપરાય એ રાજકોટ એજન્સીમાં પોલીટીકલ એજન્ટના શિરસ્તેદાર ને ટ્રેઝરર હતા. ત્યાં તેમણે સારી નામના મેળવી હતી. સદ્‌ગત બાપુજીભાઇ ઘણા ગંભીર, શાંત અને દૃઢ નિશ્ચયવાળા, અને સત્ય પ્રિય હતા. એમની પ્રમાણિકતાની છાપ જ્યાં જ્યાં એમણે નોકરી કરી છે ત્યાં ત્યાં જાણીતી છે.

અધિપતિ, ગુજરાતી પંચ

# અનુક્રમણિકા.



---

## અશુદ્ધ શોધન.

પૃષ્ઠ ૧૬૧ લાઇન ૨૬ માં "પણ અપમાન થાય, એને ઓછું ન ન આવે" ને બદલે, "પણ અપમાન ન થાય, એને ઓછું ન આવે," એમ વાંચવું.

આ ઉપરાંત કોઈક સ્થળે પ્રુફની ભુલો રહી ગઈ હોય તે સુધારી વાંચવા વિનંતિ છે.

S. B.

---

+ પૃષ્ઠ ૧૪૯ માં પ્રકરણ ૪૨ છે તેને બદલે પ્રકરણ ૨૪ મું વાંચવું

# પ્રસ્તાવના.



"મધુકર" પ્રકટ થયા પછી લગભગ પાંચે વર્ષે આ પુસ્તક વાચક વર્ગ આગળ મુકવાનું બન્યુ છે. તેટલા માટે જેમની પાસે 'મધુકર'ની આવૃતિ ન હોય, અગર લેવાનુ ન બની શકે તેમને આ નવલકથા નીરસ ન લાગે માટે તેનો સંક્ષિપ્ત અહેવાલ આપવો ગ્યોગ્ય ધારી આપું છું:—

"પુષ્કરરાય નામના જાગીરદાર પોતાની પ્રથમ પત્ની ગુજરી જવાથી ભગવતી નામની સુકોમલ કન્યા જોડે વૃદ્ધાવસ્થામા લગ્ન કરે છે. ભગવતીના પિતા કમલરાય દેશી રાજ્યમાં નોકર હોય છે. આવક કરતાં ખરચ વધારે હોવાથી તે દરબારી તિજોરીમાથી રૂપીઆ ઉપાડી પોતાનું દેવુ પતવી દે છે. એવામા કાઇ કારણસર તેને પોતાને વતન જવુ પડે છે. એ પ્રસગનો ગેરલાભ લઇ તેના હાથ નીચેનો માણુસ રાજાને ચાડી કરે છે. રાજાને કમલરાય ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોવાથી કમલરાયને પત્ર લખે છે કે તમારા વિરુદ્ધ આમ બોલાય છે. ને તિજોરીમા રૂપીઆ જણુાતા નથી માટે એકદમ આવીને ખુલાસો કરો. કમલરાય જેણુ તિજોરીના પૈસા વાપર્યા છે, ને જેની પાસે દેવુ આપવાને પાઇ ન હતી, તે મુંઝાય છે. આ પ્રસંગ તેની સ્ત્રી ગુપ્ત રીતે પુષ્કરરાય જાગીરદાર જે વૃદ્ધ હતો, ને જેને કરી પરણુવાની ઇચ્છા હતી તેથી પાસેથી રકમ લઇ કમલરાયને આપે છે. કમલરાય ઉત્સાહમા આવી જઇ રૂપીઆ લઈ રાજા પાસે જાય છે, અને તિજોરી બરોબર છે એમ બનાવે છે. રાજા તેના ઉપર પ્રસન્ન થઇ ચાડી ખાનાર નોકરને બરતરફ કરે છે. આ બનાવ ઉપરથી રજવાડી નોકરી ઉપર તેને કંટાળો આવે છે. તેથી રાજા પાસે ઘેર જવાની રજા માગી લે છે રાજા તેને ઇનામ બક્ષીસ વિગેરે ઉપરાત તિજોરી માંની રકમ આપી દે છે. આનંદ પામતો કમલરાય પોતાને ઘેર આવી પત્ની નન્દિનીને તે રકમ આપે છે, તથા જેની પાસેથી ઉછીતી લીધી હોય તેને વ્યાજ સહીત પાછી આપી આવવા કહે છે. નંદિની તેને રહસ્ય કહે છે. ને કહે છે કે મેં ભગવતીને જાગીરદારને સોંપવાનું વચન આપ્યું છે કમલરાયને આ વાત બીલકુલ ગમતી.

નથી. પણ પત્ની વચન આપી આવેલા તે શી રીતે તુટે માટે વચલો રસ્તો લે છે. તે ઘર છોડી સંન્યાસ લઈ ચાલ્યો જાય છે. ને પત્નીને પુત્રીનાં લગ્ન જાગીરદાર જોડે કરવાની રજા આપે છે. નંદિની જાગીરદાર જોડે ઘણી સાદી રીતે ભગવતીનુ લગન કરે છે. ભગવતીની વનમાલા નામની સખી પોતાના ન્હાના પુત્ર મધુકર જોડે તેને મળવા આવે છે. વનમાલાનો પતિ કાંતિલાલ ઉછરતો લેખક હોય છે વનમાલાને ભગવતીના વૈભવની ઈર્ષ્યા આવે છે. તે પોતાના લેખકપતિને જાગીરદારના મ્હો આગળ નિર્માલ્ય ગણે છે. જાગીરદારને મધુકર ઉપર પ્રીતિ થાય છે. તેથી તે એવી મતલબનું વીલ બનાવે છે કે ભગવતીને પુત્રી સંતાન થાય તો તે મધુકરને દેવી. ને પુત્ર સંતાન થાય તો મધુકરે ને તેણે ભાઇ તરીકે રહેવુ, અને જો નિઃસંતાન રહે તો મધુકરને દત્તક લેવો, તથા કાંતિલાલને બધી મીલ્કતનો ટ્રસ્ટી બનાવવો.

જાગીરદાર, કાંતિલાલ, ભગવતી, ને નંદિની નાસિકત્ર્યંબકની યાત્રાએ જાય છે. ત્યાં દૈવવશાત્ ભગવતી પોતાના પિતાને સાધુરૂપે જુએ છે. તેથી જાગીરદારને આગ્રહ કરે છે કે ગમે તેમ કરીને પણ તેન પિતાને શોધી કહાડવા. કમલરાય ત્ર્યંબક પાસે આવેલા ન્હાના પહાડની એક ગુફામાં "ચિદાનંદ" નામ ધારણ કરી ત્યા રહે છે. આ સ્થળે રાતની વખતે જાગીરદાર આવી પહોચે છે તો ખરો, પણ દૈવવશાત્ પગ લથડી પડતાં પત્થર ઉપર પડે છે, જેને લીધે માથું ફૂટી જાય છે. આ ખબર નંદિની, તથા ભગવતીને પડતા ત્યાં આવી પહોચે છે જાગીરદાર જીવી શકતો નથી, ને સાંજ મરણુ પામે છે. નાસિકમ કોલેરા ચાલતો હોવાથી નંદિની તેમ સાથે આવેલામાના કેટલાક ત્યાં તે રોગનો ભોગ થઇ પડે છે.

ચિદાનંદ ગુરૂ પોતાનાં સંતાનોને લઇને નિર્મળગામ—જાગીરદારને વતન આવી પહોચે છે. જાગીરદારના પિત્રાઇ હોલારામ જાગીરનો વહિવટ કરવા ફાંફાં મારે છે. પણ જાગીરદારના વીલ મુજબ સરકાર તરફથી કાંતિલાલ ટ્રસ્ટી નિમાય છે. હોનારતરાવ નામનો આ ડંબરી લેખક કાંતિલાલના લેખની, તથા પુસ્તકની ઇર્ષ્યા કરે છે. આ રીતે હોનારતરાવને હોલારામ એકઠા મળી કાંતિલાલને તથા ભગવતીને સતાવવા યત્ન કરે છે ભગવતીએ વૈધવ્ય વેશ ધારણ કર્યો છે.

જાગીરદાર ગુજરી જાય છે ત્યારે તે સગર્ભા હોય છે. તેને એક પુત્રી અવતરે છે, જેનું નામ **કુંજબાલા**, પાડવામા આવે છે. પુત્રીના જન્મ પછી ભગવતી વિધવાઆશ્રમ ખોલે છે.

હોલારામને હોનારતરાવ ખિસ્કોલીશંકર નામના બ્રાહ્મણ જોડે મળી પૈસા એકઠા કરવા વીરપુર ગામમાં ધતીંગ ઉભું કરે છે. જેમાં બિચારો ખિસ્કોલીશંકર ફસાઈ પડી, ગામમાં અપ્રિય થાય છે, ને એ બદમાસો પૈસા લઇ જાય છે. જાણીતા મારવાડી વ્યાપારી રામરતનનું ખુન થાય છે, જે આક્ષેપ વનમાલાને કાંતિલાલ ઉપર નાંખવા હોલારામ ને હોનારતરાવ ખટપટ કરે છે. પણ ઢોડ્પંત નામનો બાહોશ છુપી પોલીસનો અમલદાર વનમાલાને બચાવી લે છે. તે દિવસથી ઢોડ્પંતને તે કુટુંબ જોડે ગાઢ સંબંધ થાય છે.

કાંતિલાલ જાગીરદારની મિલ્કતનો ટ્રસ્ટી હતા છતાં પોતાની લેખિની બળથી, જાત કમાઇથીજ નિર્વાહ કરતો. જેથી તેને કાયમ દેવામાં રહેવું પડતુ. તે દેવું ફીટાડવા, તથા સાહિત્યની દુનિયામાં પોતાનું નામ અમર થાય એ હેતુથી ઘણા ખંતથી એક પુસ્તક લખે છે. જે પુસ્તક પ્રસિદ્ધ થાય છે, ત્યારે હોનારતરાવ વર્તમાનપત્રોના અધિપતિઓને મળીને, તેમને પૈસા આપીને તે પુસ્તકનું ખરાબ અવલોકન કરાવે છે. આથી કાંતિલાલ ક્ષયરોગનો ભોગ થઇ પડી મૃત્યુ પામે છે.

હોનારતરાવનો પુત્ર કિશોરચંદ્ર મધુકરનો મિત્ર હોય છે તે તથા જલાલુદ્દિન, નસરવાનજી વિગેરે મુંબાઇમાં સાથે કોલેજમાં અભ્યાસ તથા ગમ્મત કરે છે. કિશોરચંદ્ર કુંજબાલાને ચાહે છે. ને તેની બ્હેન શાંતા મધુકરને ચાહે છે. પણ જાગીરદારના વીલ મુજબ કુંજબાલાનું લગ્ન મધુકર જોડે થાય છે. આથી કિશોરચંદ્ર જીંદગી પર્યંત કુંવારા રહેવાની પ્રતિજ્ઞા લે છે. શાંતાને પ્રેમરાય નામના એક ભલા વ્યાપારી છોકરાને દે છે.

ચિદાનંદ ગુરૂ ઇશ્વરસ્તવનમાં જીવન ગાળે છે. છતાં કુટુંબનું સંરક્ષણ કરે છે. ઢોડ્પંત નોકરીમાંથી રીટાયર થઇ ગુરૂની સેવામાં દાખલ થઇ જાય છે. ગુરૂનો મધુકર તથા તેના મિત્રો ઉપર ઘણો પ્રેમ હોય છે.

હોલારામ તથા હોનારતરાવનો મારવાડી રામતનના ખુનમાં ભાગ હતો. એ વાત ઢોઢુંપંત જાણતો હોવાથી માર્યા જઇશુ એ બીતિથી હોલારામ આત્મઘાત કરે છે, ને હોનારતરાવ ગાંડો થઇ જાય છે. હોલારામની સ્ત્રી દુઃખી થઇ મરી જાય છે, ને તેની પુત્રી નર્મદાને દુષ્ટ હોવાથી આશ્રમમાંથી કાઢી મુકવામાં આવે છે.

આ પ્રમાણે "મધુકર"માં વૃત્તાંત છે. રહેલો ભાગ "કુંજબાલા"માં ચર્ચવામાં આવ્યો છે.

તેમ બાકીના વિષયો હવે પછી લખવામા આવનાર "મંજરી" નામના પુસ્તકમાં ચર્ચવા ધાર્યા છે.

મારા મિત્ર [illegible] ભાઇ લાંબા મંદવાડ પછી આ પુસ્તકની પ્રસિદ્ધિ વખતે તંદુરસ્ત સ્થિતિમાં આવ્યા છે, તેથી મને તથા મારા (બંધુસમાજ) મિત્રમંડળને ઘણો આનંદ થયો છે. મારાં લગભગ બધા પુસ્તકોની પ્રસિદ્ધિનું માન તેમને ઘટે છે.

અમદાવાદ,<br>
લાકડીશેરી, સહૂમાતાની પોળ<br>
સંવત ૧૯૭૦ ના માગશીર્ષ<br>
કૃષ્ણપક્ષ, ચતુર્દશી.<br>
તા ૨૬-૧૨-૧૩.

શિવભાઈ બાપુભાઇ.



# કુંજબાલા

## પ્રકરણ ૧ લું.

### કિશોરચંદ્ર.

चचलं हि मन' कृष्ण, प्रमाथिबलवदृढं ।
तस्याहं निग्रहं मन्ये, वायोरिव सुदुष्करम् ॥

भगवद्गीता.



શ્રાવણ માસ ચાલતો હતો જેને લીધે કાશીનગર યાત્રાળુઓથી ભરપૂર હતું. જાન્હવી ગંગાનાં પાણી પૂર્ણ જોશથી વહેતાં હતાં. ચોમાસાની ઋતુને લીધે તેમા પાણીનું પૂર હતું. તેને લીધે હોડીઓને તેમા ફરતા બહુ મુશ્કેલી નડતી. કારણ પાણીના વેગ આગળ તેમને અટકાવવાને ખલાસી લોક અસમર્થ હતા. એકાદ બે હોડીઓ લઇ જવા પ્રયત્ન કરવામાં આવ્યો હતો, પણ તે ઘુમરી ખાઇને પાછી પડી હતી; ને દોર તુટી જવાથી ખલાસીઓએ તેને નદી કિનારેજ રાખવી યોગ્ય ધારી હતી.

ગંગા નદીના કીનારાના જુદા જુદા ઘાટ ઉપર હિંદુ ધર્મને માનનારા અનેક ભાવિક ભકતો સ્નાનવિધિમાં રોકાયા હતા. આખા હિંદની દરેક જાતિનો શ્રદ્ધાળુ હિંદુ અહીં નજરે પડતો. કાશ્મિરી, દ્રાવીડી, મદ્રાસી, બંગાળી, નેપાળી, હીંદી, દક્ષણી, ગુજરાતી, કાઠીયાવાડી એમ તમામ જાતનાં હિંદુ સ્ત્રીપુરૂષો સંપૂર્ણ શ્રદ્ધાથી ગંગા કિનારા ઉપર વિવિધ પ્રકારની ધાર્મિક ક્રિયામાં રોકાયાં હતાં, તથા પોતાના જીવનને કૃતકૃત્ય માનતાં હતાં.

પંચગંગાનો ઘાટ પવિત્ર ઘાટોમાનો એક છે. અહીં મણિકર્ણિકાના ઘાટ અગર રાજઘાટ જેટલી ભીડ સાધારણ રીતિ નથી થતી. આ ઘાટની ઉપર કેટલાંક પગથીયા ઉંચે એક લાકડાનાં પાટીયાં ગોઠવેલી ન્હાની પર્ણકુટી હતી. જેમા બે ખંડ હતા. આગળનો ભાગ રસોઇ કરવાનો તેમ સ્નાન વિગેરે કરવાના ઉપયોગમાં વપરાતો હતો, ને બીજો ખંડ અંદર હતો, જેમા બેઠક પથારી ને મૃગચર્મનાં આસન હતાં પડખે એક લાકડાના કબાટમાં સંસ્કૃત, ઇંગ્લીશ, ગુજરાતી પુસ્તકો પડયાં હતા. અહીં ભીંતે લટકતો એક નવીન પ્રકારનો પ્રણવપટ્ટ દશ્યમાન થતો હતો. આ પટ્ટ બ્રહ્મચારીએ જાતેજ ચીતર્યો હતો. તેની એમ માન્યતા હતી કે એ પટ્ટ તે વખત સુધીમાં ચીતરાયલા પ્રણવ પટ્ટ કરતાં વધારે પરિપૂર્ણ હતો. તેની નજદીક એક મનોહર યુવતીની છબી લટકતી હતી. તે છબીમાં કોઇનું નામ ન હતું, પણ એક શ્લોક લખેલો હતો. જે આ પ્રમાણે હતો.

**मीनवती नयनाभ्यां, च[illegible] ।यामपि प्रफुल्लकमलवती ।**
**शैवालिनीच केशै [illegible]लयं सुंदरी सरसी ॥**

તેને પડખે એ યુવતી વિધવાની છબી લટકાવવામાં આવી હતી. આ વિધવાએ શ્વેત વસ્ત્ર પહેરેલું હતું. કપાળમાં વિભૂતિ દશ્યમાન થતી હતી. કંઠમાં રૂદ્રાક્ષની માળા ધારણ કરી હતી, વાળ છુટા હતા. આ છબીની નીચે આ પ્રમાણે કવિતા લખી હતીઃ—

"ફુલ લહરીમાં રમતી રમ્ય સુવાસિની, મીઠડાં કોયલ ગાન અનુપમની ઝરી,
વ્હાલભર્યા હૈડાની કોમળ ગુંથણી, લલિત મઝા તુજ કાજે બ્હેની, એ નહિં."

આ શિવાય બીજું આકર્ષક કાંઇ પણ આ પર્ણકુટીમાં નહતું, તેમાં એક ત્રીસેક વર્ષનો બ્રહ્મચારી રહેતો હતો. તેણે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા. અહીં તે એકાંત જીવન ગાળતો હતો. કાશી નગરમાં આવતા અનેક યાત્રાળુઓ આ સ્થળ જોવા માંગતા, પણ પોતાના ખાસ સ્નેહી જન શિવાય કોઇને તેની મુલાકાતનો લાભ મળતો નહીં. ત્યાંનો વતની એક નોકર તેણે રાખ્યો હતો. તે યાત્રાળુઓ અંદર આવી તેને ન સતાવે તેટલીજ માત્ર તપાસ રાખતો, તથા આશ્રમ સ્વચ્છ રાખતો.

ગંગા નદીની લહરી પૂર્ણ જોશથી ચ્હડતી હતી. પર્ણકુટીની બ્હારીમાંથી નીહાળતો તે ઉભો હતો. ઘડીકમાં પોતે ચિતરેલો

પ્રણવપટ્ટ જોઇ ધ્યાનસ્થ જેવો જણાતો, તો ઘડીકમાં તે મનોહર યુવતીને જોઇ લુબ્ધ થઇ જતો; અથવા તો તે વિધવા યુવતીને જોઇ દયાર્દ્ર બની જતો.

"ઇશ્વર" તે ક્ષણે તેના મનમાં તે વિચાર કરતો હતો, "મારૂં કુટુંબ પાયમાલ થઇ ગયું, મારી માતા મૃત્યુ પામી, પિતાને 'લ્યુનાટીક એસાયલમ' (ગાંડાની ઇસ્પીતાલ) માં મુકયા. હું અહીં આવ્યો. એમ અમારો સંસાર છિન્નભિન્ન થઇ ગયો. કૃપાળુ પ્રભુ ચિદાનંદ ગુરૂની દયાથી હું કંઇક ઇશ્વરને માનતો થયો ખરો. છતાં મારા મનમાં પ્રત્યક્ષ પ્રમાણુ વગર કોઇ પણુ વાત ઉતરતી નહતી. મારી દુર્દશા રૂપીજ પ્રત્યક્ષ પ્રમાણે મને એટલું તો કબુલ કરાવ્યુ છે કે આ જગત્‌નો કોઇ કર્ત્તા હોવો જોઇએ, તેને શરણ જવા આ પ્રકારનું જીવન મેં અંગીકાર કર્યું છે. જ્યારે આ મનોહારિણી કુંજબાલાની છબી જોઉં છું, ત્યારે મારૂ મગજ ભમી જાય છે. સાધુચરિત મધુકર ઉપર મને ઇર્ષ્યા આવે છે. ભગવતીમૈયાના આશ્રમની આ ગરીબ વિધવા દયાબ્હેનને જોઉ છુ ત્યારે મારા મનમા એમ થાય છે કે, આ બીચારીએ શો દોષ કર્યો છે કે આખું જીવન આમ દુઃખમય ગાળવું પડે છે, એ મને ચ્હાય છે એ હું સ્હમજાું છુ, પણુ કુંજ શિવાય કોઇને ન પરણુવાની પ્રતિજ્ઞા મને તેની જોડે પુનર્લગ્ન કરતાં અટકાવે છે. આ પ્રમાણે પરસ્પર વિરોધી તત્ત્વો મારા જીવનને દોલાયમાન કરી નાખે છે. 'ન મળ્યા રામ ને ન મળી માયા' એ મારી દશા છે. પ્રભો! પ્રથમથીજ મને જેમ મધુકરને છે તેમ તારી ભાવનાના સંસ્કાર પાડયા હત તો મારૂં મન તારામય થાત, પણુ કેવળ પાર્થિવ વૃત્તિઓ, પાર્થિવ ભાવનાઓએ મારૂં જીવન કેવું છિન્નભિન્ન કરી નાખ્યુ છે."

ગંગા નદીમાં એક હોડી પુર્ણ જોશથી ખેંચાતી આવતી હતી. તેની તરફ તેની નજર ગઇ. "શું આ હોડીમાં કુંજ તથા મધુકર છે! તેમની જોડે શુ દયાબ્હેન છે? આ ન્હાની, કુંજને મળતી છોકરી કોણુ છે! મારી દૃષ્ટિ મને ઠગે છે? ચિદાનંદ ગુરૂએ કહ્યું છે કે જેના વિચાર આવતા હોય તેજ દશ્યમાન થાય છે." હોડી પાણીના વેગમાં ચાલી ગઇ હતી. "શિવ, શિવ કેટલી બધી મગજની નબળાઇ. પરમાત્મામાં મારૂં મન એટલું તલ્લીન થવું જોઇએ કે અન્ય વસ્તુઓનો વિચાર પણુ ન આવવો જોઈએ. ઘણા વર્ષના સતત પ્રયાસથી હવે

કાંઇક મનોનિગ્રહ થયો છે. મને લાગે છે કે અમારા મગજમાં વિક- લતાના અંશ કાંઇક વધારે હશે ખરા. પિતાજી, પિતાજી, કાંતિલાલનો ઘાત કરી તમે અગર અમે શું સુખી થયા ? માતા બિચારી ટળવ- ળતી મરી ગઇ. કાંતિલાલનું નામ સાહિત્યની દુનિયામા અમર થઇ ગયું. એમનાં પુસ્તકોનાં દરેક ભાષામાં ભાષાંતર થયા છે. એ કેવા સાધુચરિત હતા ! મારા તરફ એમની કેટલી બધી પ્રીતિ હતી ! પિતાજીનો તેજદ્વેષીલો સ્વભાવ કેવો ખરાબ ! ઓ ઇશ્વર, આ બધા વિચારો મને વીંધી નાંખે છે. તારાં ચરણ કમળ રૂપી શાંતિ મને ગુરૂ ચિદાનંદે ન દેખાડી હત, તો હું પણ સંસારના દુષ્ટ વમળોમા ઘસડાઇ જાત. પરાણે પરાણે બી. એ. પાસ થયો તેમાં શું ?

"મધુકર એમ. એ. એલ. એલ. બી. બી. એસ. સી. થયો, ને એની કેટલી પ્રતિષ્ઠા છે ? જાગીરદારની લક્ષ્મીનો તે કેટલો બધો સ- દુપયોગ કરે છે. મારા પર કેવી પ્રીતિ રાખે છે. મારા સહાધ્યાયીઓ બધા સારે ઠેકાણે ગોઠવાઇ ગયા છે. ઈશ્વરચંદ્ર એના એકેશ્વરવાદનાં સિદ્ધાંતમાં બહુ આગળ વધ્યો છે. પિતાની જાગીરની સારી આવક એ એકેશ્વરવાદના સિદ્ધાંત ફેલાવવામા ઉપયોગ કરે છે. જલાલુદ્દિન પ્રોફેસર થયો છે. નસરવાનજી શેઠ ગાંડાઓના દાક્તર થયા છે. માત્ર હુંજ આમ ત્રિશંકુ જેવો રહ્યો છું. પણ રહીને એ શું ને ન રહીને પણ શું ? ગુરૂની આજ્ઞા 'નિ:સંગ રહેજે' એ હવે ભુલવી નથી. ચિદા- નંદ ગુરૂશ્રીએ પુનર્જન્મનો સિદ્ધાંત મને કહ્યો હતો તે કાંઇ મગજમાં ઠસતો નથી, છતા ગત જન્મોના મારા દોષ ન હોય તો મધુકરની જીં- દગીમા ને મારામાં ફેર શું કામ હોવો જોઇએ ? એક માણસ હાથીના હોદ્દે શા માટે ફરે ને બીજા બિચારો આખો દિવસ તનતોડ મહેનત કરે છતા અન્ન પણ કેમ ન મળે ? ઇશ્વરી નિયમમાં કાંઇક રહસ્ય છે તો ખરૂં ! માનીએ વા ન માનીએ પણ માનવું પડે છે. હું શા માટે અન્ય વિષયમાં ફાંફાં મારૂં છું ? ચાલ્ર જીવ, એકાદ સારૂં પુસ્તક વાંચુ એટલે મન શાંત થાય. જય ગંગા મૈયા ! તારા જળમાં થતા વમળની માફક મારા મગજમાં પણ તરંગો ઉઠે છે. કુદરત શિવાય મને બીજા દેવદેવલા ઉપર ભાવ નથી થતો. આ કાશીમાં કેટલા દેવ છે ? " તે હસ્યો " બધું ઉદર નિમિત્તે તોફાનજ છે. વિશ્વનાથનું દે- વાલય કે જે બધા હિંદુ ધર્મનું મુખ્ય સ્થાન ગણાય છે ત્યાં કેટલી

ધમાલ ? ખીસ્સા કાતરૂ પણ ત્યાં ખરા, દગલબાજ પણ ત્યાં ખરા, ઠગ પણ ત્યાં ખરા, ને કેટલી ભીડ ! પડે એના કટકા. શ્રદ્ધા, અંધ શ્રદ્ધા, એ સઘળો તારો પ્રભાવ છે છતાં ધર્મ તરફ બેદરકારી, અર્ધ શ્રદ્ધા અગર નાસ્તિકતા કરતાં અંધશ્રદ્ધા ઉત્તમ છે. વળી પાછા વિ-ચાર ? કેટલા વિચાર ? હમણા હમણાં કેમ મારૂં ચિત્ત ચગડોળે ચ્હડયું છે ?" તે ઉઠયો, ને એક તત્ત્વજ્ઞાનનું પુસ્તક લઇ વાંચવા બેઠો.

આ બ્રહ્મચારી બીજો કોઇ નહીં પણ કિશોરચંદ્ર હતો. એના પિતા હોનારતરાવ ગાંડા થયા પછી તેની માતા નીલવર્ણા ગુજરી ગઇ હતી. તેની બ્હેન શાંતા અને મધુકરને વચન આપ્યા પછી પ્રે-મરાય જોડે સુખમય જીવન ગાળતી. કિશોરચંદ્ર ઉપર સદ્‌ભાવ હોવાથી ભગવતીએ એને ભણવાનું ખર્ચ આપી મુબાઇ મધુકર જોડે રાખ્યો હતો. જ્યાં તે માડ બી. એ. પાસ થયો. ત્યારબાદ તે ચિદાનંદ ગુરૂની પાસે કેટલોક સમય રહ્યો. ગુરૂએ જોયું કે કિશોર-ચંદ્રથી સંસારનું નાવડું ચલાવાય એમ નથી. કારણ એનામાં પર-સ્પર વૃત્તિઓ એવી હતી કે એનું ચિત્ત સ્થિરં રહી ન શકે. તે સ્થિર કરવાની આવશ્યકતા હતી. તેણે ચિદાનંદ ગુરૂને કુંજ તરફનો પ્રેમ અને પક્ષપાતની વાત કહી હતી, તેમ દયા તેના ઉપર પ્રેમ રાખે છે એ વાત કહી હતી જેના ઉત્તરમાં એ વિચારો કહાડી નાંખવા ગુરૂએ આજ્ઞા આપી હતી. " ગંગા કિનારે એક પર્ણકુટીમાં તમારે એકાંત જીવન ગાળવુ, અને તત્ત્વચિંતવન કરવુ. જ્યારે વૃત્તિઓ સ્થિર થશે ત્યારેજ તમારાથી સંસારની નૌકા ચલાવાશે. કુંજ અગર દયા તરફની વૃત્તિઓ એ પ્રેમભાવના નથી પણ માત્ર વિકાર છે. તેથી તેમના સંસર્ગથી દૂર રહેવું. આજીવિકા માટે તમને આશ્રમ તરફથી સંપૂર્ણ મદદ મળશે. તમારા ઉપર સખ્ત દેખરેખ રાખવામાં આવશે છતાં અમારો સદ્‌ભાવ તમારા તરફ જેવોને તેવોજ રહેશે." એમ આજ્ઞા થવાથી કિશોરચંદ્ર ઉપર વર્ણવેલી પર્ણકુટીમાં રહેતો હતો.

"જી, મહારાજ" તેનો નોકર હિંદુસ્થાનીમાં બોલ્યો, ' આપને મળવાને માટે કોઇક આપના નિકટના સંબંધી ને સ્નેહી આવે છે, તેમને આવવા દઉં ?"

કિશોરચંદ્રનું મન વ્યગ્ર હતું. તે બોલ્યો " મહાદેવ, એમને કહો કે કલાક સુધી હું મળી શકું એમ નથી."

તે પ્રમાણે તે ગયો ને થોડીવારમા પાછો આવ્યો. ને કહ્યું "જી, મહારાજ, મધુકર અને કુંજમાલા આપને મળવા આવ્યા છે; એમ તે કહેવડાવે છે. જોડે કાર્ડ મોકલ્યુ છે."

"હેં, એમ છે, ચાલ આવું છું હો. એમને દીઠેલા એ ભ્રમ નહીં પણ સત્યજ હશે." એમ કહેતો ત્વરાથી કિશોરચંદ્ર દ્વાર ભણી ગયો. ત્યાં તેણે મધુકર, કુંજમાલા, દયા તથા કુંજમાલાની પુત્રી મંજરી જે આશરે પાંચેક વર્ષની હતી, તેમને દીઠા. તે ઉપરાંત એક પુરૂષ નોકર, રસોઇઓ, ને એક સ્ત્રી નોકર હતા. કુંજમાલાને જોતાં કિશોરચંદ્રને હૃદયમા આઘાત થયો. દયાએ કિશોરચંદ્રને જોયો કે મુખ ઉપર પીડાવિકાર છવાઇ રહ્યો. "અહોહો, પધારો, પધારો, આપ સર્વેએ આ ગરીબ બ્રહ્મચારીની પર્ણકુટી પાવન કરી. આપને આવવાની રજા હોય? આવ આવ મારા ભાઇ મધુકર, હું તને ભેટું" કિશોરચંદ્ર બોલ્યો ને ઘણા સ્નેહથી તેને ભેટયો.

"કેમ ભગવતીમૈયા ખુશીમાં છે ને? માતુશ્રી વનમાલાની તબીયત કેમ ચાલે છે? આ ન્હાની બાલિકા મંજરીજ ને, વારૂ!" તેણે પ્રશ્ન ઉપર પ્રશ્નો પુછવા માંડયા.

"આ તેં ન ઓળખી? કિશોરચંદ્ર, મંજરી હવે મ્હોટી થઇ લાગે છે." મધુકરે કહ્યું. "મંજરી, આ મ્હોટા કાકાને પગે લાગ્ય. તું રોજ એમની છબી જોઇને કહેતી ને કે ચાલો આપણે મ્હોટા કાકા પાસે જઇએ. આજ તારા મ્હોટા કાકા, મળ્યા છે ત્યારે બોલતી પણ નથી." કુંજબાલાએ કહ્યું.

કિશોરચંદ્રે તેને ઉંચકી લઇ છાતી સરસી દબાવી, તેનું માથું સુંઘ્યું ને ચુંબન કર્યું. 'કુંજબ્હેન' તે બોલ્યો, "બરોબર તમને મળે છે—જાણે ન્હાનાં કુંજ તમે પોતેજ રૂપાંતર કરીને આવ્યાં છે. અહા, તે કેવા રમણીય દિવસો હતા! બ્હેન, તમને યાદ નહીં આવતા હોય, પણ મને બહુ યાદ આવે છે. બ્હેન મંજરી, તું મોટા કાકાને પગે લાગી તેને માટે શું આપું? અરે મહાદેવ!"

'જી, મહારાજ' તે હાથ જોડી બોલ્યો. ઉત્તર હિંદુસ્થાનમાં નોકર-વર્ગ મર્યાદશીલ વધારે હોય છે.

"આપણી રૂપાની ઘંટડી લાવને! આ બ્હેનને આપવી છે," તેણે કહ્યું.

'જેવી આપની ઇચ્છા,' તે નમન કરીને ગયોને એક પેટીમાંથી સુંદર રૂપાની ઘંટડી લાવ્યો. જે તેણે મંજરીને આપી.

" ઘંતડી ઘની સારી છે, મ્હોતા કાકા; જો કુંજ, મારે પૂજામાં એક ઘંતડી ખુટતીતી ખરૂંકની ? જો કેવી સરસ લાગે છે. કેમ દયા માશી તમે બોલતાં નથી ? " મૃદુ ભાષામાં મજરી બોલી.

" હા બ્હેન, તારા મ્હોટા કાકાએ તને ઘ
બદલ કાંઇ આપવું જોઇએ " દયા મ

" અરે તમે બેસોને બ
પણ ખબર ન આ
આવ્યા ? મહ
બ્હેન, ત
બોલ

પ્રથમ ત્યાં બોલાવવા. તમને તથા પ્રેમરાય, જલાલુદ્દિન, નસરવાનજી વિગેરેને નિમંત્રણ." કુંજબાલા બોલી.

કિશોરચંદ્ર—મધુકર, દુનિયાં કેટલી પ્રગતિમાન્ છે, કેટલાબધા ફેરફાર? પિતાશ્રી કાંતિલાલની જયતિ કરવાનો વિચાર ઘણો સારો છે. જેથી સ્વર્ગમાં એમનો આત્મા પ્રસન્ન થશે. મારા પિતાજીની ···ાર?

··· ··· આવ્યા તે પહેલાં અમને નસરવાનજી
··· ઘણી સારી સ્થિતિમાં છે. એમને
નામ એમને જો સંભારવામાં
પણ પ્રકારનો વાંધો
ત્યાં હાજર
··· કદાચ
ારી

અહંભાવનામાં ભુલી જઇએ છીએ. અમારી પર્ણકુટી તમે આટલી મોડી પાવન કરી ?" કિશોરચંદ્ર બોલ્યો.

"આજ તમારે ત્યાંજ મુકામ છે. રસોઇનો તમામ સામાન અમે લાવ્યા છીએ. અમારો રસોઇઓ હરિશંકર થોડીવારમાં આવી પહોંચશે. એટલે આજનો દિવસ અહીં રહી, કાલ તમને તુલસીદાસના ઘાટ ઉપરના અમારા મુકામપર લઇ જઇશું" કુંજબાલા બોલી.

"બ્હેન, આ સંન્યાસ અને સંસાર વચ્ચે નૃત્ય કરતા જીવાત્માને અહીંજ રહેવા દોને: શા માટે એને પાછો સંસારમાં ખેંચોછો ? કિશોરચંદ્ર બોલ્યો."

"ના ભાઈ, બહુ થયું. હવે તમારૂં તપ પુરૂં થયું છે. ગુરૂશ્રીની આજ્ઞા એ છે કે હવે તમારે આ પ્રકારનું જીવન બદલવું, ને સંસારમાં રહી કર્તવ્યમા લક્ષ આપવુ. તમે અમારી 'લેબોરેટરી' જોઇ છે ? રસાયણશાસ્ત્રના પ્રયોગો મધુકર ત્યાં કરે છે એ જોયા છે ? હવે ભગવતીમૈયાથી એમના આશ્રમમા ઝાઝું કામ થઇ શકતુ નથી. ચિદાનંદગુરૂ આ સંસારમા ઝાઝો સમય રહી શકે એમ હું નથી ધારતી. આવા પ્રસંગે તમારા જેવા એક ભાઇની ખરેખરી જરૂર છે" કુંજબાલા બોલી.

"જેવી બ્હેન તમારી ઇચ્છા, હું તમારી આજ્ઞાને આધીન છું. છતાં આ પર્ણકુટી ઉપર મને એવી પ્રીતિ છે કે અહીં વર્ષમાં ત્રણ ચાર મહીના રહી જઇશ. પછી જેવી પરમાત્માની ઇચ્છા. ચાલો, હવે તમારે માટે બધી તૈયારીઓ કરીએ. ગંગામાં સ્નાન તો કર્યું છેને?" કિશોરચંદ્રે કહ્યું.

"ભાઇ, કર્યું તો છે ણ અધિકસ્ય અધિકંफलम्." કુંજબાલા હશી. "અમે નહીં જઇએ, પણ દયાબ્હેન જશે. કેમ ખરૂં કની ?" તે બોલી.

આ પ્રમાણે વાત થયા પછી સર્વે સ્વસ્થ ચિત્તે બેઠાં. કુંજબાલા અગર મધુકર સ્નાન કરવા ન ગયાં, દયા ગઇ.

"દયાબ્હેન સંભાળજો હો. ગંગાનદી પુરમાં છે, તેથી કાંઠે બેસીને કળશાવતી ન્હાજો" કુંજબાલા બોલી.

"માશી, હું તમારી જોડે આવુ" ? મંજરી બોલી.

નથી જવું પાણીમાં તોફાન કરવા કાંઇ તાવબાવ આવશે તો થયું ?" કુંજબાલાએ કિંચિત્ ક્રોધથી કહ્યુ.

"જવા દો એને ! દયાબ્હેનને ખોટુ લાગેને મંજરી, દયામાશી જોડે જજે, પણ નાહીશ નહીં હો, બ્હેન. પાછી વ્હેલી આવજે એટલે બજારમાં જઇ તારે સારૂ ખેલ અને ઢીંગલી લઇશુ" મધુકરે કહ્યું. મંજરી ખુશી થતી થતી દયા જોડે ગઇ. પાછળ એ નોકર ગઇ.

પંચગંગાઘાટ કાશીમાં પવિત્ર ઘાટમાંનો એક છે. અહીયાં એવી માન્યતા છે કે નદીઓ ગુપ્ત રીતે ગંગાને મળે છે. જેને લીધે આ ઘાટનું નામ પડયુ છે. અહીયાં વિષ્ણુકાચીતીર્થ અને બિંદુતીર્થ છે. લગભગ ત્રણુસે વર્ષ ઉપર અંબરના રાજા માનસિંહે આ ઘાટ પથ્થરથી બંધાવ્યો હતો. ઘાટના ખુણા ઉપર એક મોટી દીપમાળ છે, જેના ઉપર આશરે હજાર દીવા થઇ શકે એવી યોજના છે. જે દિવા ઉત્સવને પ્રસંગે પ્રકટવામાં આવે છે, એ દેખાવ ઘણો સુશોભિત લાગે છે. ઘાટના ઉપર ઘણાં દેવમદિરો છે. આખો કાર્તિક માસ અહીં યાત્રાળુઓની ભીડ રહે છે. કેમકે કાર્તિકસ્નાનનો અહી મહિમા છે. આ સ્થળ વિષે સ્કંદપુરાણમા એમ લખેલુ છે કે—"કિરણા ધૂતપાપા, સરસ્વતી, યમુના ને ગંગાનો સગમ અહી થાય છે. આ સગમનુ નામ સત્યયુગમાં ધર્મનદ, ત્રેતામા ધૂતપાપા, દ્વાપરમાં બિંદુ તીર્થ, અને કલિયુગમા પચનદ કહેવાય છે. કાર્તિક માસમા માત્ર એક દિવસ સ્નાન કરવાથી સો વર્ષની તપશ્ચર્યાનું ફળ મળે છે. આ ઘાટ ઉપર મુખ્ય મંદિર બિંદુમાધવનુ છે ન્હાના સિંહાસન ઉપર શંખ, ચક્ર, ગદા ને પદ્મ ધારણ કરેલી સુંદર ામ મૂર્તિ છે અને મદિર વિષે સ્કંદપુરાણમા એમ લખ્યુ છે કે વિષ્ણુએ પચનદ ઉપર તપસ્વી અગ્નિ બિંદુ બ્રાહ્મણને એવું વરદાન દીધુ કે હું આ સ્થળે બિંદુમાધવ નામથી સ્થિર રહીશ, અને તારા નામ અનુસાર આ તીર્થ બિંદુતીર્થ કહેવાશે.

બિંદુમાધવની સમીપ ઉત્તરમા એક મંદીરમા પંચગંગેશ્વર નામનું શિવલિંગ છે. આ શિવલિંગની સન્મુખ એક મ્હોટો નદી છે.

આ પ્રમાણે તીર્થનું મહાત્મ્ય દયાને કિનારા ઉપર બેઠેલા પુરોહિતે કહી સંભળાવ્યું. જે સપૂર્ણ શ્રદ્ધાથી તેણે સાંભળ્યુ. પછી ત્યાં સ્નાન દાન કરી મજરી સાથે આસપાસનાં દેવ મંદીરોનાં દર્શન કરવા ગઈ.

૪૮-૪૭

# ૧૧

આ દરમીયાન મધુકર અને કિશોરચંદ્ર અંદરના ખંડમાં બેઠા હતા. કુંજબાલા હરિશંકર રસોઇયાને રસોઇની સામગ્રી આપવામાં રોકાઇ હતી. અચાનક મધુકરની નજર પ્રણવપટ્ટ અને કુંજ તથા દયાની છબી ઉપર પડી. "ભાઇ આ શું ! ' આશ્ચર્ય થઇ મધુકરે પુછ્યું. ' આ પ્રણવપટ્ટ તેં ચીતર્યો છે ? ઘણો સુંદર છે. આ કોની છબી કુંજની છે ? આ કોની દયાની છબી છે ? ' કેમ ભાઇ બીજા કોઇની છબી નહીં ને આ એની છબી? '

" ભાઇ, અમારાં માબાપની ભુલ્યથી અમારા મગજમાં ન્હાનપણથી એક પ્રકારની ખોટી ભાવના થઇ હતી. આ વાત કુંજ તથા ચિદાનંદગુરૂ શિવાય બીજું કોઇ જાણતુ નથી. મારા પિતાએ મારા મગજમાં એમ ઠસાવ્યુ હતું કે મારૂં લગ્ન કુંજ જોડે થશે, અને શાંતાનુ લગ્ન તમારી જોડે થશે. આ ભ્રમમાં હુ એમજ સ્હમજતો કે હુ કુંજને ચાહું છું- ન્હાની કુંજ માત્ર મને ભાઇ તરીકે ચ્હાતી અને હાર્મોનીયમ વિગેરે હું વગાડતો. તે વખતે એ સુદર સ્વરથી ગાતી. હુ તે વખતે મારા સુખની પરિસીમાએ પહોંચતો. હું એમ સ્હમજતો કે તમે બને ભાઇ બ્હેન તરીકેજ રહેશો ને કુજ મારી થશે. આ ભ્રાંતિ જ્યારે તમારા બનેનુ લગ્ન જાગીરદારના વીલ પ્રમાણે થયું ત્યારે દૂર થઇ પણ મે પ્રતિજ્ઞા લીધી કે કુંજ સાથે લગ્ન ન થયું તો હવે જીવન પર્યંત કુંવારાજ રહેવુ. કુજ તથા ચિદાનંદગુરૂને મારા મનની વાત મેં કહી હતી. તેમણે આવી ખોટી પ્રતિજ્ઞા લીધી તે ભુલ કરી એમ કહ્યુ. તે દરમીયાન દયા તરફ મારી નજર ઢળી. તે એક વિધવા હતી, તથા કુંજ શિવાય મારે બીજીને પરણવુ નહીં એ મારી દૃઢ ઇચ્છાને લઇને સારૂ ચિત્ત વ્યગ્ર બહુ થઈ ગયુ. ચિદાનંદગુરૂએ તેથીજ મને અહીં મનોનિગ્રહ માટે મોકલ્યો ને મારૂ મન કેટલેક દરજ્જે સ્વસ્થ થયું છે. " કિશોરચંદ્રે ખુલ્લા હૃદયથી બધી વાત કહી.

મધુકર—હવે મારાથી બધું સ્હમજાય છે. કુંજને મેં વારંવાર પુછેલુ પણ તેણે કહેલું કે ચિદાનંદગુરૂની આજ્ઞા છે કે અમુક સમય સુધી કિશોરચંદ્રને કાશી શા માટે મોકલ્યા તે કારણ મને ન કહેવુ. તેમ શાંતા વાળી વાત ખરી છે. જો કે તેનું લગ્ન પ્રેમરાય જોડે થયું છે, છતાં તે, મને ઘણા પ્રેમથી ચાહ્યુ છે. પ્રથમ તે પ્રેમરાયને ચ્હાતી નહતી, એટલુંજ નહીં પણ તેના તરફ બહુજ ઉચ્છૃંખલ

વર્તનથી રહેતી હતી. તે પ્રસંગે મેં તેને કહ્યું હતું કે 'શાંતા, મારા તરફના પ્રેમને ખાતર પણ તું પ્રેમરાયને માન આપજે.' હાલ શાંતા પ્રેમરાયને સન્માન આપે છે એમ હું ધારૂં છું. પછી તો જે હોય તે ખરૂ.

કિશોર—તેઓ બન્ને સુખી છે ને ?

મધુકર—હા, તેઓ બન્ને સુખી છે, એટલું નિર્વિવાદ છે. હાલ ત્યાં તેમણે દુકાનની એક શાખા મદ્રાસમાં શાહુકારપેઠમાં ઉઘાડી છે. બે જણાં રહે છે, જ્યાં તેમને સારી કમાણી થાય છે.

કિશોર—ત્યારે નિર્મળગામની તેમની દુકાનનું શું થયું ?

મધુકર—તે તેનો મિત્ર વિષ્ણુકુમાર ચલવે છે. આ બન્ને મિત્રોનો પ્રેમ દાખલો લેવા લાયક છે. લાંબા કાળના બાળસ્નેહથી તેઓ સગા ભાઇ કરતાં પણ વિશેષ એક બીજાને ચાહે છે.

કિશોર—આ સ્વાર્થી જગતમાં એવા પ્રેમીજનો ઓછા નજરે પડે છે.

મધુકર—ભાઇ, હાલ એકાંત છે એટલે એક અગત્યના વિષય ઉપર હું તને કહેવા માગું છું. તે દયા બ્હેન સબંધી છે. એ બિચારી બાળવિધવા છે, ઘણી ન્હાની ઉમ્મરે એના લગ્ન થયા હતાં. પાંચ વર્ષની ઉમ્મરે તેનાં માબાપે પરણાવી ને છ વર્ષની થઇ ત્યારે એ વિધવા થઇ. એ વિધવાને વિધવા કહેવી કે કેમ તે પણ સ્હમજી શકાતું નથી. એ આપણા આશ્રમમાં આવી છે, ત્યારથી એનો તમારાપર સદ્‌ભાવ છે. પહેલાં તારી નજર એના ઉપર ઢળતી એમ સ્હમજાતું. તો એની જોડે લગ્ન કરીને સુખી થાને ? આપણને ચ્હાનાર સ્ત્રી જોડે લગ્ન થવાથી જીવન સુખમય બને છે. આ વિધવા તે વિધવા ન કહી શકાય.

કિશોર—એ વાત બનવી કઠિન છે. ગુરૂશ્રીની આજ્ઞા છે કે નિઃસંગ રહેજે તે હું નિઃસંગ રહેવાનો છું. મારૂં જીવનશેષ અહીં પ્રભુ સેવામાંજ ગાળવુ છે. હવે લગ્ન કરવું નથી. વળી વિધવા જોડે લગ્ન કરીને મારે જનસમાજની, જ્ઞાતિભાઇઓની, અપ્રીતિ મેળવવી નથી.

મધુકર—ભાઇ, જીવનના મહાન્ સિદ્ધાંતો અમલમાં મુકવા હોય તો જ્ઞાતિ જ્ઞાતિ કર્યે કાંઇ વળવાનું નથી. આપણને જ્ઞાતિના લોક

કિયે દિવસે માન આપે છે? માતુઃશ્રીના વિધવાશ્રમની કેટલી નિંદા થાય છે? આપણે નામના જ્ઞાતિમાં છીએ. નજીવો તકરારી પ્રસંગ આ-વતાં આપણને ઇર્ષ્યાને લીધે આપણા જ્ઞાતિબંધુઓ જ્ઞાતિ બ્હાર મુકી દેશે, પછી તો જેવી તમારી ઇચ્છા.

"પિતાજી," મંજરી દોડતી આવી પહોચી, "જમવાની વખત થઇ છે તે પધારશો? મ્હોટા કાકા, તમે પધારશો કે?"

"હા, બ્હેન" કિશોરચંદ્ર બોલ્યો, "અમે તૈયાર છીએ." એમ બોલી તે બન્ને મંજરી જોડે બ્હારના ખંડમાં ગયાં.

## પ્રકરણ ૨ જું.

### પ્રોફેસર જલ્લાલુદ્દિન.



અજમેર શહેર પહાડોની વચમાં ખીણમાં વસેલું છે. તેનું રેલ્વે સ્ટેશન ઘણું વિશાળ અને સુશોભિત છે. સ્ટેશન ઉપર છકડા અને બે ઘોડાની ગાડીઓ પુષ્કળ મળે છે. સ્ટેશનથી આગળ ચાલ્યા કે પહાડમાં તારાગઢનો કિલ્લો દેખાય છે, જ્યાં પૃથ્વીરાજ ચૌહાણનો મ્હેલ હતો, પણ હાલ તેનું મસ્જીદમાં રૂપાંતર થયેલું નજરે પડે છે. શહેરની અંદર ગીચોગીચ પત્થરનાં બાંધેલાં મકાનો છે.

શહેરની બ્હારના ભાગમાં કેસરગંજમાં એક ન્હાનું બંગલા ઘાટનું સુશોભિત ઘર હતું. તેમાં ત્યાં એક મુસલમાન કુટુંબ રહેતું. એક મનોહર યુવતી, એક દસ વર્ષનો છોકરો, રાહ જોતાં બેઠાં હતાં. સંધ્યાકાળને સમયે ધમધમાટ કરતી રબરટાયરની એક ગાડી ત્યાં આવી પહોંચી. જેમાંથી યુરોપીયન વેશમાં ત્રીશેક વર્ષનો એક યુવાન ઉતર્યો. તેને સ્હામે લેવાને તે યુવતી તથા પુત્ર ગયાં, તેઓ બધાં સાથે ઘરમાં દાખલ થયાં.

આ યુવાન, તે પ્રોફેસર જલ્લાલુદ્દિન એમ. એ. પોતેજ હતો. મધુકર કિશોરલાલના સહાધ્યાયીઓમાંનો એક હતો. તેણે એમ. એ. ની પરીક્ષા પાસ કરી જુદે જુદે સ્થળે પ્રોફેસરની જગ્યા લેવા અરજી કરી

હતી, જેમાંથી તેને અજમેરની કોલેજમાં કાયમની જગ્યા મળી હતી. તે પોતાના કુટુંબ સાથે અજમેર રહેતો. તેની સ્ત્રી અમીના જુના મુસલમાન ખાનદાન કુટુંબની હતી. પતિના સહવાસથી થોડી ઇંગ્લીશ કેળવણી લીધી હતી. તેમ તે કુંજબાલા જોડે પત્રવ્યવહાર તથા સંસર્ગ રાખતી. તેમને એક પુત્ર હતો, તેનું નામ મહમદ હતું. પણ તેનાં માબાપ તેને ફીલીપ કહીને બોલાવતાં. જલ્લાલુદ્દિનની વૃદ્ધ બોરમાન માતા મરીયમબુ તેની સાથેજ રહેતી. આ સુખી મુસલમાન કુટુંબ ઘણા આનંદથી અજમેરમાં રહેતું. હાલમાં તે ઘર જલ્લાલુદ્દિને પોતાને માટે વેચાતી રાખ્યું હતુ એટલે અજમેરનેજ પોતાના વતન તરીકે કરવાનો તેનો ઇરાદો હતો.

તે દંપતી ડ્રોઈંગ રૂમમાં ગયા. અહીં એક બાજુ જાતજાતનાં ઈંગ્લીશ, ફ્રેંચ, પર્શ્યન તથા ગુજરાતી પુસ્તકોનાં કબાટોનાં કબાટો ભરેલા હતાં, તથા બીજી બાજુ કબાટમા થોડા લેટીન, સંસ્કૃત–જર્મન પુસ્તકો હતાં જલ્લાલુદ્દિન કોલેજમા પોતાની નોકરી કરી આવ્યા પછી ઘણોખરો સમય પુસ્તકો વાચવામાં ગાળતો. પોતાના એકનાએક પુત્ર ફીલીપને સારી કેળવણી આપવી એવી તેની ઇચ્છા હતી.

ટેબલ ઉપર કેટલીક ટપાલ પડી હતી તે પ્રથમ તેણે લીધી. તે એક આરામ ખુરશી ઉપર બેઠા, કેટલાક કાગળો તેણે વાચીને ફાડી નાંખ્યા. માત્ર ત્રણેક કાગળ નિરાતે વાચવા ટેબલ ઉપર મુકયા.

"અમીના, કોફી તૈયાર છે કે ? જોડે તાજાં આવેલાં બીસ્કીટ તૈયાર છેને ?"

"જીહાં, હજુર" પ્રેમથી અને વિવેકથી તે બોલી ને જાતેજ લેવા ગઈ.

તે માથા ઉપરથી 'હેટ' ઉતારીને નીરાંતે બેઠા, ને ટેબલ ઉપર મુકેલા પત્રમાંનો એક પત્ર તેણે ફરી વાંચવા લીધો. અમીના કોફી લઇને આવી પહોચી.

"કેમ ફીલીપ આજ તું બોલતો નથી" ? અમીનાએ લાડથી પુછ્યું.

"જી, હું ફુટબોલ રમવા ગયો હતો તે પડી ગયો, તેથી વાગ્યુ છે." તેણે ઉત્તર દીધો.

"હું નાજ કહુંછું કે તારા જેવા નહ.ના છોકરાએ હજી ફુટબોલ, ક્રીકેટ રમવાં નહી," અમીના ઠપકાની દ્દષ્ટિથી બોલી.

"અમીના, એમ છોકરાંને બાયલાં બનાવવાં એ આપણા મુસલમીન લોકને પાલવે નહીં. એવા લાડ હીંદુ લોક, જેવાકે વાણીઆ બ્રાહ્મણ જેઓ એમનાં છોકરાંને પંપાળ પંપાળ કરે તેમને પાલવે. આપણાં છોકરાં તો હિમતે મર્દ હોવાંજ જોઇએ. કેમ ખરૂં ને, ફીલીપ?"

"હા, પપા" તે ઉત્સાહમાં આવી બોલ્યો. "અમારી જોડે વાનીયાના છોકરા રમવા આવે છે તેમની રમતે રમતે ધોતલી નીકલી જાય છે. જેથી અમે તથા પારસીના છોકરાઓ તેમને ઘોતલી માસ્તર, ઘોતીયાદાસો કહીને બોલાવીએ છીએ. અરે, પપા એક બાંમનનો છોકરો રમવા આવે છે તે છે તો બાર વરસનો પણ જાડો ખુબ છે. ઘનોજ જાડો. અમે એનું વિચિત્ર નામ પાડયુ છે. 'એશીયાની તોપ' એનું નામ અમે રાખ્યું છે." તે ખુબ હસ્યો! અમીના પણ હસી.

"ગમતને ખાતર મશ્કરી કરવી તે ઠીક છે, ફીલીપ, પણ દ્વેષભાવથી મશ્કરી ન કરવી, સ્હમજ્યોને. મે તને શુ કહ્યું છે?" જલાલુદ્દિન બોલ્યો, "આપણે એક અલ્લા યાતો પરમેશ્વરના બાળકો છીએ. ભલે હિંદુ હોય, મુસલમાન હોય, પારસી હોય કે યુરોપીયન હોય. તેઓ બધા ભાઈઓ છે. આપણે તેમને ચ્હાવા જોઇએ."

ફીલીપ—જી, એ આપનું કહેવુ ખરૂ છે, ત્યારે હિંદુ લોક આપણને અડતા કેમ અભડાતા હોય તેમ કરે છે. પાર્ટીઓ હોય છે ત્યાં હિંદુઓના ટેબલ્ર જુદાં. જો આપણે ભાઇઓ હઇએ તો એક બીજાઓ સાથે ખાવુ કેમ ન જોઇએ?

જલાલુદ્દિન હસ્યો. અમીના બોલી. 'ફીલીપ, તારા પપા કહે તેના સ્હામો પ્રશ્ન તારે ન પુછવો. મ્હોટો થઇશ ત્યારે બધુ સ્હમજાશે."

જલાલુ—અમીના, તારા મતથી હું જુદો છું છોકરાની બુદ્ધિ ખીલવવા એમને ખુલ્લા દિલથી પ્રશ્ન પુછવા દેવા. એટલુજ નહીં પણ આપણે જાણે બાળક છીએ એ ભાવનાથી વાતો કરવી; તેમ કરવાથી તેમની બુદ્ધિનો વિકાસ થાય છે તથા તેમને વાત કરવાની છુટ રહે છે. ઠીક, ફીલીપ, બ્હાર રમ. આજ તને વાગ્યું હોય તો બેસી રહેજે. અલીને કહેજે કે તને તેલ ચોળે. અમીના થર્મામીટર લાવ જોઇએ. ફીલીપને માપ જોઇએ તાવ છે કે કેમ?

અમીના થર્મામીટર લઇ આવી ને પારો ઉતારી ફીલીપની બ-

ગલમાં સળી મુકી. "થોડાં તાજાં ફ્રુટ લાવુ, ડીયર ?" તે પ્રેમથી બોલી.

"હા, લાવોને. નસરવાનજીએ મોકલ્યાં છે તે કે ?" જલ્લાલુદ્દિન બોલ્યો,

"જી, હા એ તમારા ઉપર બહુ ભાવ રાખે છે." અમીના કબાટમાંથી ફ્રુટની તાસક કહાડતાં બોલી. "આ નારંગી, ફીલીપ લેતો."

"પણ આ સળી કહાડો ત્યારે નારંગી લેવાયને ?" તે બોલ્યો.

"Good boy" જલ્લાલુદ્દિન આનંદથી બોલ્યો. "ચાલો ત્યારે તમે ફ્રુટને ફોલો ને ટાઇમ થશે કે થર્માંમીટર કહાડી લઇ આપણે સાથે ફ્રુટ ખાઇશું."

અમીનાએ ફ્રુટ ફોલ્યા તથા કટકા કર્યા. તે દરમીયાન પાંચ મીનીટ થઇ જવાથી જલાલુદ્દિને થર્માંમીટર કહાડયું. ને જોયુ તો સ્હાડી અઠાણું ડીગ્રી પાસે હતો. "Very healthy boy" તે પ્રસન્ન વદને બોલ્યો. અમીના, ફીલીપ તંદુરસ્ત છે. એની તંદુરસ્તીનો વિચાર કરતાં મને એમ થાય છે કે એને ઇંગ્લાડ ભણુવા મોકલી દઉં"

અમીનાએ ફ્રુટની થાળી વચમા મુકી. "ચાલ ફીલીપ તુ શરૂ કર" તે બોલી.

તેણે શરૂ કર્યું પછી એ બન્નેએ એક થાળીમા ફ્રુટ લીધાં.

કેમ અમીના, ફ્રુટ મઝેનાં છે ને ! તું નસરવાનજી તથા ગુલબાનુનો ઉપકાર માનજે. હું કાગળ લખું તેના કરતાં તું લખે તેની અસર સારી થાય. કેમ પછી ફીલીપને ઇંગ્લંડ મોકલવાની બાબતમાં તારો શો મત છે ?" તે બોલ્યો.

અમીના—ડીયર, ખરૂ પુછો તો મારા એ નુરેચશ્મને આંખ આગળથી દૂર કરવા હું ઇચ્છતી નથી. આપણે કયી લાંબી પ્રજા છે. વળી ત્યાં ગયે એવો શો ફાયદો છે ?

જલ્લાલુ—ઘરને આંગણે રાખીને છોકરાને બાયલા બનાવવો તેના કરતાં ઇંગ્લંડ મોકલીને સીવીલયન બનાવવો એ શું ખોટું છે ?

અમીના—આપણે જોડે જઇએ તો એને મોકલવા મારી ના નથી.

જલ્લાલુ—દિલગીર છું કે મારી પાસે સાધન નથી. એને ગમે તેટલી કસર વેઠીને મોકલવાનું બને, આપણાથી જવાનું બને તે વાત મુશ્કિલ છે

જોઇએ છીએ. હજી પાંચ વર્ષની વાર છે. પંદર વર્ષનો થાય એટલે મોકલીશું. અરે હાં, એક વાત તો કહેવીજ ભુલી જાઉં છું. મધુકર ને કુંજબાલા એમના ગુરૂને તેડવાને મુંબાઇથી કાશી ગયાં છે ને ત્યાંથી તેઓ રૂષિકેશ જશે.

અમીના—ત્યારે તમે એમને આ રસ્તે થઇને જવા કેમ ન લખ્યું? એ લોક ઘણાં સારાં છે. ફીલીપ, તું મધુકરકાકા ને કુંજ કાકીને ઓળખે છે કે? પેલી ન્હાની મંજરી દીકી છે કે?

ફીલીપ—હાજી, આપણે બે વર્ષ ઉપર નિર્મળગામ ગયા હતા, ત્યારે મંજરી બહુ ગંમત કરતી હતી. ત્રણ વરસની પણ બહુ રમતીયાળ હતી. મને ભાઇ ભાઇ કહીને ખસવા દેતીજ નહીને.

જલાલુ—એ હિંદુ કુટુંબ બહુ સારૂં ને સુખી છે. એ લોકની બીજી ખુબી એ છે કે આપણી જોડે સંસર્ગ રાખતાં બીલકુલ વાંધો રાખતા નથી. હમણાં જે ફીલીપે કહ્યું કે હિંદુ લોક આપણને અડતાં અભડાય છે, તેથીજ પરસ્પર વિરોધ વૃત્તિઓ રહે છે. ખરી રીતે જ્યાં પ્રેમ હોય ત્યાં બાધ શેનો હોવો જોઈએ? ને બાધ હોય તો પ્રેમ શેનો થાય? અમીના, એ લોક એમના ધર્મચુસ્ત છે. ઇશ્વરચંદ્ર એકેશ્વરવાદી છે, પણ જરા તુંગ મીજાજી છે. મધુકરવાળું કુટુંબ મૂર્તિપુજક મનાય છે. પણ એમના વિચાર એટલા બધા ઉંચા છે, ને વર્તન એવું ઉત્તમ છે કે મને એમ લાગે છે કે એ લોક ખુદાના ફીરસ્તા છે. મધર ભગવતીનું જીવન કેટલું ઉંચું છે, ગરીબ ગુરબાને કેટલી બધી મદદ કરે છે. બધા હિંદુ લોક એવા નથી હોતા. ધર્મને બ્હાને ઢોંગ ચલાવનારા હિંદુઓ જબરા છે. જોઇએ તેટલી નાત્યો, તેમા જાઇએ તેટલાં તડ, ખાવા પિવાની બાબતમાં મતભેદ, બાર ભૈયા ને તેર ચોકા, એવો ઘાટ છે. નાતોની તકરાર તોબાહ અલ્લા-તોબાહ, હિંદુ લોક એમને એમ ખંડાઇ મરવાના છે. અફ્સોસ, અમીના, અફ્સોસ

કુટ ખાઇને ફીલીપ બહાર ગયો. દંપતી એકલાં પડયાં. રાત્રિના આઠ વાગ્યા હતા. આખા ઘરમાં સુંદર "લાઇટ" કરવામાં આવ્યું હતું.

"કુંજબાલા કેવી ડાહી સ્ત્રી છે. ભણેલી, ગણેલી, વિવેકી, મર્યાદી. હું એનાં કેટલાં વખાણ કરૂં! ખરી કેળવણી એનું નામ. જીવનમાં

તેમને આટલી બધી અનુકુળતા છે તે અલ્લાની મહેરબાનીની વાત છે. એ લોક પાસે પૈસો પુષ્કળ છે. સારો ઉપયોગ કરનારને ખુદા સારોજ બદલો આપે છે. " જલ્લાલુદ્દિન બોલ્યો,

" બીજું કાંઇ લખે છે કે ? " અમીનાએ પુછ્યું.

" કાશીમાંથી કિશોરચંદ્રને તેડીને અમે રૂષિકેશ જઇશું. વળતી વખત દીલ્લી થઇ અમે અજમેર રસ્તે નિર્મળગામ જઇશું. એમ તે લખે છે. " જલ્લાલુદ્દિન બોલ્યો.

" ઘણી ખુશીની વાત, " અમીના બોલી, " એ લોક આવશે ત્યારે આપણે એમને પાર્ટી આપીશુ, કેમ ખરૂને ? "

" અમીના, ડીયર, મેં તને કીયે દિવસે ના પાડી છે. એમના જેવા સ્નેહીની જેટલી સ્વાગતા કરીએ એટલી ઓછી છે. " જલ્લાલુદ્દિને કહ્યુ.

અમીના—તમારા મિત્રોમાંથી મેં કિશોરચંદ્રને દીઠા નથી.

જલ્લા—કિશોરચંદ્ર ઘણો હુંશિયાર છે. પણ પણ જરા ચસ્કેલા મગજનો છે. એનાફાધર હોનારતરાવ નસરવાનજીના મેડહાઉસમાં છે એ તો તને ખબર છેને ? અહો ! મધુકરના ફાધરને અને હોનારતરાવને ઘણું વેર હતું. તે વેર પૈસા ટકાનું કે ભાગલાગનુ નહીં, પણ અંગ્રેજીમાં " Literary Jealousy " એટલે "સાહિત્યની અદેખાઇ" કહે છે તેનું હતું. જેના પરીણામમા બિચારા કાંતિલાલ ગુજરી ગયા, અને હેનારતરાવ ગાંડા થઇ ગયા.

અમીના—ખુદા ખેર કરે, જવા દો એ જુની વાતો. કાંતિલાલના પુસ્તકો આપણી લાઇબ્રેરીમાં છે. ઘણાજ સરસ ને ઉત્તમ છે. મેં થોડાં વાચ્યાં છે.

જલ્લા—એમની જયંતિ થોડા વખતમાં ઉજવવાની છે. તે પ્રસંગે આપણે નિર્મળગામ જવુ પડશે.

અમીના—અલબત્ત જઇશુજ. એ પ્રસંગ ઘણો સારો થશે.

જલ્લા—જેમ એ લોક એમના જાતભાઇઓને સુધારવા યત્ન કરે છે તેવું આપણે કરવુ જોઇએ. આપણામાં સ્ત્રી કેળવણી બીલકુલ નથી. કેટલાંક કુટુંબો બાદ કરતાં આપણા જાતભાઇઓ ઘણા ગરીબ છે, તેમને મદદ કરવી જોઇએ. આપણા લોકનો ખ્યાલ

છે કે 'મળ્યું તો મીર નહીં તો ફકીર' એ દૂર કરાવવો જોઇએ. એમને કરકસર શીખવવી જોઇએ, એના સિદ્ધાંતો ઠસાવવાં જોઇએ.

અમીના—જી, હું આપને મદદ કરવા તૈયાર છું, પણ હું બ્હાર મ્હોં ઉપર બુરખો નથી નાંખતી, અગર તો તમારી જોડે ઉઘાડે મ્હોએ ગાડીમાં બેસું છું, તે બાબત આપણા જાતભાઇઓ મારા ઉપર બહુ નાખુશ રહે છે. અજમેરના ખાનદાન કુટુંબોમાં મે આ વિષે વાત કરી છે, ત્યારે તેઓ પડદા સીસ્ટમને વખાણે છે, અને મારા વિચારને વખોડે છે.

જલ્લા—ઉતાવળે આંબા પાકતા નથી. તેમ એક બે જણથી કામ બનતુ નથી. એ લોકને કેળવણી મળવા દો. એમની મેળેજ ખરા સિદ્ધાંતોને ગ્રહણ કરશે. મારૂં તને કહેવાનું એજ છે કે જેમ મધુકર તથા કુંજબાલા પોતાના જાતભાઇઓને તથા બ્હેનોને સુધારવા યત્ન કરે છે, એ દૃષ્ટિ આપણે રાખવી. હિંદુઓની ગીતામાં કહ્યું છે કે "કર્મ કરવાનો તને અધિકાર છે ફળ પ્રાપ્તિનો નથી." તેમ આપણે આપણું કર્તવ્ય કરવુ.

અમીના—જી બહુ સારૂં,

એટલામાં એમનો નોકર અલી અંદર દાખલ થયો ને કહ્યું કે 'હંમા, આવ્યાં છે ને ખાવા બોલાવે છે.' તેઓ તુરત અંદરના ખંડમાં ગયાં. "કેમ, હંમા, આજ કયાં ગયાં હતા ?" તેણે પુછ્યું

"ભાઇ, આજ હું ખ્વાજાપીર ગઇ હતી. તે જરા વાર થઇ." મરીયમ બોલી. મરીયમ જલાલુદ્દિનની ઓરમાન માતા હતી. તેમની સાથેજ રહેતી. સગી મા જેટલું માન આ દંપતી તેમને આપતાં. જો કે મરીયમનો પ્રેમ આ સુખી યુગલ ઉપર જોઇએ એટલો નહતો.

'હંમાં, રાતને પહોર બહુ વખત બ્હાર રહેવું, એ ઠીક નહીં. વળી મસ્જીદ બહુ દૂર છે. એવું હતું તો ભાડાની ગાડી કરવી હતી, અગર આપણી ગાડી મંગાવવી હતી." જલાલુદ્દિને કહ્યુ.

"ના, ભાઇ વારતો એટલા માટે થઇ કે કેટલાંક હિંદુ કુટુંબો દરઘા જોવા આવ્યા હતાં. તેમને કેટલાક લોકો સ્હમજાવીને છેતરવા યત્ન કરતા. તે જોવાની મને બહુ ગમત પડી." મરીયમે કહ્યુ.

જલાલુદ્દિન—મારા મુસલમીન ભાઇઓ જો આમ કરતા હોય તો ખરેખર દીલગીર છું. અમીના, હુ ન્હોતો કહેતો કે આ અજ-

મેર શહેર કેળવણીમાં બહુ પછાત છે. આપણા અજ્ઞાન જાત ભાઇ-ઓને સુધારવાની જરૂર છે, કે પીરનીપાક જગ્યામાં આવો દગો પ્રપંચ ન કરે. ફીલીપ, ફીલીપ કયા છે ?

અંદર દોડતો ફીલીપ દાખલ થયો. " જી, આ રહ્યો "

" કેમ તારી તબીયત ઠીક છે ને ?" જલાલુદ્દિને પુછ્યું.

" જી હા, પપ્પા " તેણે કહ્યુ, "મને બીલકુલ આરામ છે."

" ચાલો ત્યારે આપણે ખુરસીઓ ઉપર બેસીએ એટલે ટેબલ ઉપર ડીશો ગોઠવી દેવાય." અમીના બોલી. "અમ્મા ટેબલઉપર ચાલોને." તેણે કહ્યુ તે બધાં ખુરશી ઉપર બેઠાં આનંદથી રાત્રિ ભોજન કર્યું.

---

## પ્રકરણ ૩ જું.



### નસરવાનજીનું ' મેડહાઉસ.'



નિર્મળગામથી સોએક માઇલ દૂર એકાંત સ્થળમાં એક ' મેડહાઉસ ' એટલે ગાંડાઓને રાખવાનું અને સુધારવાનું સ્થળ આવેલું હતું. મુંબાઈ, અમદાવાદ, સુરત તથા દક્ષિણના કેટલાક શ્રીમાન્ ગૃહસ્થોની ઉદારતાથી આ સ્થળ બાંધવામાં આવ્યુ હતું. તેના નિભાવ જેટલું દ્રવ્ય એકઠું કરી ઇંગ્રેજ સરકારને સોપવામાં આવ્યું હતું. આ ગાંડાઓની હોસ્પીટલનો વહીવટ ઇંગ્રેજ સરકાર કરતા હતા. તેમના તરફથી નીમાયલા તેના સુપ્રીન્ટેન્ડેન્ટ તરીકે ડૉ. નસરવાનજી એલ. એમ. એન્ડ એસ. હતા. સ્ત્રીઓને રાખવાનો જુદો—અલાયદો વિભાગ હતો. તેની સુપ્રીન્ટેન્ડેન્ટ ગુલબાનુ હતી. તે પણ એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષામાં પાસ થયેલી હતી. નસરવાનજી મધુકરનો સહાધ્યાયી હતો. જેવામાં તે પહેલો ત્યાં દાકતર તરીકે આવ્યો તેવામાં સ્ત્રીઓના વિભાગ માટે એક ઇંગ્લીશ સ્ત્રી હતી પણ તે લાંબી રજા ઉપર ઇંગ્લંડ ગઇ, જ્યાં તેણે એક ઉમરાવ જોડે લગ્ન કર્યું તેથી તેણે એ જગ્યાનું રાજીનામું આપ્યું, એટલે કામચલાઉ તરીકે મીસ ગુલબાનુ જે તુરત પાસ થઈ હતી તેની નીમણુંક સરકારે ત્યાં કરી.

૭ માસમાં નસરવાનજી તથા ગુલબાનુ વચ્ચે પ્રીતિ થઇ. પરિ-ણામમાં તેઓ પરણ્યાં. બન્નેના સારા વહીવટથી સરકારે પ્રસન્ન થઇ

તેમની કાયમ નીમણુંક કરી. આ દંપતીને આ સ્થળ ઘણું પસંદ પડી જવાથી ત્યાં રહેવા ઇચ્છા જણાવી. એટલે આ 'મેડહાઉસ'નો નિષ્કંટક વહીવટ આ દંપતીને સરકારે સોંપ્યો.

એક દિવસ સ્હવારના આઠ વાગે નસરવાનજી પોતાના આસીસ્ટંટ તથા કોંપાઉન્ડરોની સાથે ગાંડાઓની તપાસ કરવા નીકળ્યો. પુરૂષ વિભાગમાં લગભગ અઢીસેં ગાંડાઓ હતા. જેમાંના કેટલાકના પોષણ માટે તેમનાં કુટુંબો તરફથી ખરચ મળતું, ત્યારે કેટલાક સાવનિરાધાર ગણાઇ સરકાર તરફથી પોષાતા. ગાંડાઓના ત્રણ વર્ગ હતા. કેટલાક સાવ ગાંડા હતા, જેમને સુધરવાની આશાજ ન હતી, તેઓ ઘણે ભાગે નગ્ન સ્થિતિમાં પોતાની કોટડીમા બેસી રહેતા, અગર તો બહુ ગાંડાઇ તેઓ કહાડતા તો તેમને અંધારી કોટડીમાં પુરવામાં આવતા. તેમને ઘણો નરમ ખોરાક આપવામાં આવતો, જેથી માત્ર તેઓ જીવી શકે. કેટલાક અધવચલી સ્થિતિમાં હતા. તેમના ઉપર દેખરેખ રાખવામાં આવતી. કારણ જેટલા ટકા તેમાંથી ડાહ્યા થઇ ઘેર જતા તેટલા ટકા સુપ્રીન્ટેન્ડેન્ટને લાભ મળતો. તેમ ગાંડાઓનાં સગાં તરફથી દાક્તરને ઇનામ મળતું. કેટલાક માત્ર '(મેનીયા),' એકજ બાબતની ઘેલછાવાળા હતા. તેઓને ફરવા જવાની છુટ હતી. પણ જે બાબતનો 'મેનીયા' હોય તે બાબતથી દૂર રાખવામાં આવતા. આથી આ ગાંડાઓના મગજને શાંતિ વળતી. સ્ત્રીઓમાં પણ એજ પ્રકારના વિભાગ હતા. પુરૂષ વિભાગમાંથી સ્ત્રી વિભાગમાં જવાની સખ્ત મનાઇ હતી. પરવાનગી વગર એકમાંથી બીજા વિભાગમાં જવાતું નહી.

નસરવાનજી જોડે તેનો આસીસ્ટંટ જેકબ તથા કોંપાઉન્ડર મીઠાલાલ હતા. એક બે પટાવાળા પાછળ અદબથી ચાલતા હતા.

"કેમ મીસ્ટર જેકબ, નંબર પાંચની કેવી સ્થિતિ છે?" જરા રોફથી નસરવાનજીએ પુછ્યું.

"જી, સાહેબ, સાધારણ રીતે ઠીક છે, પણ હજી સ્હમજાતું નથી કે શુ થશે." જેકબે નમ્રતાથી ઉત્તર આપ્યો.

"ચાલો ત્યારે તપાસીશું એને? મી. મીઠાલાલ નંબર પાંચનું તાળું ઉઘાડો તો." દાક્તરે કોંપાઉન્ડરને કહ્યું.

કોંપાઉન્ડરે ગજવામાં હાથ નાંખ્યો, પણ ચાવી જડી નહીં.

તે પોતાના મકાન ભણી દોડતો ગયો.

"What a stupid man he is"! નસરવાનજી પગ પછાડીને બોલ્યો. "માથાથી બમણું પાઘડું પહેરે છે પણ એક કોડીની અક્કલ નથી." થોડી વારમાં કુંચી લઇ તે દોડતો ને હાંફતો આવ્યો. ને તાળું ઉઘાડયું.

"મી. મીઠાલાલ તમો ભુલકણા બહુ છો. તમને યાદ ન રહેતુ હોય તો દવા ખાઓ, નહીંતો રાજીનામુ આપવુ પડશે." અંદર દાખલ થતા નસરવાનજી બોલ્યો.

મીઠાલાલ સાભળી રહ્યો. બચાવ કરે તો સ્હામુ બોલ્યો ગણાય.

"કેમ એઈસ દાક્તરડા, કોના ઘરમાં આવે છે? તુ મને નથી ઓળખતો. હું ગવર્નરની સભાનો મેંબર છું. મારાં પોંઇટસ ઉરાડી દેનાર તું કોણ છે?"

નંબર પાંચનો ગાડો ગુસ્સે થઇ બોલ્યો. તેના સ્હામુ જોયા વગર નસરવાનજીએ જેકબને કહ્યું. "આની ટ્રીટમેટ બરોબર થાય છે કે"?

"જી હા, સાહેબ," જેકબે કહ્યુ.

"એ પાગલ, તુ બહું બકબક ન કરીશ, જો મુગો મરી રહીસ તો ડાહ્યો થઇને ઘેર જઇસ, તારા નસીબમા હોસે તો મોટો કૌંસીલર થઇશ." દાક્તર બોલ્યો.

ગાડો પોતાની ધુનમાં હતો. તેણે દાકતરના બોલ્યાને ગણકાર્યું નહી. દાકતર બીજા ખંડમાં ગયો. એટલે તે કોટડી મીઠાલાલે વાસી દીધી.

"નંબર અગ્યારની સ્થિતિ કેમ છે મી. જેકબ?' નસરવાનજીએ પુછયુ.

"નબર અગ્યારને લાવો." વોર્ડરને જેકબે કહ્યું. એક વાર્ડર એક હૃષ્ટપુષ્ટ ગાંડાને લાવ્યો.

"કેમ મીસ્ટર, તમારાથી હવે ખવાય છે કે"? નસરવાનજીએ પુછયું.

"ઓ યાર, મારાથી તો એક રોટલી પણ ખવાતી નથી. જો ભાત ખાઉં છું તો દાણેદાણો મારી નસોમાં ખુંચે છે." તેણે જાણે ડાહ્યો માણુસ જવાબ દેતો હોય એમ ઉત્તર દીધો.

"મી. જેકબ, આને કેટલું ફૂડ આપવામાં આવે છે?" નસરવાનજીએ પુછયું.

" સાહેબ, એક શેરના રોટલા, અર્ધો શેર ચાવલ, તથા એક પ્યાલો દુધ; કોઇક વાર દાળ પણ આપવામાં આવે છે. " તેણે ઉત્તર દીધો.

" એજ તમારી ભુલ છે. આને ભુખે મારવો, એટલે કે એ કહે કે હવે મને ખોરાક આપો એમ બુમો પાડે ત્યાં સુધી એને ખોરાક ન આપવો. ત્યારેજ એના મગજમાં એમ થશે કે હું ખાઇ શકું છું. બાકી ગમે તેટલુ ખાશે, પણ એના મગજનો ભ્રમ દુર નહીં થાય. " નસરવાનજી બોલ્યો. તેણે ગાંડા તરફ નજર કરી કહ્યુ. " ત્યારે એક વાઘ ધરાય તેટલું તમારૂ શરીર છે તે હું ધરૂં છુ કે પવનથી થયું હશે.

ગાંડો—ના ના યાર, હું કયાં જાડો છું. હું તો દુબળો સળી જેવો છું, મારાથી બીલકુલ અન્ન ખવાતું નથી. હાડકે હાડકાં દેખાય છે, પડી રહમજણુ,

નસરવાનજી હસીને આગળ ચાલ્યો.

એટલામાં સ્હામેથી ગુલબાનુ આવી પહોંચી. " કેમ ગુલ, તારી ડયુટીથી પરવારી કે ?"

ગુલબાનુ—હાજી, મને આ બીચારા ગાંડાની બહુ દયા આવે છે. ખોદાતાલાએ એ લોકને એમ કેમ બનાવ્યાં હશે ? એ બીચારાના દુઃખ જોઇ મારાથી રોવાઇ જવાય છે. એક માબાપની કાની હું તે લોકની નોકરી બજાઉ છું. કેટલીક તો બાઇઓ બીચારી એવુ કરૂણાભર્યું રૂએ છે કે મને આસુ નીકળી પડે છે. કેટલીક બાઇઓ કુટયા કરે છે.

નસરવાનજી—ગુલ, એ લોકો ઉપર સારા ભાવથી વર્તીશ તો ખોદા તારૂં સારૂં કરશે.

પટાવાળાએ ગુલબાનુના હાથમાં ટપાલના કાગળ આપ્યા. તેમાંના કેટલાક સરકારી હતા, તે તેણે પોતાની પાછળ ચાલતી સ્ત્રી વાર્ડરને આપ્યા. " ટેબલ પર મુકતો બીબી, જરા ધ્યાનથી મુકજે ને પેપરવેટથી સજડ દબાવજે, હમણાં હું ત્યાં આવીને વાચુ છું. નસરવાનજી આ અક્ષર ઓળખ્યા કે ?"

નસરવાનજીએ આંખપર ચસ્માં ચ્હડાવી અક્ષર જોયા. " ઓલ્લો, આ અક્ષર કેમ ન ઓળખું ? આ અક્ષર કુજબાલાના છે. પોસ્ટ માર્ક રેલ્વેનાં લાગે છે. કાંઇ ટુર (મુસાફરી) ઉપર તેવણુ નીકળ્યાં હોસે. વાંચુતો ગુલ હરકત નથી ?

ગુલ—ડીયર, તમારી તે હરકત હોય, કુંજબાલાની સોબતમાં હું હીંદુ સ્ત્રી બની ગઇ છું.। જે ભાવથી હિંદુ સ્ત્રી પોતાના ધણીને ચાહે છે ને માન આપે છે, તેજ ભાવથી હું તમને ચાહું છું, સમજ્યા ડીયર !

જેકબ ને ભીખી દૂર ઉભે ઉભે કાંઇ ગુપચુપ વાતો કરતાં હતાં. મીઠાલાલ ડાબી આંખેથી જોતો હતો, ને મનમાં બળતો હતો.

નસરવાનજી—થેંક્યું ડીયર. તારો લવ હશે તો મને બીજી કશાની દરકાર નથી.

ગુલબાનુ પ્રસન્ન વદને કુંજબાલાનો કાગળ વાંચવા લાગી. વાંચીને નસરવાનજીના હાથમાં મુકયો, તે વાંચી ગયો. "સમજણુ પડી" તે બોલ્યો. "તે લોક કાંતિલાલની જયંતી ઉજવવા માંગે છે. આપણે ઘણી ખુશીથી જઇશું, પણ આપણા બુઢા હોનારતરાવ કાકાનું પાકી આવશે, જો ચાલ તો તેની મુલાકાત લઇએ.

"મી. જેકબ." તેણે મોટેથી કહ્યુ

"જી, સાહેબ," ગુંચવાતો બોલ્યો.

"નંબર ૨૫ ના હોલમાં લઇ ચાલો." નસરવાનજી બોલ્યો.

"You can go Mr. Mithalal, I don't wont you now." તેણે કહ્યું.

મીઠાલાલ સલામ કરીને ભીખી ભણી ટીકતો ટીકતો રસ્તે પડયો. "માણસ ભલો છે પણ હેડ બીલકુલ નથી. કેમ મી. જેકબ ખરૂંને ?" નસરવાનજી બોલ્યો.

"ખરૂં છે સાહેબ" જેકબે જવાબ દીધો.

તેઓ બધાં નંબર ૨૫ ના ખંડમાં ગયાં. અહીં હોનારતરાવ રહેતો હતો. નસરવાનજીની સારી બરદાશથી તેની તબીયતમાં ઘણો સુધારો થયો હતો. માત્ર કાંતિલાલના પુસ્તકો જોતો કે તેના વખાણુ સાંભળતો તો તેનું પાકી આવતું. આ શિવાય બોલવામાં, ચાલવામાં, રહેવામાં કોઇ રીતની વિકલતા માલુમ પડતી ન હતી. નસરવાનજી તથા ગુલબાનુને દીઠાં કે તે ઉભો થઇ સ્હામો આવ્યો.

એનું શરીર સાવ કૃશ થઇ ગયું હતું. માથાના વાળ ધોળા થઇ ગયા હતા. છતાં આંખોમાં તેજ હતું. બોલવા ચાલવાની અને વિદ્વત્તા બતાવવાની તેની તેજ છટા રહી હતી.

" પધારો દાક્તર સાહેબ, પધારો ગુલબાનુ, તમોએ તસ્દી લીધી," તે બન્નીને સલામ કરીને બોલ્યો. બધાં ખુરશી ઉપર બેઠાં. જેકબને ભીખી ઉભાં હતાં.

" કાંઇ નહીં કાકા સાહેબ," નસરવાનજી બોલ્યો, " આપ તો અમારા મુરબ્બી કહેવાઓ. કિશોરચંદ્રના આપ પિતા એટલે અમારા પણ પિતા ગણાઓ."

" જી, એતો આપની લાયકી છે મહેરબાન ! બાકી આ જમાનામાં આપના જેવો કોણ ભાવ રાખે એમ છે. અમારા જેવા ગરીબ ગાંડાને કોણ માન આપે એમ છે. હવે નો કિશોરચંદ્ર કાંઇ ઠેકાણે પડે તો ઠીક," હોનારતરાવ બોલ્યો.

ગુલબાનુ--કાકા સાહેબ, બધું ઠેકાણે પડશે. તમને ખાવાં પિવાની ગોઠવણ બરાબર છેને ?

" હા બ્હેન " હોનારતરાવ બોલ્યો " ઇશ્વર, તમારા જેવી કુલવધુનું કલ્યાણ કરો. "

આગળ ચાલતા નસરવાનજી બોલ્યો:—

ઘણી દીલગીરી થાય છે. કોણ જાણે કેવા પ્રકારનું વેર એને કાંતિલાલ માટે હતું, કે ભેજામાંથી એ વાત ડોસો ભુલતો નથી. બાકી બધી વાતે ડાહ્યો છે. એને શેકસપીયર, કાલિદાસ, ભવભૂતિ, ગતિની વાતો, અગર તો મણિલાલ, બાલાશંકર, કાન્તાજીની વાતો પુછશો તો આ બાદ કહેવાનો. માત્ર કાતિલાલનું નામ સાંભળ્યું કે વખાણ સંભળ્યાં કે ભેજું ગેપ. આકાશમાંથી ખાસ ખોદા ઉતરીને મ્હેરબાની કરે તો એનું મગજ એ બાબતમા ઠેકાણે ન આવે. મી જેકબ, ચાલો આપણે નબર સેવન્ટીનની તપાસ લઇએ. કેમ ગુલ, ડીયર તુ થાકી તો હઇશ, પણ આવે છે કની ?

ગુલ—હાજી, હું કે દહાડે ના કહું છું.

તેઓ સત્તરમા નંબરની કોટડી પાસે ગયાં. અહીં એક શ્રીમાન ગૃહસ્થનો વીસ વર્ષનો છોકરો રાખવામાં આવ્યો હતો. એના મગજમાં એમજ ઠસી ગયેલું કે ( germs ) જંતુઓ મારા શરીરમાં ભરાઇ ગયાં છે, ને વધારે ભરાશે તો મરી જઇશ. તેના ને તેના વિચારમાં મગજ ખસી ગયું હતું. એને ઘણી સ્વચ્છ જગાએ રાખવામાં આવ્યા હતો. ટેબલ, ફરનીચર, સફેત કપડાં, એનો પિતા પુરૂં પાડતો. છોકરો બી. એ. કલાસ સુધી પહોચ્યો હતો. ને ( germ theory ) " જંતુથી થતી શરીરપર અસર " ના વિચારમાં ભેજું

ગેપ થઇ ગયું હતું. નસરવાનજી ત્યાં ગયો તે વખતે તે કાચના પ્યાલામાં ઘણુંજ સ્વચ્છ પાણી ધીરે ધીરે પીતો હતો.

"Good day, doctor Saheb," તે ઘણા વિવેકથી બોલ્યો, ને દાક્તરને સ્હામી ખુરસી આપી. Welcome, Goolbanu, take your chair, please"

"Thank you Mr. Mishrakant," ગુલબાનુ બોલી.

"હવે મી. મિશ્રકાંત કાંઇ બીજા વિષય ઉપર લક્ષ જાય છે કે તમારી જર્મવાળી થીયરીજ ખરી છે?" નસરવાનજીએ વાત ઉપાડી.

"દાક્તર સાહેબ, હું મારા સિદ્ધાંતને દૃઢ વળગી રહ્યો છુ. ભલે તમે મને ગાંડો કહો, પણ હું તમને બધાંને ગાંડા કહું છું. જંતુનુ પ્રમાણ દિનપ્રતિદિન એટલુ વધતુ જાય છે કે ન પુછો વાત. શરીર એ સંભાળવા જેવી વસ્તુ છે. આપણા લોકો ડર્ટી રસ્તામા હીંડીને, મેલાં પાણી પીને, ગંદાં કપડાં પહેરીને કેવા માંદા પડે છે? મારા મનમા એમ છે કે જેટલે દરજ્જે આપણે સંભાળીશુ, તેટલે દરજ્જે જીવીશુ. જરા દાક્તર સાહેબ માટે સોડા લાવતો." તેણે પોતાના નોકરને કહ્યું. મિશ્રકાંત માત્ર મહિનાથી નસરવાનજીની હોસ્પીટલમાં આવ્યો હતો.

મિશ્રકાંતને માટે એના પિતા તરફથી બે નોકરો પોતાને પગારે રક્ષણ કરવા માટે રાખવામાં આવ્યા હતા.

તુરત એ ગ્લાસમાં સોડા તથા આઇસ નાખીને નોકર લાવ્યો, ને દાક્તર તથા ગુલબાનુને તે આપ્યા.

"પીશો નહીં, પીશો નહી,' ઉશ્કેરાઇને મિશ્રકાંત બોલ્યો "જોતા નથી આ સોડામા કેટલા બધા જંતુ છે? ઢોળી દ્યો, દાક્તર સાહેબ."

તે ગણકાર્યા વગર તે બન્ને જણાં પી ગયાં ને હસી પડયાં મી. મિશ્રકાંત, અમને તેથી કાંઇ થવાનું નથી. ખોદાએ ધાર્યું હશે તો હમણાં મરી જઇશું. તમને આ ખાલી વ્હેમ છે. તેમાં તમે તમારો અભ્યાસ બગાડયો, જીંદગી બગાડી, માબાપને દુ:ખી કર્યાં. મી. મિશ્રકાંત, કાંઇ ઉદ્યોગમાં મન રાખો. તમને તમારી દશાની શરમ નથી આવતી? તમે જુઓ તો ખરા! દુનિયામાં માણુસ જાતને કેવા કેવા પ્રકારનાં દુ:ખો સહન કરવાં પડે છે. તમારી સ્થિતિ ઘણી સારી છે. છતાં તમે નાહક આવા ખોટા વ્હેમ રાખો છો.

ગુલબાનુ—મી. મિશ્રકાંત, કોઈ સારી સ્ત્રી પસંદ કરી પરણો કે આ વાત ભુલી જાઓ. ”

મિશ્રકાંત—ગુલબાનુ, ચોગરદમથી જંતુ મારા શરીરમાં પ્રવેશ કરે તેવી દુઃખી સ્થિતિમાં મારાથી બીજા વિચાર થઈ શકતા નથી. જુઓને સાહેબ, પ્લેગના જંતુ નાશ કરવા કેટલો પ્રયાસ કરવામાં આવે છે, છતા પ્લેગ નાબુદ થાય છે? તેવા દરેક રોગના જંતુ છે, શરીરના ગમે તે ભાગમાં જરા છિદ્ર ઉઘાડું રહી ગયું તો તે અંદર દાખલ થઇ લોહી જોડે મળી ગયુ એટલે હજારો બલ્કે લાખ્ખો જંતુ પેદા થઇ શરીર કોચી ખાય છે. Oh my God, I shudder at the idea

નસરવાનજી—પણ જંતુ સિવાય તમને બીજા વિચારજ નથી આવતા? તમારાં માબાપનુ હેત યાદ નથી આવતુ? તમારૂં લગન મદાલસા જોડે થવાનું હતું તેવામા આ તમારૂં ભેજું કયાંથી ગેપ થયું?

મિશ્ર—એ બધા અજ્ઞાન છે, બેવકુફ છે. જંતુવાળી વાત સ્હમજ્યા નથી, એટલે હુ શુ કરૂ. સાહેબ, Where ignorance is bliss, it is folly to be wise, એ થીયરી કેવળ ભુલ ભરેલી છે. "Knowledge is power," સ્હમજ્યાને, જંતુશાસ્ત્રનું જ્ઞાન મને મળ્યુ, એ ઇશ્વરની મારાપર પરમકૃપા છે. એ જંતુથી રક્ષણ કરવું એ મારૂં કર્તવ્ય છે.

નસરવાનજી— All right, સાહેબજી.' તે તથા ગુલબાનુ બન્ને ઉઠયાં.

“Thank you doctor Saheb,” મિશ્રકાંત બોલ્યો. “હવે આપ મારા ફાધરને લખી દેજો કે હું મેડ નથી પણ ઘણોજ ચોક્કસ કાળજાનો ને સત્યશોધક છું Do you see ”

ઉત્તર દીધા વગર બન્ને ચાલ્યા. જેકબ પાછળ ચાલતો હતો. “ગુલ,” નસરવાનજી ગંભીરતાથી બોલ્યો. “હું ધારૂં છું જીંદગીની અનુકુળતા એજ આ માણસને બગાડશે. માટે મારે હવે એને ગંદામાં ગંદી જગાએ પુરી રાખી, મેલામાં મેલાં કપડાં એને પહેરાવવાં પડશે. પાણી પણ ગંદુ, ખોરાક પણ ગંદો. ખાવું હોય તો ખાય નહીં તો ભુખે મરે. અલબત એનાથી એની તબીયત બગડશે તો લાચાર પણ એનું ભેજું એ વગર ઠેકાણે નહી આવે. કેમ ખરૂંને, મી. જેકબ !”

“જીહા સાહેબ,” જેકબે જવાબ દીધો. જેકબ ના કહેવી સ્હમજ્યોજ ન હતો. નસરવાનજીની તેણે આ સ્વભાવને લીધે સારી પ્રીતિ

સંપાદન કરી હતી. મીઠાલાલ કુવા ઉપર ધોતીયું ધોતો હતો તેનો "હુઇસ હુઇસ" નો સ્વર સંભળાતો હતો.

"આ કોણ નોઇઝ કરે છે," નસરવાનજીએ પુછ્યુ.

"એ તો મીઠાલાલ છે, સાહેબ," એક નોકરે જવાબ દીધો.

દાકતર બબડયો—Stupid fellow !

ગુલ—નસરવાનજી, તમે એ બીચારાને એમ શું કામ સપાવો છો. પંદર રૂપીયામાં બીચારો ગરીબ માણસ ગમે તેમ પુરૂં કરે. તમારે તો મહેરબાની કરીને એ લોકનો પગાર વધારી આપવો જોઇએ.

નસરવાનજી—મને એવા 'ઇડીયટોનો' કંટાળો છે.

ગુલ—એવા ઓછી બુદ્ધિના ગરીબ માણસોની દયા ખાવી જોઇએ. વધારે બુદ્ધિ હોય તો એ લોક તમારી તાબેદારી શેના ઉઠાવે કે આટલા થોડા પગારમાં પડી શેના રહે, અગર તો તમારા ક્ષણે ક્ષણે અપમાન પણ શેના સહન કરે ? હા પણ, ડીયર, આપણો બાગ જોતા જાઓને ? મેં તમારે માટે કેટલાક ફુલ રાખી મુકયાં છે.

નસરવાનજી—I am tired, dear; પણ ચાલ, તને કાંઇ ના કહેવાસે ?

જેકબને રજા આપી દીધી. બીબી એની રાહ જોઇને ઉભી હતી તેઓ બન્ને વાતો કરતાં ચાલ્યાં ગયા.

આ દંપતી બાગમાં દાખલ થયાં. "જુઓ, નસરવાનજી, આ ગુલાબનું ફુલ મેં તમારે માટે રાખી મુકયું છે." તેણે તે તોડીને નસરવાનજીને આપવા માંડયું.

"ડીયર," નસરવાનજી બોલ્યા, "એ તો તારી પાસે રહેવું જોઇએ."

"નહીંજી," "ગુલબાનુ બોલી," એ તમારી પાસે રાખવું જોઇએ. હું તમારા હૃદયમાં છું તેની નીશાની દાખલ રાખવુ જોઇએ," તેણે આગ્રહ પૂર્વક તે ફુલ આપ્યું.

"Thank you dear," નસરવાનજી ફુલ રમાડતો રમાડતો બોલ્યો, "ને બદલામાં મારા તરફથી તને શું આપું ?

ગુલ હસી પડી. તેઓ આગળ ચાલ્યાં. મોગરો, જાઇ, જુઇનાં ફુલ જોતાં જોતાં, નવીન ફુલ ઝાડ તરફ ગયાં.

ગુલ—ડીયર, આ ફુલનો રંગ બહુ સરસ છે, પણ અંદર સુગંધ બીલકુલ ન મળે !

નસ--એમ તો નહીં, પણ રંગના પ્રમાણમાં સુગંધ ઓછી. આપણી બાજુ રંગ ઓછો ને સુગંધ વધારે. આપણા ચંપાના ફુલની સુગંધની તારીફ અંગ્રેજ કવિઓ પણ કરે છે.

ગુલ—ડીયર, કેસરનાં ફુલ સુંદર કયા થાય છે? કમળના ફુલ જેનાં વર્ણન આપણે સંસ્કૃતપુસ્તકોમાં વાંગી એ છીએ તે કયાં હશે?

નસ--હું ધારૂં છું, ગુલ, એ બધુ વર્ણન કાશ્મિરના પ્રદેશનું હશે. આપણે કાશ્મીર જોયો નથી એટલે શી વાત! બાકી સંસ્કૃત કવિઓની ખુબી પણ હોય. હાં, ડીયર, કુંજબાલાએ બીજું શુ લખ્યું છે?

"હા, આપણે એ વાત તો ભુલી ગયાં," તેણે કહ્યું, "કુંજબાલા લખે છે કે અમે કાશીએ જઇએ છીએ, ને ત્યાથી હૃષિકેશ જઇ, ગુરૂશ્રીને બોલાવીને નિર્મળગામ જઇશુ."

"ત્યારે હાલ એ લોક એ બાજુ છે, એમ કે" નસરવાનજી બોલ્યો.

"ડીયર, આપણે ચાલોની 'ટુર' પર.' ગુલ બોલી.

"આપણે ગરીબ લોક કહેવાઇએ," નસરવાનજી બોલ્યો, "આપણાથી એ લોકની માફક ખરચ થાય નહીં. અહીં આપણો પગાર વધી વધીને કેટલો વધવાનો! એ તો ઠીક છે કે તારે હજી......"

ગુલ હસી પડી "રહમજી તમે શુ કહેવા માગોછ તે"

બાગમાં ફરીને તેઓ પોતાને બંગલે ગયાં.

આ દંપતીને સંતાન ન હતું.

---

## પ્રકરણ ૪ થું.

---

### લક્ષ્મણ ઝોલા.

---



હરિદ્વાર એ હિંદુઓનું પવિત્ર ધામ ગણાય છે. અહીંયાં હિમાલય પર્વતની ખીણોમાં વહેતી ગંગા નદી બહાર આવે છે. એનું બીજું નામ ગંગાદ્વાર છે. ગંગા નદીનો દેખાવ અહીં ઘણો સુંદર અને રમણીય છે. પહાડમાંથી નીકળી ગંગાનો પ્રવાહ બારે માસ અહીં જોરમાં હોય છે. ગમે તે ઋતુમાં પાણી જોશો તો બરફ જેવું

ઠંડું હોય છે. કારણ હિમાલયના પહાડ ઉપરથી આ પાણી વહે છે. ગંગાસ્નાન કરવુ અહીં કઠિન છે કારણ ગમે તેવો તરનાર હોય તેનો પાણીમાં પગ સ્થિર રહી શકતો નથી. તેમ પાણીની શીતળતાને લીધે નાહી શકાતું નથી. આ સ્થળમાં મુખ્ય દેવ ગંગા ગણાય છે. કિનારા ઉપર એક માઇલ લાબો પ્લેટફાર્મ સરકાર તરફથી બાંધવામાં આવ્યો છે, કે જ્યાં હજારો યાત્રીઓ આનંદથી ફરે છે. સ્વચ્છતા આ સ્થળે ઘણી જોવામા છે. હિંદુસ્થાનમા તીર્થસ્થાન ઘણાં છે, પણ સ્વચ્છતામાં હરિદ્વારને મળતુ ભાગ્યે એક હશે.

યાત્રાળુઓને ઉતરવાને પંડયાઓના ઘર ઉપરાંત ઝુનઝુનવાળા રાયબહાદુર સૂર્યમલની, કાશ્મિરના મહારાજની, વિલાસપુરના રાજાની, અને એવી ઘણીક ધર્મશાળાઓ છે. બધી ધર્મશાળામા સૂર્યમલની ધર્મશાળા ઘણી ઉત્તમ છે.

અહીંથી પહાડમાં તેર માઇલ ગંગાના મૂળ તરફ ઉત્તરે હૃષિકેશ નામનું પવિત્ર સ્થળ છે. હરદ્વારથી થોડે સુધી ગંગા નદી દેખાય છે. પછી તે પહાડની ખીણોમા ગુમ થઈ હૃષિકેશ આગળ દેખાય છે. અહીં હિમાલયના ગગનચુંબી શિખરો નજરે પડે છે. આ પર્વતની વિશાળતાનુ ભાન આપણે હૃષિકેશ આવીએ છીએ ત્યારે થાય છે. આ સ્થળ હરદ્વારથી પણ સુંદર ને સ્વચ્છ છે. પણ અહી યાત્રાળુઓ આવતા નથી. જેમને બદ્રિનારાયણ જવુ હોય છે તેઓ ઘણે ભાગે અહીં આવે છે. અહીથી લગભગ એકસો પાંસઠ માઇલ બદ્રીનારાયણ છે. જ્યાં જવાનાં સાધન અહીં મળે છે. ઘણે ભાગે પગે ચાલીને જવુ લોકોને સુગમ પડે છે. પણ તે ઉપરાંત કંડીયા, દરીદંડી, ને ઝંપાન નામના માણસો ઉપાડી લઈ જાય એવા વાહન મળે છે. ઝંપાન આપણા મીયાનાને મળતુ છે. અને જો માણસના ઉપર બેસીને બદ્રીનારાયણ જવુ હોય તો તેજ માત્ર ઉત્તમ વાહન છે. બાકીનાં બીજાં વાહનો ઉપર બેસી જવા કરતા પગે ચાલીને જવું ઠીક પડે છે. અહીં કેટલીક ધર્મશાળાઓ છે. તેમ યોગી લોકો પર્ણકુટી બાંધીને રહે છે. ગંગાની રમણીયતા વિશેષ લાગે છે. અહીં અનેક દેવદેવીની મૂર્તિઓ છે. પણ મુખ્ય દેવ કુદરત અને ગંગા નદી મનાય છે.

અહીંથી ત્રણ માઇલ પહાડમાં લક્ષ્મણ ઝોલા નામનું પવિત્ર સ્થળ છે. ત્યાં હિમાલયની એક ટુક પુરી થાય છે, ને બીજી શરૂ

થાય છે. વચમાં પૂર જોશમાં વહેતી ગંગા નદી છે. બદ્રિનારાયણ જનારા યાત્રાળુઓને આ સ્થળે ગંગા નદી ઓળંગવી પડે છે.

હાલ ત્યાં એક ઝુલતો પુલ બાંધવામા આવ્યો છે. જેની નીચેથી ગગા નદી ચાલી જાય છે. અગાઉના વખતમાં બે કિનારે બે મજબુત થાંભલા રોપી દોરડાં બાંધવામા આવ્યાં હતાને તે દોરડાને મજબુત સીકાં લટકતાં રાખવામા આવતાં. જે યાત્રાળુને બદ્રિનારાયણ જવુ હોય તેને આ સીકાં ઉપર થઇને સ્હામે પાર જવુ પડતું. કારણ ગંગાનો વેગ ઘણો હોવાથી હોડી અગર ત્રાપા સ્થિર રહી શકતા નહતા. આ સીકા ઉપરથી સ્હામે પાર જવું એવુ ભયંકર હતુ કે ઘણે ભાગે માણુસો જતા નહીં. જનારામાથી કેટલાક સીકામાથી પડી ગંગા નદીનો ભોગ થઇ પડતા. ગગાની ખીણુમાથી પહાડનાં આકાશ જોડે વાતો કરતાં ચોગરદમ શીખરો નજરે પડતા. આ સ્થાનોનો દેખાવ ઘણો ( grand ) ભવ્ય છે. ગંગા નદીનો પ્રવાહ ને સીકા ઉપર થઇને જવુ એ વિચાર ગમે તેવા શ્રહાળુ હ્રદયને થથરાવી મુકવા બસ હતો.

લક્ષ્મણ ઝોલ્લાની આ બાજુ એક ન્હાની ધર્મશાળા છે. તેના પડખામાં એક સુંદર લાકડાની પર્ણકુટી હતી. આસપાસ ન્હાનાં ન્હાનાં ફુલ ઝાડ, ડમરાના છોડ નજરે પડતા. આ પર્ણકુટીમાં ભગવાન્ ચિદાનંદ ગુરૂ નિવાસ કરતા હતા. તેમની પાસે ઢોંડુપત તથા વનમાલા રહેતાં હતાં. એક બે નોકર સાથે હતા. ચિદાનદ ગુરૂ ઘણા વૃદ્ધ થઇ ગયા હતા. છતાં વનમાલાનો હાથ ઝાલી ગગા કિનારે જઇ ત્રિકાળ સ્નાન કરતા. ઢોંડુપંત ડીટેકટીવ લાઇનમાંથી નિવૃત થઇ અહીં રહેતો હતો. ગુરૂએ આંખોએ મોતીઆ ઉતરાવેલા હોવાથી ઠંડા સ્થળમાં રહેવાની દાકતરની સલાહ હોવાથી તેઓ અહીં રહેતાં હતાં.

બપોરના બાર વાગ્યા હતા. સૂર્યનો પ્રકાશ પહાડમાં પડયો હતો જેને લીધે ધુમ્મસ દૂર થઇ હતી. ગંગા નદીનાં ખળખળ વહેતા પાણીમા સૂર્ય કિરણો રમ્ય લાગતાં. પહાડ ઉપર ઉગેલાં લીલાં વૃક્ષોમાં પડતાં કિરણો વૃક્ષને સુશોભિત બનવતા. પર્ણકુટીની બહાર એક મ્હોટા આસોપાલવના વૃક્ષ નીચે એક ખાટલા ઉપર ચિદાનંદ ગુરૂ સુતા હતા. વનમાલા અને ઢોંડુપંતે સ્હામ સ્હામાં પડખે બેઠાં હતાં, ને ગુરૂના પગ દબાવતાં હતા. ધીરે પણ સ્વચ્છ સ્વરે ચિદાનંદ બોલ્યા. "પુત્રિ !

હવે ક્યાં સુધી આ જીર્ણું શરીરની પાછળ તમે શ્રમ લેશો? ગયેલાં નેત્ર મહા શ્રમે પ્રભુએ આપ્યાં. જો કે મારા મનથી તો બન્ને દશા સમાનજ છે. બલ્કે માહાત્મા સૂરદાસે તો પાર્થિવ વસ્તુઓના પ્રલોભનથી દૂર રહેવાને પ્રભુના સતત ધ્યાનને માટે પોતાનાં બે નેત્ર ફોડી નાંખ્યાં હતાં. પણ હજી એવા મહાત્માઓના પ્રમાણમાં હું ઘણો પામર છું. આ દેહ ઉપર આટલું બધું મમત્વ શું કામ રાખો છો?'

વનમાલા—પિતાજી, આપના દેહને રાખવો વા ન રાખવો એ અમારા જેવા માનવના હાથમાં નથી. છતાં તે પરમ કૃપાળુ પરમેશ્વરની દયાથી જેટલું આપનું આયુષ્ય લંબાય છે, તેટલો અમને લાભ છે. અમે આપની સેવા કરીએ છીએ તે ઇશ્વરની સેવા કરીએ છીએ.

ઢોંડુપંત—પિતાજી, આપના ચરણ કમળની સેવાથી મારા જેવા અધમ અને પાપીને બહુ લાભ થયો છે. જે સતત જ્ઞાનધારા આપના વચનામૃતથી મળે છે, તે ધારા પાન કરવાની લાલસા કદી તૃપ્ત થવાની નથી. સંસારમાં મેં મારી લાઇનમાં યશ પ્રાપ્તિ માટે જે કાળાં ધોળાં કર્યાં છે, તે પાપમાંથી કયારે મુક્ત થઇશ?

ચિદાનંદ—વત્સ! પોતાનાં કરેલાં દુષ્ટ કૃત્યોનો પશ્ચાત્તાપ-અંતઃકરણ પૂર્વક પશ્ચાત્તાપ, એ પ્રભુચરણે પહોચવાનો મહામંત્ર છે. વત્સ, તેં તારી ફરજ બજાવતાં કાંઇ ભુલ કરી હોય તો તે પ્રભુ ક્ષમા કરશેજ. તેં જન સેવા કરી છે, ગુન્હેગારોને પકડયા છે. નિરપરાધીઓનું રક્ષણ કર્યું છે. તારૂં જીવન એક સંત જેવુંજ પવિત્ર છે.

ઢોંડુપંત—પિતાશ્રી, છતાં ષડ્રિપુનો હું દાસ હતો.

ચિદાનંદ—સંસારમાં ષડ્રિપુનો કોણ દાસ નથી? કામ, ક્રોધ, લોભ, મોહ, મદ ને મત્સરમાંના દરેક રિપુ મનુષ્યને સતાવે છે. પામર મનુષ્યો તો છએના ગુલામ થાય છે. પણ કહેવાતા ઉત્તમ જનોમાં પણ એક દોષ તો પ્રધાન હોય છે. તેથીજ, વત્સ, મનુષ્યથી ઇશ્વર નથી થવાતું. પ્રભુના આ મહાન્ નિયમને ઉલ્લંઘવા કોણ સમર્થ છે! આપણે રાત દિવસ પ્રભુને પ્રાર્થના કરવાની છે કે દુષ્ટ વૃત્તિઓથી દૂર રાખો. પ્રભુ, અમને બચાવો. જો અંતઃકરણથી પ્રાર્થના કરવામાં આવે તો નક્કી પ્રભુ સહાય કરે છે; કેમ ખરૂંને બ્હેન?

વનમાલા—હા, પિતાજી; હું મારાજ મનના વિચાર આપને કહું. ભગવતીને જ્યારે મેં પરમ સુખમાં જાગીરદારની પત્ની તરીકે દીઠી

ત્યારે મને તેની બહુ અદેખાઇ આવી હતી. તેવામાં હું એમને (કાંતિ-લાલ)ને નમાલા ગણુતી. મને એમના તરફ બીલકુલ ભાવ ન હતો. તે વખતે મારી માનસિક નબળાઇ એટલી બધી હતી કે જો જાગીર-દાર વિશુદ્ધ ન હોત તો હું નક્કી ભ્રષ્ટ થાત.

ઢોંડુપંત—અને બ્હેન, જે વખતે મેં તમને પેલા બે દુષ્ટ (હોલારામ અને હોનારતરાવ) ના પંઝામાંથી બચાવ્યાં, તે વખતે મારા મનમાં તમારા તરફ અનેક દુષ્ટ વિચાર આવ્યા હતા, એટલુંજ નહીં પણ એક બે ફેરી તો તમને ફસાવવા મેં સંકલ્પ કરેલો, પણ કોણ જાણે કેમ જ્યારથી ચિદાનંદ ગુરૂનાં દર્શન થયાં. ત્યારથી તે દુષ્ટ વાસના બળી ગઇ.

વનમાળા વિચારવંત નજરથી આકાશ સ્હામું જોઈ રહી.

"મારા વ્હાલાં સંતાનો" ચિદાનંદ ગુરૂ બેઠા થઇ સજળ નેત્રે બોલ્યા "સ્વપ્નામાં પણ ખ્યાલ ન આવે એવા તમારાં રહસ્યોના કથનથી મને હર્ષનાં આસુ આવે છે. આ પવિત્ર સ્થળનો પ્રભાવજ એવો છે. અહીં કેટલી બધી શાંતિ છે. સંસારના કોલાહળથી આપણે કેટલા નિવૃત છીએ ! આવાં સ્થળ શિવાય હૃદય કદી સ્વચ્છ બનતું નથી. ત્યારે તમારા ખ્યાલમાં આવ્યુ કે ષડ્રિપુ આપણી પાછળજ છે, કયી ક્ષણે આપણે તેમાંના કોના ભોગ થઇશું તે સ્હમજાતું નથી. આ સંસાર એક રમણીય, મોહક બાગ છે. છતાં એનાં શીતળ લાગતાં સરોવરો અંદરથી ભયંકર અને દુઃખદાયક છે. સંસારની રમણીયતા એ માત્ર તેનું બાહ્ય સ્વરૂપ છે. ખરી રીતે હજી મધુકર, કુંજ, કિશોર, એ બધાં જો કે ઘણું સારૂ કૃત્ય કરે છે, પણ યશનીલાલસાથી કરે છે. એટલે કુદરતના નિયમ પ્રમાણે જ્યાં સુધી વાંછના દૂર થઈ નથી, ત્યાં સુધી પરિણામે કાંઇક નિરાશા થવાની. આ સંસાર એ દુઃખમય છે એ ભાવના સ્થૂળ દષ્ટિથી છે. પાર્થિવ નાશવંત અસત્ય વસ્તુઓને સત્ય માનવાથી, પામરજનને પ્રાણસમાન લક્ષ્મી ઉપર ઘણી આસક્તિ રાખવાથી અંતે મનુષ્યને નિરાશ થવું પડે છે.

ઢોંડુપંત—સત્ય કહો છો મહારાજ !

ચિદાનંદ—વત્સ, ત્યારે ષડ્રિપુથી શી રીતે બચાય છે ? આપણે ભગવતીનો દૃષ્ટાંત લ્યો. એના મનમાં શું એમ નહી થયું હોય કે આ વૃદ્ધ જાગીરદારનાં કરતાં કોઈ યુવાનને પરણી હોત તો હું કેટલી

સુખી થાત ! પણ એનું મનોબળ એટલું બધું કે એ વિચાર એણે હૃદયમાંજ દાબી દીધો જીવનમાં ભ્રષ્ટ થાય એવા અનેક પ્રસંગો આવ્યા છતાં એ વિશુદ્ધ નીકળી. એ મનોબળ રાખવું એ પ્રભુની કૃપા. કારણ ગમે તેવા અભિમાની નરોના મદ જતા રહ્યા છે. વિશ્વામિત્ર, વ્યાસ, જેવા મહર્ષિઓ ભુલ્યા છે. અર્થાત્ કોઇ સદ્ગુણ આપણામાં હોય તેનું અભિમાન ન હોવું જોઇએ. કોઈ સતકાર્ય આપણે કરીએ તેનું અભિમાન રાખવું ન જોઇએ, દાખલા તરીકે ભગવતી ઘણું ઉત્તમ કામ કરે છે. અનેક અનાથ મનુષ્યોનો આશીર્વાદ લે છે. છતાં એને જો એમ અંકુર ઉઠે કે હું ઘણુ સારૂ કામ કરૂં છુ તો તે વિફળ થાય છે. આપણે આપણા કર્તવ્ય કરવાનાં છે, ફળની અપેક્ષા રાખવાની નથી. આવી સતત ભાવના આપણા હૃદયમા રહે તેને માટે નિરંતર ઇશ્વરનું શરણ લેવાનું છે. મારાં વ્હાલા સંતાનો, જીવનનું આ વ્રત ઘણુ કઠિન છે. જ્યારે દેશી રાજ્યમા મારા પૂર્વાશ્રમમાં હું નોકર હતો, ત્યારે લક્ષ્મી તરફ મને ઘણો મોહ હતો જેને લીધે મારે ઘણું સહન કરવું પડ્યુ. પણ પ્રભુની કૃપાથી એણે મને બચાવ્યો છે, ને બચાવશે. સંસારરૂપી સરોવરમા આપણને કાળરૂપી ઝુંડ વર્ષોનાં વર્ષોથી વળગેલુ છે. આપણે જો તમામ વસ્તુની આસક્તિ છોડી દઇ, જેમ ગજેંદ્રે ભગવાનને સુહતી માત્ર એક કમળ અર્પણ કરતા તે ગ્રાહના મુખથી છુટી ગયો, તેમ આપણે અંતઃકરણથી પ્રભુને એકજ નમસ્કાર કરીશુ તો પ્રભુ બચાવી લેશે, પ્રભુ એના પવિત્ર ધામમા પવિત્ર સમીપમાં આપણને સતત રાખશે. આ સંસારનો સાર પરમાત્માનાં ચરણકમળ છે. ઇશ્વર શિવાય અહંભાવનાથી એક ડગલું ભરશો તો ઠોકર ખાવાના. જય સચ્ચિદાનંદ" એમ બોલી ચિદાનંદ ગુરૂ ધ્યાનસ્થ થઇ ગયા.

સમાધિના લાંબા અભ્યાસથી, અને શારીરિક અશક્તિને લીધે ચિદાનંદ ગુરૂ આમ જ્યાં ઇશ્વર સંબંધી વાતમાં તલ્લીન થતા ત્યારે સમાધિસ્થ થઇ જતા. આ સ્થિતિ કલાક બે કલાક રહેતી, પછી જાગૃત થતા. તે આખો દિવસ તે ધ્યાનસ્થ જેવા રહેતા. ને રાત્રિ વ્યતીત થયા પછી જ્યારે જાગૃત થતા ત્યારે સ્વસ્થ દેખતા.

ઢોંડુપંત—બ્હેન, ગુરૂશ્રી સમાધિસ્થ થઇ ગયા. એમને આપણે ઉપાડીને આશ્રમમાં બેસાડીશુ ?

વનમાલા--હા ભાઇ.

તેઓ બન્ને સંભાળીને ગુરૂને પર્ણકુટિના અંદરના ભાગમાં લઇ ગયા ને આસન ઉપર બેસાડયા.

ઢોંડુ—વનમાલા બ્હેન, મને ક્ષમા કરશો ? ગુરૂ સમીપ મેં મારા હ્રદયના ગુપ્ત તે કાળના દુષ્ટ વિકારોનુ કથન કર્યું તેમાં ગુરૂની ક્ષમા ઉપરાંત તમારી ક્ષમા પણ માગુ છું. બ્હેન.

વનમાલા-ભાઇ, અનેક વર્ષોની વાતને, વિચારને હાલ્ર શો સંબંધ છે ? ભાઇ, ચિદાનંદ ગુરૂ જેવાનાં ચરણ કમળની સેવા કરવાનો આપણો અલભ્ય લાભ એ ભૂતકાળનાં પાપ ધોવાને બસ છે. સર્વને ક્ષમા કરનાર તે પરમ કૃપાળુ ઇશ્વર છે. છતા, ભાઇ હુ ક્ષમા કરૂ છુ.

ઢોંડુપંતની આંખમાંથી આંસુ નીકળી પડયા.

વનમાળા—રાવસાહેબ, મે તમને મધુકરના પત્રની વાત નથી કહી ખરૂં ?

ઢોંડુપત—ના.

વનમાળા--એ બધા મુબાઇથી નીકળી કાશી આવી પહોચ્યાં છે. કિશોરચંદ્રને સાથે લઇને અત્રે આવનાર છે. અને આપણે બધાં ગુરૂશ્રીની સાથે નિર્મળ ગામ જઇશું.

ઢોંડુપત--અને પછી ?

વનમાળા--અને ત્યા એમની ( કાંતિલાલ ) ની જયંતી ઉજવવાની છે.

ઢોંડુ –ઘણો સ્તુત્ય વિચાર છે. મને બહુ આનંદ થાય છે, બ્હેન. ગુરૂની કૃપાથી તમારૂં કુટુંબ કેવુ સુખી છે, ને કેવાં સારાં કર્તવ્યો કરે છે ? ઇશ્વર સર્વેનુ કલ્યાણ કરો.

તેઓ બન્ને ગંગા કિનારો નીહાળતા હતાં. બે સાધુ ઝોલા આગળ આવી પહોચ્યા ને સીકા ઉપર એક પછી એક એમ ચ્હડયા. એમ ઝોલાના સીકામાં એમ હોય છે કે તેમાં ઉભો રહેનાર માણસ એ સીકાને હીંચકાની પેઠે હલાવે છે, ને પછી આગળનું સીકું પકડી લે છે. એમ સીકાં પકડી પકડીને સ્હામે કિનારે જાય છે.

“ બ્હેન, જુએ છે કે ? આ સાધુઓ ઝોલાને ઓળંગીને બદ્રી નારાયણ જાય છે.” ઢોંડુપંત બોલ્યો.

“ તમારી પેઠેમ, ખરૂંને ભાઇ ” વનમાળા બોલી.

"હા બ્હેન ! આ લીલા જુવો તો ખરાં.

ગંગાને બન્ને બાજુએ સાધુઓનાં ટોળા ઉભાં હતાં, ને શૃંગી, શંખનાદ વિગેરે કરતાં હતાં ને ગંગા મૈયાની જય બોલાવતાં હતાં.

અત્રે ગંગાનો પટ બહુ મ્હોટો નથી. એટલે સ્હામ સ્હામા માણુસો એક બીજાને જોઇ શકે છે.

સીકે ચ્હડેલા બીજા સાધુમાંનો એક સ્હામે પાર ઝપાટાબંધ સીકાં ઉપર થતો ચાલ્યો ગયો- એટલે બન્ને બાજુ શંખનાદ થયા. પણુ બીજો સાધુ અધવચ આવ્યો એટલે એના પગ જવા માંડયા. તેણે સ્હાંમું સીકું પકડવા યત્ન કર્યો

સાધુઓએ બુમ પાડી "સમાલો ભૈયા ! ધીરેસે સીકા લો, ભુલજાઓગા તો ગંગામેં ચલે જાઓગા" તેને ઉત્સાહમાં લાવવા બન્ને બાજુથી વાજીંત્રો વાગવા માંડયાં.

વનમાલા--આપણુામાં કહેવત છે કે 'લપટયો તો ગગામાં' તેનો અર્થ આજ સ્હમજાયો.

તે સાધુથી સ્હામું સીકું પકડી ન શકાયું. તેણે પકડવાને છેલ્લો પ્રયત્ન કર્યો પણુ તે ચુકયો ને તમ્મર ખાઇ ગંગામાં પડયો.

બન્ને બાજુએ વાજીત્રોના નાદ થવા માડયા શૃંગીઓના શંખના નાદ થવા લાગ્યા. એક બાવો મ્હોટેથી બોલ્યો; "ચલે જાઓ બચ્ચા, કૈલાસમાં"

વનમાળા ને ઢોંડુપંત આ દેખાવથી દીલગીર થઈ ગયાં હતાં એવામાં ચિદાનંદે મ્હોટેથી બુમ પાડી "જય સચ્ચિદાનંદ"

બે જણુા અંદર ગયા. ગુરૂએ આખ ઉઘાડી હતી.

"કોઇ જીવાત્મા ગંગામા પડયો ?" તેમણે પુછ્યુ.

"જી હા મહારાજ" બન્ને જણાં બોલ્યાં.

"કલ્યાણુ થાઓ એનું," એમ બોલી તેમણે આંખ મીચી દીધી

સધ્યાકાળ પડી ગઇ હતી. સાધુઓ વેરાઇ ગયા. માત્ર ગગન ચુંબી હિમાલયના શિખરો, વૃક્ષો અને પૂર્ણવેગવતી ગંગા નદી સિવાય કોઇ ત્યાં ન રહ્યું, વનમાળા તથા ઢોંડુપત પર્ણકુટીમાં ગયાં. એમના નોકરો પણ અંદર દાખલ થયા ને પર્ણકુટી બંધ કરી દીધી.

---

# પ્રકરણ ૫ મું.

## ભગવતીનો વિધવાશ્રમ.



ભગવતીએ પોતાનું સર્વસ્વ સ્ત્રી જાતિની ઉન્નતિઅર્થે અર્પણ કર્યું હતું. વિધવાઓની સ્થિતિ સુધારવા તેણે કહાડેલો આશ્રમ શરૂઆતમાં સારી રીતે ચાલ્યો હતો. પછી હોનારતરાવ અને હોલારામની ખટપટથી તેમાં કાંઇક ક્ષતિ થઇ હતી. વળી પાછો સારી સ્થિતિમાં આવ્યો હતો. તેવામાં એકાદ વિધવાએ અપકૃત્ય કરવા માટે તેને કહાડી મુકવાથી તેણે ફરીયાદ માંડી હતી. જો કે પરિણામમાં ભગવતી ફાવી હતી, પણ તેથી તેની લોકપ્રિયતામાં વાંધો આવવાથી ઘણી સ્ત્રીઓ ઓછી થઇ ગઇ હતી પણ કુંજબાલા તથા વનમાલાએ જ્યારથી તેનો વહીવટ લીધો, અને મધુકરે જાતે દેખરેખ રાખવા માડી ત્યારથી તેની પ્રતિષ્ઠા વિશેષ થઇ હતી. ભગવતીનું નામ આખા હિંદુસ્થાનમા પ્રસિદ્ધ થયુ હતુ. અને ખુદ ના. ગવ્હર્નર તથા ના. વાઇસરોય જ્યારે નિર્મળ ગામમાં આવતા ત્યારે આશ્રમની મુલાકાત લેતા. અને તેના વહીવટથી પ્રસન્ન થતા. જીલ્લાના અમલદારો પ્રસંગે પ્રસગે મુલાકાત લેતા, તેમજ ઇનામના મેળાવડાઓને પ્રસગે તેમની સ્ત્રીઓ પ્રમુખ પદ લેતી. આથી હવે આ વિધવાશ્રમ તરફ ઘણા લોકનો સદ્‌ભાવ થયો હતો. છતાં એની વિરૂદ્ધ બોલનારૂં વિઘ્નસંતોષી મંડળ ઓછું ન હતુ. આવા પરોપકારનાં કામ ચલાવવા જેટલા ધારીએ છીએ તેટલાં સરળ નથી હોતાં. તેમાં અનેક વિપત્તિઓ, અડચણો આવે છે. મનુષ્ય સ્વભાવની તરલતાને લીધે સંસ્થામાં રહેનારા, મોટાં ભાષણો કરનારાં, પ્રતિજ્ઞા લેનારા સ્ત્રી પુરૂષો પણ ભુલ કરે છે. અને એ ભુલની ટીકાઓ સ્હામા પક્ષવાળા એવી વૈર બુદ્ધિથી કરે છે કે પરિણામે અદકચરા મનનાં માણુસો આવી સંસ્થાઓમાં મદદ કરતાં ડગી જાય છે. જાતે અનુભવ કરી કાર્ય કરવાની ટેવ હજી આપણા લોકમાં નથી આવી. ઘણો ભાગ લોકમત ઉપર આધાર રાખે છે. પોતે નિંદા કરવામાં મશ્ગુલ હોવાથી રખેને પોતાની નિંદા થાય એ ભીતિથી ઘણા સારાં કામ થતાં અટકે છે.

છતાં દઢતાથી ભગવતીનો આશ્રમ વધ્યોજ જતો હતો. *શર-

---

* જુઓ મધુકર પ્રથમાવૃત્તિ પૃષ્ઠ ૫૦

આતમાં જે પચાસ વિધવા રહેતી હતી તેને બદલે હવે બસે વિધવાઓ રહેતી. જેમાની સંપૂર્ણ કેળવણીને સસ્કાર પામેલી સેવાભગિનાઓ દેશના જુદા જુદા ભાગમા જતી, અને ત્યાં પોતાની અજ્ઞાન બ્હેનોને દરેક પ્રકારની મદદ કરતી, એક વિભાગ દાકતરી કેળવણી લઇ, ગામડામાં દવાખાનાં કહાડી સ્ત્રીઓનાં દર્દ મટાડવા યત્ન કરતો. આવી દાક્તર સ્ત્રીઓને પણ જુના મતના લોક તરફથી સતાવણી થવાની બાકી ન રહેતી. છતા દૃઢતાથી તેઓ પોતાનુ કામ ચલાવ્યે જતી. આશ્રમનો એવો નિયમ હતો કે જુની અને નવી વિધવાઓએ, તેમજ આશ્રમની મદદથી ઉછરેલાં બાલક બાલિકાઓએ વર્ષમાં એક વખત મળવું, અને પોતાનો અનુભવ એક બીજાને જણાવવો. આશ્રમમાંથી બ્હાર ગયેલી દરેક વિધવા સારીજ રહેતી એમ કંઇ ન હતું. પણ ઘણે ભાગે બધાં કર્તવ્ય પરાયણ રહેતાં. કોઇ ભુલપણ કરતાં, તો તેમની જાહેર રીતે એટલી સખ્ત ટીકા થતી કે એમનાથી જન સમાજમાં મ્હો બતાવી શકાતું નહી. છતા એવી સ્ત્રીઓ જ્યારે ભગવતીને શરણે આવતી, ત્યારે આશ્રમ એમને માટે ઉઘાડોજ હતો. " ઇશ્વરનું એક વિશેષણ પતિતપાવન છે, " ભગવતી કહેતી, " તો એની આજ્ઞા આપણે શા માટે ન માનવી ? દરેક મનુષ્ય ભુલ કરે છે. જ્યારે સાક્ષાત્ જગન્નિયંતા મનુષ્યના અપરાધ સ્હામું નથી જોતો, તો આપણો શો અધિકાર છે. અપરાધી મનુષ્યો તરફ તિરસ્કાર બતાવવા કરતાં દયા બતાવવી જોઇએ. તેથીજ તે સુધરી શકે છે. "

આશ્રમમાં વિધવાઓના પાલન ઉપરાંત, અનાથ બાલકાશ્રમ ઉઘાડવામાં આવ્યુ હતું આમાં અનાથ બાળકોને પાળવામાં આવતાં ફસાયલી, ભુલેલી વિધવાઓ પોતાના બાળકો ગુપ્ત રીતે અહીં મુકી જતી, અને વારંવાર જોઇ જતી. તેનું રહસ્ય કોઇના જાણવામાં ન આવતુ માબાપ વગરના, અથડાતાં, અપંગ બાળકોને અહીં રાખવામાં આવતા.

સ્ત્રી શિક્ષણ, કન્યા શિક્ષણ, ભરતગુંથણની શાળા, પાકશાસ્ત્રની શાળા મુગાં બ્હેરાંની શાળા તથા રાત્રિ શાળા ખોલવામાં આવી હતી. સર્વે શાળામાં કન્યાઓને તેમ સ્ત્રીઓને દાખલ કરવામાં આવતી જે ખંડમાં અગાઉ કાંતિલાલ રહેતો, તે ખંડમા વનમાલા રહેતી. મધુકર અને કુંજબાલા સારૂ એક ન્હાનો બંગલો આશ્રમથી અર્ધા માઇલ દુર બાંધી આપવામા આવ્યો હતો. આ બંગલાને પડખે એક ન્હાની લેબોરેટરી (પ્રયોગશાળા) મધુકરે પોતાના અભ્યાસ માટે, અને આનંદ માટે

ખોલી હતી, જેમાના રસ પડે એવા પ્રયોગો કોઇકવાર વિધવા આશ્રમ નિવાસિનીઓને તે બતાવતો.

"વિધવાઓની દશા તરફ આપણા દેશબંધુઓને હવે કાંઈ દયા આવવા લાગી છે, વનમાલા", ભગવતી કોઇકવાર દીલગીર ચ્હેરે કહેતી. "બાકી તેમના તરફ હમેશાં તિરસ્કાર બતાવતો. તેમના ભરણુ પોષણુ તરફ ભાગ્યે તેમનાં સગાસંબંધી દરકાર કરતાં. ઘણે ભાગે તેમને રસોઇયાની, ચાકરડીની દશા ભોગવવી પડતી. ઘરમાં પણુ જો કે તેઓ કુટુંબ ભેગાં રહેતાં, છતાં તેમનો દરજ્જો ઘણો હલકો ગણાતો. તેમની સૌભાગ્યવતી બ્હેનો તથા ભ્રાતૃજાયાની સુખી સ્થિતિને તેમને સ્વાભાવિક રીતે ઇર્ષ્યા થતી. માબાપ જીવતાં ત્યા સુધી તેમનુ ભરણુ પોષણુ થતુ. પછી કુટુંબીઓને શરણે પડીને જીવનશેષ પુરૂં કરવુ પડતુ.

"હજી પણુ લગભગ એની એ સ્થિતિ છે. પરંતુ આપણા જેવા આશ્રમો ઘણે ઠેકાણે સ્થપાયા છે, જેમા વિધવાઓને વિશ્રાંતિ મળે છે. પુનર્લગ્ન વિષે એની એ ભાવના છે. જે તેના તરફ તિરસ્કાર બતાવાતો તે માત્ર નથી બતાવાતો. કરસનદાસ મૂળજીની જયંતિ વખતે જુના મતના માણસો હાજરી આપે છે, બલ્કે તેમાં ભાગ લેછે. હવે માત્ર સવાલ શરૂ કરવાનો છે. જે શરૂ કરશે તેની નિંદા થશે. એ નિંદા સહન કરીને પણુ યોગ્ય રીતે વિધવાઓના લગ્ન શરૂ થવા જોઇએ."

વનમાળા એ મતથી જુદી પડતી, શાસ્ત્રનાં દૃષ્ટાંતો બતાવતી, તેને ભગવતી કહેતી કે "બ્હેન, દુનિયાં પ્રગતિમાન્ છે. સંસાર શબ્દનો અર્થજ એ છે કે જે નિત્ય બદલાયા કરે. સેકડે પોણોસો ટકા વિધવાઓની માનસિક સ્થિતિ તપાસીએ તો તેમને પુનર્લગ્ન કરાવવાં જોઇએ. તું પુરૂષોનું વર્તન જોને ! એમના લગ્નના સંબંધમાં કેમ નિયમ નથી. એ લોક કેમ સ્ત્રી મરી જાય છે કે ફરી પરણવા દોડે છે. એમને જીવનની અનુકુળતા માટે લગ્નની ફરીવાર જરૂર છે તો સ્ત્રીઓને કેમ નથી ? બ્હેન, આપણું અનાથ બાલકાશ્રમ જોને ! કેમ તને ખબર નથી કે કેવી ઉત્તમ કહેવાતી વિધવાઓનાં છોકરાંઓ એમાં છે ? એમાં દોષ કોનો છે ? પુરૂષનો કે સ્ત્રીનો ?"

આ પ્રમાણે અનેક વિષયો એ બે સખીઓ ચર્ચતી. મધુકરે એમ. એ. બી. સી. એસ. સી. એલ. એલ. બી.ની પરીક્ષાઓ ઉંચે નંબરે

પસાર કરી પોતાનુ જીવન દેશના ગરીબ બંધુઓની સ્થિતિ સુધા-રવામાં અને ફુરસદે રસાયણ શાસ્ત્રના પ્રયોગો કરવામાં ગાળતો. નિર્મળગામમાં તે પહેલા વર્ગનો જાગીરદાર ને સરદાર ગણાતો. તેને મ્યુનિસીપેલીટીના પ્રમુખની જગ્યા વારવાર આપવામાં આવતી પણ તે ઉપકાર સાથે ના પાડતો. " એમ કરવામાં મારી લીધેલી પ્રતિજ્ઞામાં વાંધો આવે છે. મારાથી મારાં ગરીબ બધુઓની સેવા થતી નથી, માટે મને માફ કરો, " એમ તે જીલ્લા કલેકટરને લખી દેતો. પોતાના પિતાનાં લખેલા પુસ્તકોની લોકપ્રિયતા એટલી વધી પડી હતી કે તેને આવૃતિઓ ઉપર આવૃતિઓ કહડાવવી પડતી. એવા સાક્ષર પિતાની જયંતિ ઉજવવાની લાલસા થવાથી, તે કુંજબાલા તથા દયા સાથે કાશી ગયો હતો. વનમાલા, તથા ઢોંડૂપંત ચિદાનંદગુરૂ પાસે લક્ષ્મણ ઝોલાની પર્ણકુટીમાં હતાં. તેથી હાલ ભગવતી એકલી હતી. તેની વૃત્તિ સાત્વિક હતી. છતાં પ્રિયજનોનો વિયોગ તેને સાલતો. " પ્રભુ, આ માયા નહીં? આ મોહ નહીં મારો મધુકર કે કુંજ તરફ પક્ષપાત ને આશ્રમની ગરીબ બાલકા તરફ અપક્ષપાત એ દોષ નહીં? કુંજને માટે રબરટાયરની ગાડી, કે ઉત્તમ પ્રકારની ઘોડાગાડી કેમ મારા ખજાનામાંથી વપરાય ને આપણી ગરીબ નાથી સારૂ બળદની ગાડી કેમ નહીં! પ્રભુ, અમે પામર જનો તે પામરજ રહેવાના. અનુકુળતા છોડીને પ્રતિકુળતા કોણ અંગીકાર કરે? મારે ત્યા કોઇ અમલદાર મળવા આવે ત્યારે હું તેને માન કેમ આપુ, ને કોઇ ગરીબ બધુ મળવા આવે તો આસન આ-પવાની દરકાર પણ કેમ ન કરૂં? પ્રભો, આવા આવા અનેક દોષ મારામાં છે. હવે તો એમ થાય છે કે આ બધુ હું મધુકર તથા કું-જને સોંપી એકાંત સ્થળમાં ચાલી જાઉં. જ્યાં સુધી આ મહામાયાના પંઝામા છું ત્યા સુધી ઉત્તમતા પ્રાપ્ત થવાની નથી. કર્તવ્ય પણ અ મુક સમય સુધી હોય છે, ને પછી નિવૃત થવાની જરૂર છે. અહોહો, મને ન્હાની મંજરી તરફ કેટલો ભાવ હતો. ચાર દિવસ એના વગર ગમ્યું નહીં. ત્યારે આ બધો પ્રભુ સેવા, અનાથ સેવા, એ વ્યામોહ નહિ? બધો મિથ્યાડંબર નહીં તો શુ? શા માટે મારા મનમાં આશ્રમની અગર રખડતી એક ગરીબ છોકરી અને મંજરી ઉપર સરખો પ્રેમ ન થાય! જ્યા સુધી એવી ભાવના થઇ નથી, ત્યાં સુધી પ્રભુ સા-ક્ષાત્કાર થવાના નથી. " વિરાગની આવી ભાવનાઓ ભગવતીના મ-નમાં ઘોળાયા કરતી. એક દિવસ સ્હાંજના તે આશ્રમના બાગમાં બેઠી હતી. ત્યાં બે સેવિકાઓ આવી.

" માજી, એક ઘણો ત્રાસદાયક બનાવ બન્યો છે. આપણા પ-ડોશમાં પદ્મિનીને પ્રસુતિ સમયે બાળક ન અવતર્યું ને મરણ પામી અમે ઘણી મદદ કરી, પણ યશ ન મળ્યો," તેઓ બોલી.

" બ્હેનો, હકીકત સાંભળી હું દીલગીર થઇ છું, પણ તમે ત-મારૂં કર્તવ્ય બજાવ્યું છે. મરવુ, જીવવુ, ઇશ્વરાધીન છે. આપણે આપણું કર્તવ્ય કરવાનું છે, જાઓ બ્હેનો આરામ લ્યો." તે બોલી. પ્રણામ કરી તે બે ચાલ્યાં ગયાં. " જીવન આવું ક્ષણભંગુર છે. કેટલી દવા કરી, કેટલાં વ્રત નિયમ કરી પદ્મિનીને ઇશ્વરે સારો દિવસ દેખા-ડયો, ત્યારે તેજ બિચારી ચાલી ગઇ. '

બે બીજી સેવિકાઓ આવીને પગે લાગી. કેમ, બ્હેનો, કયાં જઇ આવ્યાં. "?

" માજી, આપણાથી થોડે દૂર એક દુ:ખી સ્ત્રી રહે છે. તેનો પતિ દારૂડીઓ છે. તે તેને મારે છે. તે બ્હાર જાય છે તે વખતે અમે એ સ્ત્રીને આપી આવીએ છીએ. જેમાંથી તે પોતાનાં છોકરાંને ખવડાવી, પતિ સારૂ રાખીને પોતે ખાય છે."

" બ્હેનો તમારૂં કલ્યાણ થશે," ભગવતી બોલી " આપણા દેશની પતિભક્તિની ભાવના જોઇ કે? આ ભાવના અન્ય દેશોમાં હશે ખરી? એ સ્ત્રીનો પતિ કેવો દુષ્ટ છે. તમે તેને સુધારી ન શકો?"

" માજી," તેમાંની એક બોલી " અમને એની ધાસ્તી લાગે છે.

" ઠીક છે, મધુકર આવશે ત્યારે વાત, જાઓ બ્હેનો હવે આ-નંદમાં બાકીનો સમય વ્યતીત કરો." તે બોલી.

એક મુગી, બ્હેરી છોકરી આવી ને ભગવતીને પ્રણામ કરી ગઇ, ને ઇશારતમાં વાતો કરી ગઇ. ભગવતી તેની સંજ્ઞાઓ સ્હમ-જતી. એ છોકરીને ખાવાની ઇચ્છા થઇ હતી. તુરત તેણે તેને માટે સારો ખોરાક મંગાવી ખવરાવ્યો. તે આનંદિત બનતી પોતાના સ્થળે ચાલી ગઈ.

" મારાં અનાથ બંધુઓ, પ્રભુ તમને સહાય કરશે " સજળ નેત્રે તે મનમાં બોલી, " સસારના સુખમાં રચેલા શ્રીમાન્ અને સુખી નરો, તમે દુનિયાનું દર્દ કયારે જોશો. સંસાર સઘળો દુ:ખમય છે. પોતાના દુ:ખી બંધુજનોની દયા ખાતર બુદ્ધ ભગવાને વ્હાલી સ્ત્રી યશોધરા અને પ્રાણસમાન પ્રિય સૂતને મુકી ચાલ્યા ગયા, ને પોતે

જ્ઞાન પામ્યા તેમ જગતને તે જ્ઞાનરસ ચખાડયો, બુદ્ધ ભગવાન, તમને નમસ્કાર હો'જો."

આશ્રમની એક ચાકરડીનો એકનો એક ચાર વર્ષનો છોકરો મરણ પામ્યો હતો, તે ત્યાં આગળ ઉભી ઉભી કામ કરતી હતી, પણ તેની આખમાંથી ડળક ડળક આસુ નીકળી પડતા હતાં. ભગવતીની તેના ઉપર દૃષ્ટિ પડી. "કેમ રળીયાત, કેમ રૂએ છે બ્હેન ?"

"કાંઇ નહી, માજી." એમ બોલી તે ચાલવા માંડી. ભગવતીને તેની બહુ દયા આવી તે જાણતી હતી કે પુત્રના વિયોગથી તે રડતી હતી. તેણે તેનો હાથ ઝાલીને પોતાની સ્હામે બેસાડી. તે બોલી "રળીયાત, તારા છોકરાને માટે તને દુ:ખ થાય એ સ્વાભાવિક છે. પણ સહન કરવુ. બધાનો ઉપાય છે, પણ મૃત્યુનો ઉપાય નથી. જ્યા સુધી આપણું ઋણાનુંબંધ છે ત્યા સુધી આપણે ભેગાં રહીએ છીએ. સાંભળ, હમણાંજ હું ભગવાન્ બુદ્ધદેવનું સ્મરણ કરતી હતી તેની એક આખ્યાયિકા એવી હતી કે "કિસાગોતમી નામની સ્ત્રી બુદ્ધ ભગવાન્ પાસે ગઇ અને પ્રાર્થના તરીકે મારા મરી ગયેલા બાળકને જીવતું કરો. બુદ્ધ ભગવાને તેના તરફ દયાથી કહ્યુંકે હું તારા બાળકને જીવતો કરૂં પણ એક મુઠીભર રાઇના દાણા લઇ આવ્ય. પણ તે એવે ઘેરથી લાવવા એ આજ દિન પર્યંત તે ઘરમાં કોઇનુ મરણ ન થયું હોય. તે બીચારી ઘણે ઘેર ભટકી ને તેને માલુમ પડયુ કે કોઇ ઘરમાં બાપ મરી ગયો છે, તો કોઇ ઘરમાં સ્ત્રી મરી ગઇ છે, તો કોઇ ઘરમા માતા મરી ગઇ છે, એવુ એકે ઘર ન દીઠું કે જેમાં મરણ ન થયુ હોય. તે બીચારી નિરાશ થઇ બુદ્ધ ભગવાન્ પાસે આવી; ને વૃત્તાત કહ્યા. બુદ્ધ ભગવાને કહ્યું કે દેહ ધારીઓને મરણ અવશ્ય થાય છે, ને એનાથી બચવાનો એકજ માર્ગ છે કે જીવનું જીવપણું નાશ કરવુ, તૃષ્ણાનો નાશ કરવો. માટે બ્હેન, તું પણ આપણા આશ્રમમાંથી એ બોધ લે. તને પૈસા ટકા જોઇતા હોય તો આપુ. પણ તું હવે આંસુ ન ઢાળીશ. તારાં આંસુથી મારૂં હૃદય કપાઇ જાય છે.'

રળીયાત પ્રથમ તો રોઇ પડા, પણ પછી તેણે મન વાળ્યું, ને પોતાના મૃત છોકરા નિમિત્ત કદી આંસુ ન પાડયાં. તે દિવસથી તે ભગવતી ને એક દેવી છે એમ માનવા લાગી.

" માજી, તાર આવ્યો છે," એક જણે તાર હાથમા મુકી કહ્યું. સ્હેજ ફીકરવાળા મુખથી ને ધ્રુજતા હસ્તે તેણે તાર ફોડયો ને વાચ્યો.

" અમે કાશી પહોચ્યા છીએ. કિશોર સાથે ગુરૂ પાસે થોડા દિવસમા જઇશુ .' એવી મતલબનો મધુકરનો તાર હતો.

" ટપાલવાળાને બે આના બક્ષિસના આપજે " તેણે તાર પોતાની પાસે મુકતાં કહ્યું. માણસ પ્રણામ કરી ચાલ્યો ગયો.

આશ્રમની મુખ્ય સેવિકા આવી. " માજી, શેનો તાર હતો."

" કાઇ નહીં માલતી, એ તો ભાઇ કાશી પહોચ્યા તેનો તાર હતો " તે શાંત મનથી બોલી. માલતી પ્રણામ કરી ચાલી ગઇ.

" માલતી ઉભી રહે, મારી ઇચ્છા આપણી ગાડી જોડાવી, ગામના કેટલાક ગરીબ કુટુબોની મુલાકાત લેવાની છે. તથા આપણે જે ફરતું પુસ્તકાલય કહાડયુ છે, તેમાંની કેટલીક ચોપડીઓ વાંચવા આપવાની છે." તે બોલી.

" માજી, બગી જોડાવું કે મોટોર તૈયાર કરાવુ? " માલતીએ પુછયું.

" મોટોરજ ઠીક પડશે, કારણ થોડા સમયમાં ઘણું કામ થાય. રળીયાતને સાથે લેજે " તે બોલી.

જી, બહુ સારૂ " કહી માલતી ગઇ. થોડી વારમાં ભગવતી, માલતી ને રળીયાત મોટોરમાં બેસી બ્હાર નીકળી પડયાં.

# પ્રકરણ ૬ ઠું.

## બાબુ નટવરચરણ.

*વીરપુર ગામની પાડોશમાં આવેલા ઓ-ીયાપરની દર્યા પાસે એક ન્હાનું ઘર હતું. તેની આસપાસ ફુલ ઝાડનો એક ન્હાનો બાગ હતો. આ ઘરની સમીપમાં તુરત ઉઘડેલું રેલ્વે સ્ટેશન હતું. રેલવે લાઇન વીરપુર પાસેથી ચાલી જતી હતી. પણ વીરપુર સ્ટેશન ન હોવાથી લોકોએ અરજી કરી કરીને રેલ્વે કંપનીને થકવી નાંખી. આખર કંપનીને ત્યાં સ્ટેશન ઉઘાડવું પડયું. આ અરજીઓ કરવામાં અને મહેનત લેવામાં ખીશ્કોલીશંકર ખુધાએ અને હરખશંકર જોષીએ સારો ભાગ લીધો હતો. એટલે કેટલાક વર્ષ ઉપર એમણે હોનારતરાવ અને હોલારામ જોડે મળીને જે પૈસા ઉઘરાવ્યા હતા, ને જે કામમાં એમને ખાસડા પડયા હતાં, એ વાત ભુલાઇ ગઇ હતી. ખીશ્કોલીશંકર હમણાં દમથી ચાલતો હતો. ગામમાં કથાવાર્તામાં તે પંકાવા લાગ્યો હતો, જેથી તુટેલી રોજી જામી હતી. એના જમાનાના હરજી પટેલ તથા મોહનલાલ શેઠ મરણ પામ્યા હતા પણ હરજી પટેલનો છોકરો ચમન પટેલ બાપની ગાદી સાચવતો. મોહનલાલ શેઠનો છોકરો ચંદુલાલ બાપનો પૈસો ઉડાવતો. મોહનલાલ જેટલો કંજુસ ને હલકી બુદ્ધિનો હતો, તેથી ઉલટુ ચદુલાલ ઉદાર, ભોળો ને પૈસા ખરચતા પાછું જુએ એમ નહતો. બાપના વખતમા એનું લગ્ન પડોશના ગામના એક શેઠીયાની છોકરી જોડે થયું હતું, પણ તે ‘કાળી અને અભણ’ હોવાથી તેને તેડતો નહી. હાલમા તેણે મુંબાઇથી એક ‘ફેશનબલ’ વણિક કન્યા જોડે લગ્ન કર્યું હતું; જેનું નામ હિરાગૌરી હતું. તે સુંદર નહતી, પણ ટાપટીપથી મોહક દેખાતી. ચદુલાલ એની પાછળ ગાંડોઘેલો થઇ ગયો હતો, એને ખુશ રાખવા એક ઘોડાગાડી, તથા એક મોટાર તેણે રાખી હતી. ચમન પટેલ જમાનાને અનુસરીને સુધર્યો હતો, અને મીઠી નામની એક પોતાની જ્ઞાતિની સ્ત્રી જોડે, પ્રથમની સ્ત્રી મરી ગયા પછી, પુનર્લગ્ન કર્યું હતું. બુઢા પેસ્તનજીકાકા હજી જેમનાતેમ દારૂનું પીઠું ચલવતા, ને પોતાના એક પુરા બેટાને દારૂમાં પાણી ભેળવવાની

---

*જુઓ મધુકર પહેલી આવૃતિ પૃષ્ઠ ૮૧.

પુરેપુરી માહિતી આપતા. * નિશાળને માસ્તર ભીખારામ, જેની બદલી અગાઉ કરવામાં આવી હતી, તેને બહાર ગામ ન ફાવવાથી સરકારી નોકરીનું રાજીનામુ આપી, વીરપુરમાં આવ્યો હતો, અને ગામઠી નીશાળ માંડી, બારશ અમાંસ માગી લાવી, કુટુંબનો નિર્વાહ ચલાવતો.

સ્ટેશનવાળા મકાન પાસે એક બંગાળી બાબુ અને તેની સ્ત્રી રહેતાં હતા. બાબુનું નામ નટવરચરણ હતું, ને તેની સ્ત્રીનું નામ મોહિનીદેવી હતુ. બંગાળામાં આબરૂદાર સ્ત્રીઓ પડદે રહેવાનો રીવાજ પાળે છે, તેમ મોહિનીદેવી પડદામા રહેતી, ને કવચિત્ બહાર નીકળતી તો મ્હો ઉપર બુરખો નાંખતી. આ દંપતી વીરપુર ગામમાં કાયમ ન રહેતાં, તોપણ મહિનામાં પંદર દિવસ તેમનો મુકામ થતો. ખિસ્કોલી શંકર ખુધાએ તથા હરખશંકર જોષીએ નટવરચરણ બાબુને ત્યાં પગ પેસારો કરવા માંડયો હતો. ચંદુલાલ શેઠ તથા હિરાગૌરીએ ઓળખાણ શરૂ કરી દીધી હતી. કવચિત્ ચમન પટેલ અને મીઠી ત્યા આવતાં. આશ્ચર્યની વાત એ હતી કે બાબુ નટવરચરણ બંગાળી હતો, છતાં ગુજરાતી ઘણુ સ્વચ્છ બોલતો, તેમ સ્ત્રી વર્ગ સોગન ખાઇને કહેતો કે મોહિનીદેવી જો કે શુદ્ધ બંગ સ્ત્રી હતી, તોએ ગુજરાતી ભાષા ઘણી સ્વચ્છ બોલતી. જેનું કારણ તેઓ બન્ને એમ જણુવતાં કે તેમના ગામમાં ( કલકત્તામાં ) ઘણા ગુજરાતી લોકો તેમની પાડોશમા રહેતા, જેમના સહવાસથી તેઓ ગુજરાતી સારૂં જાણુતાં. ખુધો ખીસ્કોલ શંકર જે જીજ્ઞાસાની પ્રતિમા હતો, તેણે મોહિનીદેવીને બોલતાં સાભળી લીધી હતી, ને સોગન ઉપર કહેતો કે તેણે મોહિનીદેવીને અગાઉ દીઠી છે, તેમજ બોલતાં સાંભળી છે, પણ કયાં અને કયારે તે યાદ નથી; જે વાતને શેઠ ચંદુલાલ ને ચમન પટેલ હશી કહાડતા. નટવરચરણ બધાં જોડે ભળતો, તેમને પ્રસંગે જમાડતો, તેમને ત્યાં જમવા જતો એ બધું ખરૂં, છતા બને તેટલો અલગ રહેતો; તેમ મોહિનીદેવી બહુજ અલગ રહેતી. આ દંપતી કોણ છે, એમને વીરપુર આવવાનું કારણ શું છે, તેમ તેમની આજીવિકાનું શું સાધન છે, તે વીરપુરમાં કોઇ કળી શકતું નહીં. દર મહિને લગભગ દસ પંદર દિવસ તેઓ ગામમાં ન જણાતાં. તે કયાં જતાં ને શું કરતાં તેની કોઇને ખબર નહતી. એમની જોડે એક નોકર હતો, તે મુંગો

* જુઓ, મધુકર પહેલી આવૃતિ પૃષ્ઠ ૧૭૭

બ્હેરો હતો, તથા એક દાસી હતી, તે પણ તેવીજ હતી. એટલે એ દ્વારાએ પણ લોક જાણી શકે એમ ન હતું. લોકો અનેક તર્ક કરતા. કોઇ એમ માનતું કે આ લોકો શ્રીમાન્ બંગાળી છે, પણ માબાપ જોડે ન બનવાથી ન્હાસી આવ્યા છે. કોઇ એમ માનતુ કે મોહિની-દેવીની પ્રીતિને લીધે એણે માબાપથી છાનું લગ્ન કર્યું છે ને દેશથી ન્હાસીને ત્યાં આવીને વસ્યા છે. ત્યારે કોઇ એમના વિષે એમ પણ ધારતું કે બંગાળામા કાઇ અપરાધ કરી છુપાવવા અહીં આવી પહોચ્યાં છે. ગમે તેમ હોય પણ વીરપુરમાં એમનો વ્યવહાર ચોખ્ખો હતો. વ્યાપારીઓને લીધેલા માલનાં રોકડાં નાણાં ચુકવી આપવામા આવતાં. તેમને એક પાઇનું દેવુ ન હતું. તેમ સારૂ ભાડુ ભરી ઉપર કથિત સ્વચ્છ મકાનમા રહેતા. તે કોઇને કાગળ ન લખતા, તેમ તેમના ઉપર કોઇનો કાગળ ન આવતો. આ રીતે બાબુ નટવરચરણ અને મોહિ-નીદેવી વીરપુરમા લોકાની જીજ્ઞાસાના કેંદ્રસ્થાને પહોચ્યા હતાં. નિર્મળ ગામમાં આવેલી મારવાડી રામરતનની પહેડી, તેના પુત્ર ધનશ્યામ લાલની ગફલતથી તુટી પડી હતી. તે પૈસે ટકે પાયમાલ થઇ ગયો હતો. તેથી વીરપુરમા આવીને રહ્યો હતો, અને ગોળ વેચવાનો ધધો કરતો હતો.

એક દિવસ સ્હાંજના નટવરચરણ પોતાના બંગલાના બગીચામાં બેઠો બેઠો એક બંગાળી ન્યુસ પેપર વાંચતો હતો. ત્યાં ખિસ્કોલીશકર અને હરખશંકર આવી પહોચ્યા. "આશીર્વાદ છે, જે કહેવાય તે," ખિસ્કોલીશંકર હાથ લાંબા કરીને બોલ્યો.

"આવો પુરાણી, આવો જોષીજી," તેમનો સત્કાર કરતો નટ-વરચરણ બોલ્યો. તેણે મુગા નોકરને ઇસારો કર્યો એટલે ત્રણ કાચના પ્યાલામાં ચ્હા લઇને તે આવ્યો.

ખીસ્કોલીશંકર પોમાઇ ગયો. "હેં, હેં, સાહેબ, આટલી બધી તસ્દી શું કામ લીધી? જે કહેવાય તે હું કાચના પ્યાલામાં, સાહેબને કહું ચ્હા પીતો નથી, કેમ હરખશંકર.

નટવર—કાંઇ નહીં પુરાણી, તમને કાચનો પ્યાલો નહીં ફાવતો હોય તો રૂપાનો પ્યાલો મંગાવીશ.

એમ બોલી તે અંદર ગયો, ને થોડી વારમાં બ્હાર આવ્યો. મુગો નોકર ત્રણ રૂપાના પ્યાલામાં ચ્હા લાવ્યો.

હરખ—અમારા જેવા ગરીબ બ્રાહ્મણો માટે આપ શું કામ

તસ્દી લ્યો છો ? વારૂ, આટલી તમને બ્રાહ્મણ ઉપર શ્રદ્ધા છે તો કલ્યાણ થશે. વારૂ, સાહેબ પણ તમારા દેશ ભણી તો બ્રાહ્મણો......" તેણે ખીસ્કોલીશંકર રહામુ જોયુ.

ખીસ્કો--સ્હમજ્યો, જે કહેવાય તે, જોષીજી તમે શુ કહેવા માંગો છો તે. એમના દેશમાં બ્રહ્મણો માછલાં ખાય છે, એમજને ?

હરખ--હ'સ્તો, શાંતંપાપં, શાંતપાપં; આપણા માન્યામાં વાત આવતી નથી.

નટવરચરણ, જે આ બન્નેની વાત ઉપર લક્ષ આપવાને બદલે પેપર વાંચતોહતો તેણે હશીને કહ્યુ 'કેમ મહારાજો, હવે આપણે ચ્હા પીશુ." ત્રણે જણાએ ચ્હા પીવા માંડયો ખીસ્કોલીશંકર જાણે ચ્હા પીવામા વધારે સ્હમજતો હોય એમ પીતે પીતે વિશેષ ચાળા કરતો હતો.

"મોહિનીદેવી અહી આવતા શરમ શું કામ રાખે છે, જે કહેવાય તે અમે તો વૃદ્ધ બ્રહ્માણ છીએ. વારૂ, બ્હેનને કાંઇ સંતાન નથી ?" હરખશંકર બોલ્યો.

મુગો નોકર પાન સોપારી રૂપાની તાસકમાં આપી ગયો. "આ તાસક જોઇ, પુરાણીજી ? કલકત્તામા આ જાતનાં રૂપાનાં વાસણ સારાં થાય છે.' તીવ્ર નજરથી નટવરચરણ બોલ્યો.

ખીસ્કો--સાહેબ, આપ જેવા શ્રીમાનની વાત જુદી. અમારા જેવા ગરીબને ઠીકરાનાં વાસણ વસાવવાં એજ મુશ્કિલ પડે છે. અરે સાહેબ, માંડ માંડ વળી હમણાં આજીવિકા શરૂ થઇ. બાકી વચમાં તો અન્નને ને દાંતને વેર થઇ ગયા હતા.

નટવરચરણે સીગરેટ કહાડી. "કેમ પીશો કે પુરાણી ?" તેણે બન્નેને સીગારેટ આપવા માંડી.

ખરકો--સાહેબ, આપ પીઓ. અમારાથી બીડી ન પીવાય. અમે દ્વિજ રહ્યા એટલે મ્હોમાં અગ્નિનો સ્પર્શ ન કરાય. જ્યારે સંન્યાસ લેવો હોય ત્યારે અગર દેહને અગ્નિ સંસ્કાર કરવાનો હોય ત્યારેજ બ્રાહ્મણને અગ્નિ અડાડી શકાય છે, જે કહેવાય તે.

નટવર--માફ કરજો, મહારાજ, પણ આપે કાંઇ હમણાં કહ્યું હતું કે અમને અન્નને ને દાંતને વેર થઇ ગયાં હતાં. એ શું ?

ખીસ્કોલીશંકરે અથથી તે ઇતિ સુધી વીરપુરની સભાની વાત કહી સંભળાવી.

નટવરચરણે સંપૂર્ણ ધ્યાનથી સાંભળી, "ત્યારે એ હોલારામનું શું થયું ?" તેણે પ્રશ્ન પુછ્યો.

"એ બીચારો ઝેર પીને મરી ગયો, ને હોનારતરાવ ગાંડો થઇ ગયો." હરખશંકરે કહ્યું.

"અને તેમના કુટુમ્બનું શુ થયુ ?" નટવરચરણે' બીડી પીતે પીતે પુછ્યુ.

"હોલારામનું કુટુબ પાયમાલ થઇ ગયું. એની સ્ત્રી નર્મદા રીબાઇ રીબાઇને મરી ગઇ, ને એની વિધવા પુત્રી ગંગા ન્હાસી ગઇ." હરખશંકર બોલ્યો.

નટવરચરણ દિવાથી દિવાસળી સળગાવી બીડી સળગાવતે સળગાવતે સાંભળતો હતો તે બોલ્યો, "હોનારતરાવના કુટુંબનું શું થયું ?"

"એના કુટુબનો દિવસ પાધરો પડ્યો," હરખશંકર બોલ્યો. "છોકરો બ્રહ્મચારી થયો છે ને મઝા કરે છે. છોકરી પણ સુખી છે. પહેલા તો ધણી ધણીયાને બનતું નહતુ. હવે વળી બને છે, એમ સાભળ્યુ છે. એમનો બાપ હોનારતરાવ ડાહ્યો થયો છે એમ કહેવાય છે."

નટવર--એ જાગીરદારનુ કુટુંબ ઘણું વખણાય છે, ખરૂ ? એમ એમની પ્રતિષ્ઠ દેશે દેશ છે. એમના વિધવા આશ્રમ બહુ વખણાય છે.

ખીસ્કો--સાહેબ, નિર્મળગામમાં કળજુગનો પ્રારંભ એ ભગવતી વિધવા થઇ ત્યારથી બેઠો છે. લોકનો ધર્મ ભ્રષ્ટ થઇ ગયો, મહારાજ.

વિધવાઓનાં નાતરા એમના આશ્રમમા થાય છે. હોનારતરાવ આટલો બધો એમનો દુશ્મન છતા એ.ાં છોકરાં અંદરપળે એ બધુ ઠીકજ છે. મહારાજ, આ કળજુગમાં પૈસો છે, એ મ્હોટી વાત છે, જે કહેવાય તે માહારાજને કહ્યુ તે.

નટવરચરણે બીડી હેઠળ નાખી દીધી હતી.

"ખરેખર નવાઇની વાત છે, પુરાણી" તે રસથી બોલ્યો, "બાકી એ કુટુંબની પ્રતિષ્ટા બહુછે. કુંજબાલાને ઘણો મીજાજ છે ખરૂં ?"

ખીસ્કો--આપ ઓળખો છો ખરા કે ?

નટવરચરણ ન્યુસ પેપરની ગડ કરતો હતો, તે એમના સ્હ મું જોયા વગરજ બોલ્યો. "ના, ના, હું એ લોકોને દીઠે ઓળખતો નથી. પણ તમારા જેવા સ્નેહીજનો અહીં આવી વાત કરતા હોયને મારે કાને પડે તે ઉપરથી પુછુછું.'

મુગો માણુસ નટવરચરણુના સ્હામો ઇશારત કરી ચાલ્યો “ લ્યો, ત્યારે સાહેબજી,” નટવરચરણુ બોલ્યો. તે અદર ચાલ્યો ગયો

હરખશંકરે ખિસ્કોલીશકર સ્હામુ જોય, ને ખીસ્કોલીશકરે હરખશંકર સ્હામુ જોયું. ખુંધો પુરાણી બબડયો, “ આતે કાંઇ રીત મારા સાહેબ. અમે બેઠા છીએ ને સાહેબ અદર ચાલ્યા ગયા.

હરખ—ત્યારે તમને નોતરૂ દેવા કોણ આવ્યુ હતુ કે પધારજો મહારાજ. પરદેશી લોકની પ્રીત તો એવીસ્તો.

તે બન્નેએ ચાલવા માંડયુ.

“ મારૂ નામ ખુધો ખિસ્કોલીશકર કયારે કે જ્યારે આ બે જણાનો ભેદ જાણું ત્યારે,” ખિસ્કોલીશંકર બોલ્યો.

હરખ—જવાદો, મહારાજ. તમારી એ આદતમા એક ફેરી દુઃખી થયા છો, ને વળી બીજી ફેરી, ઘડપણમાં એવા દુઃખી થશો કે ન પુછો વાત. પારકી પંચાત છોડીને તમે તમારી મેળે મઠબાજરીનો રોટલો રળો છો તે રળી ખાઓ એટલે થયું.

જવાબ દીધા વગર ખીસ્કોલીશકર જોશાથી જુદો પડયો.

---

## પ્રકરણ ૭ મું.

### દયાની વાસનાઓ.



ગગા નદીના કિનારા ઉપર મધુકરનું કુટુંબ બેઠું હતું મંજરી દયાના ખોળામાં બેઠી બેઠી રમતી હતી. કિશોરચંદ્ર અને મધુકર વાતો કરતા હતા. કુંજબાલા પર્ણકુટીમાં હતી, અને કેટલીક ગૃહવ્યવસ્થા કરવામાં રોકાઇ હતી.

“ કેમ દયા બ્હેન, આવો ને: આજ શું શુ જોયું ? ” મધુકરે પુછ્યું.

દયા, મધુકર તથા કિશોરચંદ્ર તરફ આવી. લાડતી લાડતી મંજરી પાછળ ચાલતી હતી. ગંગા નદીનું પુર શાંત પડી ગયું હતુ. સ્હાંજ પડી ગઇ હતી. પવન ધીમે ધીમે વાયા કરતો હતો.

“ ભાઇ, આજતો જમી પરવારીને આરામ લેવામાંજ દિવસ ચાલ્યો ગયો છે. કાલ આપણે આપણા બાબુ નિત્યાદચંદ્રભૂષણુના બંગલાવાળા મુકામે જઇશું, ત્યારે કાશીના વિભાગ જોઇશું. આપણે

એ દિવસથી આવ્યા છીએ પણ વિશ્વનાથનાં દર્શન કર્યાં નથી." દયા બોલી.

' હા બ્હેન, કાલ આપણે આ શહેરનાં જોવા લાયક સ્થળો તથા વિશ્વનાથનું મંદિર વિગેરે જોઇશુ. આજ આપણે કિશોરચંદ્રની તહેનાતમા છીએ. કુંજ આમ આવને! આ પર્ણકુટીમાં પણ તારી ગોઠવણ કરવાની ટેવ ન ગઇ." મધુકર બોલ્યો.

કુંજબાલા પર્ણકુટી ઉપરથી કિનારાપર આવી, "ટેવ પડી તે જાય ખરી? હરિશંકરે બગાડ કર્યો હતો તે જરા ઠપકો દેતી હતી." તે બોલી.

મધુકર—રસ્તામાં એ લોકને બહુ સતાવવા નહીં આપણા હાથ પગ એ રહ્યા. એમને નિભાવી લેવા જોઇએ.

કુંજ હશી પડી—"ત્યારેજ કહું છું ને કે ટેવ પડી તે જાય નહી તમે વારૂ વિનોદચન્દ્રભૂષણને શુ ઉત્તર દીધો ?" તેણે પ્રશ્ન પુછયો.

મધુકર—અમે આવતી કાલે સ્હવારે તમારે બંગલે આવીશું.

કુંજ—મેં કાશીમાં કાંઇ દીઠું નથી. વિશ્વનાથનાં દર્શન કર્યાં નથી. તમારા વિચાર હવે દિવસે દિવસે બદલાતા જાય છે. સાયન્સની અસર થયા વગર રહેજ નહી.

સ્રીઓનો અધીરો સ્વભાવ તે કદી સ્થિર થવાનોજ નહિ," મધુકરે કહ્યું. ' કાશીમાં આવ્યા છતાં તમને કાશીનાંસ્થળો બતાવ્યા વગર કદી જવાતું હશે? મારી ઇચ્છા એવી ખરી કે એકવાર શાંતિથી બધાં સ્થળોનું નિરીક્ષણ કરવુ. જોવાનું રહી જાય ને ન જોવાનું જોઇએ તે કાંઇ ઠીક કહેવાય? કેમ દયા બ્હેન ખરૂં ને?

દયા—હું કુંજબાલાના મતની છું. જે ગામમાં આવીએ તેનાં તીર્થ સ્થળો જોયા વગર અમને જંપ વળેજ નહિ.

કિશોર—કુંજ બ્હેન, હમણાં તમારી સેવિકાની ફરજો ઉપરાંત બીજી શી પ્રવૃતિ કરો છો?

કુંજ—ભાઇ, હાલમાં મેં "સ્રીઓની તન્દુરસ્તી," એ નામનું પુસ્તક લખવા માંડયું છે. મધુકરની સહાયતાથી એ પુસ્તક લખાય છે.

કિશોર—દયા બ્હેન તમે શું પ્રવૃતિ કરો છો?

દયા—(સજળ નેત્રે) હું માત્ર સેવિકા તરીકે ફરજ બજાવું છુ. માલતી અને હું ભગવતી મૈયા સાથે આશ્રમની ફરજો બજાવીએ

છીએ માજીની કૃપાથી ગરીબોની સેવા થાય છે. અમારાં જેવાં નિરાધારનાં બેલી તરીકે ભગવતી મૈયા છે. એ ન હત તો અમારી શી વલે થાત ?

મધુકર—બ્હેન, વિશ્વનાથ સર્વનું પુરૂં કરે છે. માજી જેવાં સાધુજનો માત્ર તેના ફીરસ્તા છે. માટે તમારાં જેવાં સાધ્વીને અશ્રુની અંજળી ધટે ?

મંજરી આવી પહોંચી. તેની કાલી અને બુદ્ધિશાળી વાતોથી વાતનો વિષય ફર્યો. દયા તેને કાગળની હોડી બનાવી આપવા તથા ગગામાં તરાવા તેની સાથે કાંઠા ઉપર ગઇ.

કુંજ—કિશોરચંદ્ર, દયાની દશા જોઇ ? એની સંસારની વાસના તૃપ્ત થઇ નથી. ૭ વર્ષની વયે વિધવા થયેલીને વિધવા કહેવી કે કેમ એ મહા પ્રશ્ન છે. તમે એનો અંગીકાર નહીં કરો ?

કિશોર—બ્હેન, તમે જે આજ્ઞા કરશો તેમ અનુસરવા તત્પર છું. ગુરૂ શ્રી મને શુ કહે છે તેની રાહ જોઉં છું. હાલમાં તેમના તરફથી મને ફરમાન છે કે સ્નેહની વાત, અથવા વિચાર ન કરવો. આપણે બ્હેન, સંધ્યા સમય થવા આવ્યો છે એટલે ઇશ્વર સ્તવન કરીશું ?

જે ઉપરથી દયા તથા મંજરીને બોલાવવામાં આવ્યાં. બધાંએ મળીને ઇશ્વર સ્તવન કર્યું. નોકરોએ પર્ણકુટીમાં બીછા પાથરી દીધા હતા. તેઓ જોડેની પર્ણકુટીમા સુવાના હતા. મજરી આનંદની પરિસીમાએ હતી. ક્રમશઃ બધાં શયન કરી ગયા.

રાત્રીના બે વાગ્યા હતા. આકાશમા વાદળાં વિખરાઇ ગયાં હતાં. જેને લીધે તારકવૃન્દ ઝગારા મારી રહ્યા હતા. ગંગા નદીનો સ્વર પુર્ણ જોશથી સંભળાતો હતો. મણિકર્ણિકાના ઘાટ ઉપર બળતાં મડદાંના ધુમાડાના ગોટ ચોગરદમ પ્રસરી રહ્યા હતા. દયાને નિદ્રા ન આવવાથી બારી ઉઘાડી જોતી હતી. કિશોરચંદ્ર જાગી ઉઠયો, ને બ્હાર આવ્યો તો બારી ઉઘાડી મુકી દયાને બેઠેલી દીઠી. રાત્રીના વખતમાં ગંગા ભણીની બારી ઉઘાડવી એ ભયંકર હતું, તેથી તે ત્યાં ગયો ને ધીરેથી પુછ્યું, " દયા બ્હેન, કેમ આમ બેઠાં છો ? નિદ્રા નથી આવતી ?"

દયાની આંખો રોઇ રોઇને સુજી ગઇ હતી, " કોણ કિશોરચંદ્ર ! તમને નિદ્રા નથી આવતી ?"

"બ્હેન," તેણે કહ્યું "સામાન્ય રીતે મને નિદ્રા થોડી છે, પણ આજ તમારાં બધાના આવવાથી મનને નિવૃતિ થવાથી પહેલી રાતથીજ ઉંઘી ગયો હતો. તે હમણાં જાગ્યો. મધ્યરાત્રિ થઇ હશે."

"કિશોરચંદ્ર," દયાએ કહ્યુ, "રાત્રિના બે વાગ્યા છે. હમણાંજ મેં ડંકા ગણ્યા. મને થોડો સમય નિદ્રા આવી, પછી તે ફટકી ગઇ છે."

"બ્હેન," કિશોરચદ્ર બોલ્યો, "ગગા ભણીની બ્હારી રાત્રિએ ઉઘાડરી એ સલામત નથી. પ્રથમતો દૂરથી મણિકર્ણિકાના ઘાટ પરનો ધુમાડો આપણને ગુંગળાવી નાખે એવો આવે છે. તે શિવાય બીજી પણ ધાસ્તી ખરી.

દયા—કિશોરચદ્ર, મારા જેવીઓનો ગગા મેયા ભોગ લઇ લે તો કાંઇ ફીકર નહીં. આજ મને ત્રણ વાર વિચાર આવ્યો કે ગગામા પડું. ગુરૂશ્રીનું વચન કે આત્મહત્યા કરવી નહીં, એથીજ મે એ વિચાર મનમાં રાખ્યો, અમલમા મુક્યો નહી.

તેની આંખમાથી આસુ નીકળતાં હતા.

કિશોરચદ્ર તેની પાસે ગયો. "દયા, દયા, તારા જેવી સાધ્વીને અશ્રુની અજળી ઘટે ?"

દયા પુષ્કળ રોઇ ને પછી ધીમે સ્વરે બોલી—" મારા ચદ્ર ! ત્યારે તમે મને કેમ વિસારી દો છો ? આશ્રમમાં મને આશા આપી પાછી કેમ તરછોડો છો ? તમે જગતથી ડરો છો ? કે તમે અન્યને ચાહો છો ? શા માટે મારા જેવી ગરીબડીને રીબાવો છો ? આશ્રમનું તપ મારાથી નથી થતુ. કોઇનું કટુ વચન મારાથી નથી સંખાતું. સંસારમાં બધાં સુખ, વૈભવ, ભોગવે ને હું સાધ્વી જીવન, પરવશ જીવન શી રીતે ગાળું ? મારા ચંદ્ર, મારૂં હૃદય ઉઘાડી જુઓ. રગે રગમાં, નસે નસમાં તમારૂં નામ લખાયલુ છે. મારા જેવી તમારાજ પ્રેમમાં લીન થયેલી ગરીબ કિંકરીને કેમ તરછોડો છો ? તમે જનસમાજના ખોટા નિયમોને શામાટે માન આપો છો. મારૂં જેની જોડે લગ્ન થયું હતું તેની આકૃતિ પણ મને યાદ નથી. માબાપે પૈસાની લાલચે મને દીધી હતી. તે મરી ગયાં, પતિ મરીગયા, સર્વે સ્નેહી મરી ગયાં. હુ માત્ર એકલી, નિરાધાર જેવી, માત પિતા વિનાની, નાથ વિનાની અનાથ ભમુ છું આશાનાં કિરણરૂપ તમને દીઠા. તમારો સ્નેહ દીઠો.

મનને શાંતિ વળી. ત્યારે તમે છ છ વર્ષથી ક્યાં વસો છો? મારા ચંદ્ર, હવે હું તમને કદી છોડવાની નથી. તમે આ પર્ણકુટીમાં રહેશો તો હું તમારી સાથે રહીશ તમે નિર્મળગામ રહેશો તો હું તમારી સાથે ત્યાં રહીશ. તમે જો મારો તિરસ્કાર કરશો તો અહીં અગર હરદ્વારમાં ગંગામાં પડીને જીવનશેષ પુરૂં કરીશ."

કિશોરચંદ્રના શરીરમાં ઝણત્કાર થઈ રહ્યો હતો. ગરીબ બીચારી દયાના હૃદય દ્રવક વચનોથી એનું હૃદય વીંધાઇ ગયું. અગાઉનો તે કિશોરચંદ્ર હોત તો એકદમ વચન આપત. પણ છ વર્ષની દીક્ષાથી તેને મનઃસંયમ કરવાનો અભ્યાસ હતો. તેણે દયાને આશ્વાસન આપવા યત્ન કર્યો. સંસારની અસારતા ઉપર બોધ કર્યો પણ કશાથી તે શાંત ન થઇ. આખર એને પ્રસન્ન કરવા ગુરૂદર્શન થતા સુધી એ વાત બંધ કરવા વિનતિ કરી. "દયા, ગુરૂશ્રી આજ્ઞા આપશે તો જરૂર તારી જોડે લગ્ન કરીશ. માટે ત્યાં સુંધી રાહ જો. દયા, હું દીલગીર એટલોજ છું કે મે જન્મભર કુંવારા રહેવાની પ્રતિજ્ઞા લીધી છે. છતાં ઇશ્વર તુલ્ય ચિદ્દાનંદ ગુરૂની આજ્ઞા થશે તો જરૂર હું મારી પ્રતિજ્ઞા મુકી તારી જોડે લગ્ન કરીશ. માટે શાંત થા! દયા.!" હૃદયનો ઉભરો નીકળી ગયો હતો. દયા રોઇ રોઇ થાકી ગઇ હતી. તે વધુ બોલ્યા વગર પોતાના બીછાના ભણી ચાલી ગઇ.

કિશોરચંદ્ર મુખ પ્રક્ષાલન કરી, પોતાના બીછાના ઉપર ગયો, ને જાગતો સુઇ રહ્યો. બ્રાહ્મમુહૂર્ત થતા તે ઉઠયો, ને ગંગા સ્નાન કરી, પ્રાણાયામ વિગેરેથી પરવાર્યો. ધીરે ધીરે બધાં જાગૃત થયાં.

થોડી વારમા બાબુવિનોદચંદ્રભૂષણ અને તેની સ્ત્રી વ્રજવાસિની જાતે મધુકરને તેડવાને આવ્યાં. હવે મધુકરથી વધારે વખત રોકાઇ શકાય એમ ન હતું. જાગીરદાર પાંચ છ મીયાના અને ભોઇઓ લઇને આવ્યો હતો. એટલે બધાં મીયાનામાં બેસી ગયા. ને કલાકમાં બાબુને બંગલે પહોચી ગયા. તે પહેલાં તેણે કિશોરચંદ્ર તથા વિનોદ બાબુને પરસ્પ ઓળખાણ કરાવ્યું.

વિનોદચંદ્રનો બંગલો કાશીમાં પ્રથમ પંક્તિના મકાનમાંનું એક હતું. શરૂઆતમા મોટો બાગ હતો. એ બાગમાંની મધ્યમાં એક સુંદર બેઠા ઘાટનો મેડીવાળો વિશાળ બંગલો હતો, જેમાં યુરોપ તથા જાપાન વિગેરે દેશોથી મંગાવેલું ઉત્તમ ફરનીચર ગોઠવી દીધું હતું. આખા બં-

બલામાં વિજળીના દીવા, અને વિજળીના પંખા ગોઠવી દીધા હતા. ટુંકામાં ઘણી જાહોજલાલીવાળો આ બંગલો હતો. નોકરોનો શુમાર ન હતો. મીયાનાઓ બાગમા દાખલ થતાંની સાથે તમામ નોકરોએ નીચા વળી વળીને સલામ કરી.

મંજરી બહુ ખુશી થઇ ગઇ હતી. કુંજબાલાની કડક નજરથી જ તોફાન કરતી કે ગાંડું ઘેલું બોલતા અટકતી. કિશોરચંદ્ર અને દયા આ સ્થળનો વૈભવ જોઇ છક થઈ ગયાં હતાં.

વિનોદચંદ્રભૂષણ એક મોટો જાગીરદાર હતો. તેને કાશી તેમ યુનાઇટેડ પ્રોવીન્સમાં ઘણી ઇમારતો હતી. જેનાં ભાડાં પુષ્કળ આવતાં તે ઉપરાંત કેટલાંક ગામ એને ત્યા ઇજારે હતાં. વાડી, વજીફા શુમાર વિનાના હતા. અર્થાત્ એને આવક પુષ્કળ હતી. તેને ત્યાં તમામ યુરોપીય પદ્ધતિ હતી. ખાવા પિવાનું બધુ ટેબલ ઉપરજ આવતુ. પોતે બ્રહ્મસમાજનો હતો, એટલે એને વર્ણાશ્રમ ભેદ કે નાત જાતનો બાધ ન હતો.

" મી. મધુકર, " વ્રજવાસિની બોલી, " તમે બહુ રોકાયા. તમારી ઇચ્છા હિંદુ ધર્મ પ્રમાણે ડીનર ( ભોજન ) લેવાની હતી. તો તેમ ગોઠવણુ કરવામાં આવી હતી. "

મધુકર—હા, બ્હેન, અમે એ પદ્ધતિમાં કેળવાયલાં છીએ એટલે અમને ખાસ કરીને અમારાં દયા બ્હેનને-આપની નવીન પદ્ધતિ પસંદ નથી. મારા પોતાના સબંધમાં, મને કોઇ પણ પ્રકારનો બાધ નથી. માત્ર વનસ્પતિ આહાર માટે મારી દૃઢ પ્રતિજ્ઞા છે."

વિનોદ—( હસતે હસતે ) તમે એમ કહેવા માગો છો કે અમે માંસાહારી છીએ ?

મધુકર—નહીંરે, સાહેબ. મારાથી કહેવાય કેમ ? અમુક ખોરાક ખાવો યા ન ખાવો એ પોતાની ઇચ્છાની વાત છે. હવે તો જમાનો કાંઇ ભૂતકાળની માફક " અડકશો અભડાશો " એ ભાવનાનો નથી.

વ્રજ—અલબત્ત, મી. મધુકર, અમે તમારા જેવા ' સ્ટ્રીક્ટ વેજીટેરીયન' નથી. પણ ચાલો હાલ તે વિષયને આપણે બંધ કરીએ.

મધુકર—સાહેબ, આપને સારે એક વિનતિ કરવાની છે. કુંજની અને દયાની ઇચ્છા[illegible]નાથનાં દર્શન કરવા જવાની છે. ત્યારબાદ તેઓ જમશે.

વ્રજવાસિનીએ વિનોદચંદ્ર ભણી જોયું ને સ્હેજ સ્મિત કર્યું.

વિનોદ—વિશ્વનાથનું મંદીર ઘણી ગંદી જગાએ આવ્યું છે. વ્રજવાસિની, આપણે કેટલી વાર ત્યા ગયાં છીએ.

વ્રજ—જી, ભાગ્યે એકવાર વરસમાં જતાં હઇશું. ભીખારી લોક ત્યાં બહુ પજવે છે.

કુંજ—બ્હેન, એ ખરૂં પણ અમારા જીવનનું કેન્દ્રસ્થાન વિશ્વનાથ છે. જે નામ મારા ન્હાનપણથી ઇશ્વરને ઠેકાણે સાંભળેલું, તેનાં દર્શન કરવાની લાલસા થાય એ સ્વાભાવિક છે. પ્રથમ અમારે સ્નાન કરવું છે, અને પછી વિશ્વનાથનાં દર્શન કરવાં છે. આજ અમે પ્રતિજ્ઞા લીધી છે કે દર્શન કર્યા વગર અમારે ન જમવું.

વ્રજ—બરોબર છે, બ્હેન. ચાલો હું તમને ન્હાવાની તૈયારી કરાવું.

કુંજ—બ્હેન. અમારે તમારી 'બાથરૂમમાં' નથી ન્હાવું. અમારે ગંગાસ્નાન કરવું છે.

વ્રજ—તેની પણ અમારા બંગલામાં ગોઠવણ છે.

વિનોદ—મી. મધુકર, આજ હું મારા એક બીજા મિત્રની આવવાની રાહ જોઉં છું. તેમનું નામ નટવરચરણ છે. તેઓ તથા આપણે સાથે જમીશું.

મધુકર—ઘણા આનંદની વાત છે, મી. કિશોરચંદ્ર, તમે કેમ સુંગા છો ?

કિશોર—જી, કાંઇ નહીં, સહજજ.

વ્રજવાસિની દયા તથા કુંજબાલાને બાગને છેડે, જ્યાં આગળથી ગંગા નદી વહેતી હતી, ત્યાં લઇ ગઇ અહીં ન્હાવાની એવી યોજના હતી કે નદીમાંથી નળ ગોઠવવામાં આવ્યા હતા. એક પંપથી પાણી ચ્હડાવવામાં આવતું. તે એક ટાંકામાં પડતું. ટાકામાં પાણી ગળાઇ ન્હાવાની ઓરડીમા આવતું. જેમાં બે ચકલીઓ હતી. એક ફેરવતાં ગરમ પાણી અને બીજું ફેરવતાં ઠંડુ પાણી આવતું.

ન્હાવાનું સ્થળ બતાવી વ્રજવાસિની ચાલી ગઇ. સ્ત્રી નોકર વસ્ત્ર લઇ બ્હાર ઉભી હતી.

"દયા", કુંજબાલાએ કહ્યું "શ્રીમાન્ લોકને શું મુશ્કિલ છે. ન્હાવા માટે ગંગાજળ લાવવાની કેવી સુંદર યોજના છે. આપણે

નિર્મળ ગામમાં એમ જાણુતા કે આપણે વૈભવ સારી રીતે ભોગવીએ છીએ. પણ આ લોકના વૈભવ જોતાં આપણે કાંઇ વિસાતમાં નથી.

દયા—હા, બ્હેન ખરૂં કહોછો. પણ આમની ખાવા પીવાની રિતિ મને પસંદ નથી. આપણી રસોઇ અલગ થાય તો ઠીક હરિ-શંકર છે એટલે ફીકર નથી.

કુંજ—મારો એવોજ વિચાર છે.

બન્ને જણાંએ સ્નાન કરી લીધુ. ત્યારપછી મધુકર, કિશોરચંદ્રે સ્નાન કર્યું. કુંજબાલાએ હરિશંકર પાસે જુદી રસોઇ કરાવવાનું નક્કી ઠરાવ્યું. બધાં કાશીવિશ્વનાથના દર્શન કરવા નીકળ્યાં.

"મી. વિનોદચંદ્ર", મધુકરે કહ્યુ '-આપ અમારે સારૂ જમવાની રાહ ન જોશો. કારણ અમને વાર થવા સંભવ છે. વળી આપના મિત્ર નટવરચરણ આવે તેમને અમારે લીધે ભુખ્યા રાખવા ઠીક નહીં.

"જેવી આપની ઇચ્છા", વિનોદચંદ્રે ઉત્તર દીધો.

પગે ચાલીને જવાની ઇચ્છા કુંજબાલાએ બતાવ્યાથી મીયાના સાથે રાખવામાં આવ્યા નહતા. માંગણ લોકો તથા બ્રાહ્મણો હેરાન ન કરે માટે બે ચપરાશીને એક ગોરને સાથે રાખવામાં આવ્યા હતા.

ભારતવર્ષમાં જુના શહેરોમાં કાશી સૌથી સુંદર અને ઉત્તમછે. વરૂણા અને અસિ નામથી મધ્યમાં વસેલા શહેરને વારાણસી અગર કાશી નામ આપવામાં આવ્યું છે. એમાં ગલીઓ પુષ્કળ છે. મકાનો એવા વિશાળ છે કે ગલીઓની અંદર સૂર્ય ભાગ્યે પ્રવેશ કરી શકે. સાત સાત માળનાં પથરનાં મકાનો એવા ઠાઠથી આવી રહ્યા છે કે હેઠળથી ઉપરનો ભાગ જોતા માથાની પાઘડી સંભાળવી પડે છે. ઘરની વચ્ચે આવેલી ગલીઓ એવી સાંકડી છે કે પગે ચાલીનેજ જવાય છે. આ ગલીઓની અંદર જાત જાતની દુકાનો આવી રહી છે. જેમાં 'દસ્તકારી'ના ઉત્તમ નમુના નજરે પડે છે. તેમ કારચોબી કામ, પીતળનાં તથા જર્મન સીલ્વરનાં જાત જાતનાં વાસણો, લાકડાનાં રમકડાં અને રેશમ કામની દુકાનો ઘણી નજરે પડે છે. આ શહેરમાં સાટીન, મખમલ, તથા સોના રૂપાના ઘણા ઉમદા નમુના દૃષ્ટિગોચર થાય છે. તેમજ રેશમી રંગ રંગનાં સેલાં, સોનેરી દુપટ્ટા વિગેરે ઘણા સારા થાય છે.

કાશીમા દેવ મંદિર ઘણા છે. એમ કહેવાય છે કે કાશીની પંચ કોશીની અંદર માણસ કરતાં દેવમૂર્તિઓની સંખ્યા વધારે છે, જેમાં શિવલિંગો ઢેર ઢેર નજરે પડે છે. મંદિરો અગણિત છે. કેટલાક મંદિરો એમનાં એમ પડી ગયાં છે, કેટલાંક ગંગાના પ્રવાહમાં તણાઇ ગયાં છે, જ્યારે કેટલાંક સારી સ્થિતિમાં છે.

ઉપર્યુક્ત એકાદ ગલીમાં જગપ્રસિદ્ધ વિશ્વનાથનુ મંદિર આવ્યું છે. અહીં આખા હિંદુસ્થાનના હિંદુ યાત્રિઓ નજરે પડે છે. વિશ્વનાથનું શિખરદાર મદીર આશરે એકાવન ફુટ ઉંચી જાતના પત્થરનું બનાવવામાં આવ્યુ છે. તેમાં પણ ન્હાના મંદિરો, મૂર્તિઓ, આપણી નજરે પડે છે. આ મદિર અરાડમી સદીમા ઇંદોરની મહારાણી અહલ્યાબાઇએ બધાવ્યું છે. વિશ્વનાથના મંદિર ઉપર સુવર્ણનુ શિખર છે, જે લાહોરના મહારાજા રણજીતસિંહે પોતાના અત સમયમા કરાવ્યું છે એમ કહેવાય છે.

મંદિર ઘણું સાંકડું હોવાથી, અને મનુષ્યનો સમુહ ઘણો હોવાથી સ્હવારથી તે સ્હાંજ બલ્કે મધ્યરાત્રિ સુધી માણસની ભીડ રહે છે. ગગામાં સ્નાન કરી, હાથમાં જળનો લોટો અને બીલીપત્ર તથા ફુલની છાબ લઇ અસખ્ય માણસો વિશ્વનાથને સેવે છે. બીલી [illegible] એમ પુજારીના માણસો ઢગલે ઢગલા બ્હાર કહાડે છે. તે બિલાં ઉપર પડેલું દુધ, ઘી ચાટવાને વૃષભ—આખલાઓ મદિરના મધ્ય ચોકમાં અથડાતા માલુમ પડે છે.

આ ઉપરાંત જ્ઞાનવપી, અન્નપુર્ણાનું મદિર, વિગેરે મુખ્ય જણાતાં સ્થળો સમીપમાંજ છે. ઘેર સ્નાન કર્યું હતું, છતાં પાછાં રાજઘાટ ઉપર બધાએ સ્નાન કરી, વિશ્વનાથ ઉપર જળ તથા બિલીપત્ર ચ્હડાવ્યાં. આસપાસના મંદિરોનાં દર્શન કર્યાં. ભીડ એટલી હતી કે વાત કરવાનો વખત નહતો. ખીસાં પાકીટ સંભાળવાની, તથા શરીરના આભૂષણ સંભાળવાની સૂચના ચપરાશીઓ વારંવાર આપ્યા કરતા. કારણ ત્યાં આગળ એવા તાલમબાજ લોકો ફરે છે કે યાત્રીઓનાં શરીરનાં આભૂષણ સુદ્ધાંત ઉઠાવી જાય છે.

મંદિરમાંથી બ્હાર નીકળી સરીઆમ રાજમાર્ગ ઉપર આવી બધાં ઉભાં.

"કુંજ", મધુકર બોલ્યે,"હવે તને નિવૃતિ થઇ ?"

કુંજ—જી હા, હવે મને સંપૂર્ણ શાંત થઇ. જે વિશ્વનાથના દર્શનની લાલસા મને ઘણાં વર્ષોથી હતી, તે તથા તેનું પૂજન થતાં નિવૃતિ થાય એ સ્વાભાવિક છે. મને ભગવતી બહુ યાદ આવે છે.

મધુકર—એમને સંભારીને પુષ્પ ચ્હડાવોછો ને ?

કુંજ—જી હા, એમનું સ્મરણ કરી ગંગામાં ડુબકી મારૂંછું, એમને સંભારી પુષ્પ, બીલી ચ્હડાવું છું.

કિશોર—કુંજ બ્હેન, તમને આ સ્થળ ઉપર વિશેષ ભાવ થવાનું કારણ તમારી શ્રદ્ધાજ ખરી ને ?

કુંજ—હા, ભાઇ, શ્રદ્ધાજ. એમાં બીલકુલ વાંધો નહીં. કારણ અન્ય સ્થળે આવાં ઘણાં મંદિરો છે. છતાં આ સ્થળને માટે મને ઘણો પક્ષપાત છે.

મધુકર—મંદિરને પડખે મસ્જીદ જોઇકે ?

કુંજ—હા જી, એ મસ્જિદના સ્હામો લાલ રંગનો વૃષભ છે, એટલે આદિ વિશ્વનાથ, હું ધારૂંછું, એ મસ્જિદ છે ત્યા હશે.

કિશોર—અને જ્ઞાનવાપી એ સ્હમજ્યાં ને ?

દયા—જી હા, એ વાપીમા શિવલિંગ ખંડિત કરીને નાખ્યું હશે.

મધુકર—એમજ, કુંજ. હવે બીજા સ્થળો કાલ જોઇશું. મધ્યાન્હ થઇ ગયો છે. માટે ઘેર જવાય તો ઠીક.

બંગલો લગભગ દોઢ માઇલ દૂર હતો. વિનોદચંદ્રે મોકલેલા મીયાનાઓ તે સ્થળે આવી પહોચ્યા.

કુંજ—વ્રજવાસિની કેવાં વિવેકી છે. અત્યારે આવેલા મીયાના ઘણા આવકારદાયક છે. કારણ મારાથી બીલકુલ ચલાતું નથી. મીયાનાઓમા બેસી બધા બાબુ વિનોદચંદ્રભૂષણને બંગલે જઇ પહોચ્યા.

---

## પ્રકરણ ૮ મું.

### ઇર્ષ્યા.



બાબુ વિનોદચંદ્ર આરામખુરશી ઉપર પડયો પડયો ન્યુસપેપર વાચતો હતો. વ્રજવાસિનીના હાથમાં એક પુસ્તક હતું; પણ તેનુ મન સ્વસ્થ નહતું. ક્ષણમાં તે વાંચતી, તો ક્ષણમાં ઘર-

મા ફરી આવતી. વખતે ચાકરોને ઠપકો દેતી, શૂન્ય જેવી બેસી રહેતી. વિનોદચંદ્ર હશીને બોલ્યો, " વ્રજવાસિની, કાં તો તું વાંચ કે કાં તો ઘરકામ ઉપર લક્ષ આપ, પણ આમ વચલું વર્તન મને ઠીક નથી લાગતું.

વ્રજ—અમારાં ગાડાં તો એમને એમ ચાલવાનાં. તમારા મી. મધુકર જબરા orthodox (જુના મતના) લાગે છે. અને કુંજબાલા, જેનાં તમે વખાણ કરી કરીને થાકતા તેતો તદ્દન વિચિત્ર છે.

વિનોદચંદ્ર—"સ્ત્રીઓમાં પરસ્પર સ્પર્ધા અને અદેખાઇએ હદ કરી છે. તું ગમેતેટલી ટાપટીપ કરીને સૌંદર્ય દેખાડવા યત્ન કરે છે, પણ કુંજબાલા જેવુ સૌંદર્ય તારામાં નથી તેમ એ લોક પરોપકારમાં એમનું જીવન કેવુ ગાળે છે! આપણે એમના પ્રમાણમાં કાંઇ કરી શકીએ એમ નથી. વળી તું સુધરેલા કુટુંબમાથી આવી, તેથી મને ભ્રષ્ટ કર્યો.

વ્રજ—તમે કાંઇ બાળક તો નહતા. તમને પસંદ પડયું હશે તે તમે કર્યું હશે. અમારા પિતાને ત્યા અમને ખાવાપિવાની છોછ નથી. તમારી તબીયત કેવી નરમ હતી? તમે જો એ ખોરાક ખાધો ન હત તો, અત્યારે ક્ષયરોગના ભોગ થઇ પડયા હત.

વિનોદ—વ્રજવાસિની, એ ખોરાક લેતાં મારૂં દિલ બહુ દુભાય છે. મારી એટલી વિનતિ છે કે આપણા માનવંતા મહેમાનની ધાર્મિક વૃત્તિ ન દુભાય તેના તરફ આપણે દુર્લક્ષ રહેવાનું નથી.

વ્રજ—જી, બહુ સાહુ. એમાં મને વાધો નહિ આવે. એક બાબત મને બહુ ખુંચે છે. શુ કુંજબાલા ઘણી ખુબસુરત છે? એવાં ધોળાં તો ગધેડાંએ હોય છે.

વિનોદચંદ્ર ખુબ હશ્યો. "ગાંડી, તારી અદેખાઇ કદી દૂર થતી નથી. એ બે ઘડીનાં મહેમાનો સૌંદર્યવાન્ હોય તોએ શું, અને બેડોળ હોય તોએ શું. એમની ખ્યાતિ આખા હિંદમાં છે. તે આપણા મહેમાન થયા તો આપણે તેમનો સત્કાર કરવો. બાકી મારે મન બીજાં સૌંદર્ય તુચ્છ છે. એક તારૂં અનુપમ સૌંદર્ય એજ મારાં નયનને ઠારનાર છે. તારૂં હૃદય મારા તરફ એટલું સુંદર છે કે મારે બીજી સુંદરતાનું કામ શું?

વ્રજવાસિની પ્રસન્ન થઇ, અને પ્રિયતમને સ્નેહ વાક્યોથી વધાવી લીધો.

મધ્યાન્હનો સમય થયો હતો. બન્ને મહેમાનોમાથી કોઇ આવ્યુ નહતું. એટલામાં ચપરાશીએ આવીને એક વીઝીટીગ કાર્ડ આપ્યુ તે વાંચી તે ઉભો થયો ને વ્રજવાસિનીને કહ્યું કે, "બાબુ નટવરચરણ આવી પહોંચ્યા છે, તેમનો સત્કાર કરવા ચાલ."

તેઓ બન્ને બારણા આગળ આવ્યા તો યુરોપીય વેષમાં નટવરચરણ ઘોડા ઉપરથી ઉતરી ઉભા હતો. મોહનીદેવી મીયાનામાં બેસી રહી હતી. તેમનો આ બે જણાંએ સારો સત્કાર કર્યો. પછી બધાં સાથે બંગલામાં ગયાં. મોહિનીદેવીએ મ્હો ઉપર બુરખો નાંખ્યો હતો. આંખે રંગીન ચશ્મા પહેર્યા હતાં. તેઓ બંગલામાં ગયાં, ને સ્વસ્થ થયા બાદ નટવરચરણે કહ્યુ "આપને અમારે લાધે ખોટી થવુ પડ્યું તે માફ કરશો. રસ્તામાં ટ્રેઇનને એકસીડેંટ થવાથી બે કલાક મોડું થયુ."

વ્રજ—સહીસલામત આવી પહોંચ્યા તે ઘણુ ખુશી થવાનું છે. ચાલો આપણે 'ડીનર' ઉપર જઇશુ.

પહેરેલે કપડે બધાં ખુરશી ઉપર ગોઠવાઇ ગયાં. તેમને માટે ઇંગ્લીશ ઢબથી જુદા જુદા 'કોર્સીસ' આવવા માડયા. જેને મોહિની દેવીએ ઘણા સ્વાદથી ખાધા. આ બન્ને કુટુંબો એકબીજાને પરિચિત હતાં. કારણ નટવરચરણ વર્ષમાં એક બે વાર કાશી આવતો, અગર તો તેઓ બન્ને કલકત્તે ભેગા થતા.

'મોહિનીદેવી,' વ્રજવાસિની બોલી, "હજી તમારાં ચશ્માં તથા બુરખો ગયો નહીં. આપ મંડલમા તો છુટ રાખો."

મોહિની—બ્હેન, મને એમજ થાય છે. પણ મારા સ્વર્ગસ્થ માતા પિતા, જેના માટે મને ઘણું માન હતું, તેમની આજ્ઞાનું ઉલ્લંઘન મારાથી શી રીતે બની શકે?

વિનોદ—ખરી વાત છે, બ્હેન. મર્યાદા એ સ્ત્રીઓનું ભૂષણ છે.

મોહિની—મર્યાદા કરતાં હું પિતાની આજ્ઞાને વધારે મહત્વ આપુ છું.

વિનોદ—વ્રજવાસિની, હજી મહેમાન આવ્યા નહીં. બહુવાર થઇ!

વ્રજ—હાજી, જીવનમાં પ્રથમ દર્શન કરનાર શ્રદ્ધાળુને વિશ્વ-નાથનાં દર્શન ઘણાં આનંદદાયી થઇ જાય છે.

મોહિનીદેવી—"આપણા હિંદુલોકનું ધર્મમાં ને ધર્મમાંજ ગયું.

આપણા નવા મહેમાન કોણ છે ?

વ્રજ—નિર્મળગામના સુપ્રસિદ્ધ જાગીરદાર મધુકર તથા કુંજબાલા અમારા મહેમાન છે.

મોહિનીદેવી ચમકી. "અમને એ જગજાહેર સજ્જનોનાં દર્શનનો લાભ મળશે ખરૂં ?"

નટવરચરણ શાંત મુખે બોલ્યો

મોહિનીદેવીએ વ્રજવાસિનીના સ્હામુ જોયું. બન્નેએ સ્મિત કર્યું.

જમી પરવાર્યા બાદ, સ્ત્રીવર્ગ અંદર ગયો અને પુરૂષવર્ગ ચિરૂટ પીવા બીજા ખંડમા ગયો. થોડીવાર વાતો કર્યા બાદ નટવરચરણ આરામ લેવા શયનગૃહમા ગયો, સાથે મોહિનીદેવી ગઇ. કલાકેક પછી કુંજબાલા વિગેરે આવી પહોચ્યા. હરિશંકર રસોઇઆએ જમણ તૈયાર રાખ્યુ હતુ. જેને ન્યાય આપી સર્વે વિશ્રાંતિ લેવા પોતાના ખંડમાં વેરાઇ ગયા એઓ જમી પરવાર્યા ત્યા સુધી વ્રજવાસિની એમની સ્વાગતા કરવા પાસે બેઠી હતી. નટવરચરણ કે કોઇ તેમને મળ્યુ નહતું. તે રાત્રિએ ચ્હા પીવા વખતે બધા એકઠાં મળ્યાં. વિનોદચંદ્રભૂષણે અરસપરસ ઓળખાણ કરાવ્યુ.

"આપ અમારી સમીપમાં આટલા બધા રહો છો, છતાં અમને આપના દર્શનનો લાભ મળતો નથી, એ ખરેખર દિલગીરી ભરેલું છે," કુંજબાલા બોલી

'જી," નટવરચરણ બોલ્યો, 'અમે પરદેશી લોકો આપ જેવાં વ્યવસાયી શ્રીમાન્ લોકને કયાં તસ્દી આપીએ. અમે આપની ખુબ પ્રશંસા સાભળી છે.

મધુકર—બહુ ઉપકાર થયો પણ હવે જરૂર આપ અમારે ત્યાં પધારજો. થોડા સમયમાં મારા સ્વર્ગસ્થ પિતા કાંતિલાલની જયન્તી ઉજવવા ઇચ્છા છે. તે પ્રસગે સાક્ષરસમ્મેલન થશે. તે ઉપર આપ જરૂર પધારજો.

નટવર—જી. અમે મુસાફર પક્ષી જેવા છીએ. અમારે જુદે જુદે સ્થળે જવું પડે છે. ખાસ કરીને મોહિનીદેવીની તબીયત એવી નાજુક થતી જાય છે કે ડાકટરોની સલાહ પ્રમાણે કીયે સ્થળે કયારે જવુ પડશે એ અમારાથી કહી શકાતું નથી. તેથી તો તે પ્રસંગે અમે આપના ગામની સમીપમાં હઇશુ તો જરૂર એ સત્સમાગમનો લાભ લઇશું.

કુંજ—મોહિનીદેવી, આપ કેમ બોલતા નથી ?

મોહિનીદેવી હસી, ને વ્રજવાસિનીના સ્હામુ જોયુ.

વ્રજવાસિની—એમના દેશમાં પડદાનો રીવાજ હોવાથી પરપુરૂષ દેખતા બોલવાનો ચાલ નથી. મધુકરભાઇ જોડે પરિચય ન હોવાથી બોલવુ એમને ઠીક નથી લાગતુ. એ તો આવતાં પણ ન હતાં, પણ એમ કરવાથી આપને ખોટું લાગે માટેજ આવ્યા છે.

આ પછી તે રાત્રિએ કાંઇ વિશેષ ઉપયોગી વાત ન થઈ. કારણ બન્ને જણાં શ્રમિત હતા તે સુઇ ગયાં

બીજે દિવસે સ્હવારે મધુકર તથા મંજરી ફરવા ગયાં, અને કુંજબાલા દયા, કિશોરચંદ્ર વિગેરે ગંગા સ્નાન અર્થે ગયા.

કિશોરચંદ્રે રસ્તામાં વાત ઉપાડી. " કુંજબ્હેન, " તે બોલ્યો, " મને આ બે જણાં ( નટવરચરણને મોહિનીદેવી ) સારાં માણસ નથી લાગતાં. આના કરતાં આપણે મારી પર્ણકુટિમા રહ્યાં હત તો ઠીક પડત. "

કુંજ—ખરી વાત છે, ભાઇ. પણ થઇ તે થઇ. મારો ઇરાદો અહી આઠેક દિવસ રહેવાનો હતો, પણ હવે કાલપરમ ગુરૂશ્રી તરફ ઉપડી જઇશુ.

કિશોર—મને એમ લાગે છે કે મોહિનીદેવીને મે જોઇ છે. જો એનું મ્હો અને આંખો ઉઘાડી હત તો હું જરૂર ઓળખી કહાડત. પણ એ બહુ પક્કી લાગે છે. આંખે રંગનાં ચસ્માં ચ્હડાવે છે એજ લાગે છે કે એની ઠગાઇ છે,

દયા—તમારા જેવા બ્રહ્મચારીને આમ નિન્દા કરવી ઘટે ! તમે ક્યા, ને એ ક્યાં ! ઘડીભર મળ્યા એટલામાં એના વિષે ગમે તેવો અભિપ્રાય બાંધવો એ ઠીક કહેવાય !

કિશોર—દયા ! ક્ષમા કરજે, નિંદા થઇ ખરી. અને તે પણ તેં મને સુચવ્યુ, તે યોગ્ય કર્યું.

કુંજ—દયાબ્હેન, પ્રાસંગિક વાત નિન્દા ન કહેવાય. દરેક મનુષ્યની કોટિ જુદી હોય છે. આપણે જુદી કોટિના છીએ અને તેઓ જુદી કોટિનાં છે, એમાં સંશય નથી. એમનો સહવાસ આપણને ખુચે, આપણો એમને ખુચે. વિનોદચંદ્ર જેટલા સાલસ લાગે છે, તેટલી વ્રજવાસિની નથી લાગતી.

કિશોરચંદ્ર મૌન રહ્યા, એટલે વાત અટકી. સર્વે ગંગા નદીના કિનારા ઉપર ગયા.

વ્રજવાસિની અને મોહિનીદેવી પોતાના આવાસમાં બેઠાં હતાં. મોહિનીદેવી હાથે વગાડવાનું હાર્મોનિયમ વગાડી બંગાળી સૂર કહાડતી હતી.

વ્રજ—બ્હેન. જે મનુષ્યોની કીર્તિ આપણે નામથી સાંભળીએ છીએ, તે મનુષ્યોને નજરે જોવાથી આપણો મોહ ઉતરી જાય છે. મધુકર તથા એમના કુટુંબ વિષે એવો ઉચ્ચ અભિપ્રાય હતો કે હું તેમને દેવ જેવાં સ્હમજતી. જોયા પછી મને એમ લાગ્યું કે તેઓ સાધારણ મનુષ્યથી ઉતરતાં છે. કેટલુ બધું 'હંબગ' ચલવે છે. આ ગામના 'ડર્ટી' ભાગમાં તેઓ અજ્ઞાન માણસોની પેઠે અથડાય છે. ખાવાપિવામાં ભેદ, મનુષ્ય જાતમાં ભેદ, દરેક વસ્તુ ઇશ્વરકૃત છે (જોકે હું ઇશ્વર એવી વ્યક્તિ છે કે નહિ, સત્તા છે કે નહિ એમ માનતી નથી, પણ સામાન્ય શબ્દમાં કહું છું) તો, પછી તેના ઉપયોગમાં શું વાંધો !

મોહિની—બ્હેન, મારા અને તમારા વિચાર સરખા છે જાણી મને ઘણો આનંદ થાય છે. આ કુટુંબને અમે નામ માત્રથી સાંભળ્યું હતું. પ્રથમ દર્શને મને તમારા જેવોજ એમના પ્રતિ તિરસ્કાર થયોછે.

વ્રજ—એના સૌંદર્ય વિષે તમારો શો મત છે ?

મોહિની—કોના ?

વ્રજ—કુંજબાલાના.

મોહિનીદેવી હસી. એ હાસ્યમાં ક્રૂરતા માલુમ પડતી હતી. તે બોલી–બ્હેન, હું સૌંદર્યની પરિક્ષક નથી, છતાં એનાથી મેં ઘણી મનોહરિણી સ્રીઓ, દીઠી છે.

વ્રજ—ત્યારે વિનોદચંદ્રને એ મારાથી વધારે મોહક લાગે છે. મોહિનીદેવીએ હાર્મોનિયમની પેટી બંધ કરી હતી. એને તે વાતમાં રસ પડયો હતો. "પુરૂષોનો સ્વભાવ" તેણે કહ્યું "તરલ હોય છે. પોતાની સ્રી ગમે તેટલી રૂપવતી હોય ! આજ્ઞાશીલ હોય છતાં તેમની મનોવૃત્તિ અન્ય સ્રી તરફ દોડે છે.

વ્રજ—અને સ્રીઓને ?

મોહિનીદેવી ગંભીર થઇ ગઇ હતી. તેણે કહ્યુ ," તેનો તમને અનુભવ છે ?"

વ્રજવાસિની ગભરાઇ. પણ મન કબજે રાખ્યું. "ખરી વાત છે બ્હેન. સ્ત્રીઓ પ્રતિ જો પુરૂષનો ખરો પ્રેમ હોય નો તે કદી ભ્રષ્ટ થતી નથી."

મોહિની—બ્હેન, તમે પ્રેમ કહો છો તે શી વસ્તુ છે? પ્રેમ વિષે મેં ઘણું વાચ્યુ છે, સાંભળ્યું છે, પણ દુનિયામાં એવી કોઇ ચીજ—ભાવના છે ખરી?

વ્રજ—પ્રેમ તો છે બ્હેન; તમે સાવ તેની વિરૂદ્ધ બોલો તે ઠીક નહીં. બ્હેન, તમારા પર મને એટલો બધો ભાવ આવે છે કે હું તમને છાતી સરસા દબાવુ, એમ થઇ આવે છે. તમે અહીં રહેશો ખરાંને?

મોહિની—બ્હેન, મારા ઉપર મોટો ઉપકાર થયો. હુ એટલા બધા ભાવને પાત્ર નથી. કટલો સમય રહેવુ, ન રહેવુ એ મારી તબીયત ઉપર આધાર છે. તમારા મહેમાન કયાસુધી રહેવાનાં છે?

વ્રજ—મારૂં મત પુછો તો અહિંથી ઝટ ટળે તો સારૂં. મને એમનું મ્હોં ગમતું નથી. બ્હેન. તમારૂ વૃત્તાંત તો કહો. આપણે અગાઉ મળ્યાં તે વખતે એ પ્રશ્ન તમને પુછ્યો હતો. તમે ઉત્તર દેવા ગલ્લાંતલ્લા કર્યાં હતા.

મોહિની—મારૂં જીવન વિચિત્ર છે. તે જાણી તમને આનદ થવાને બદલે ક્ષોભ થશે. કેટલાક ધારેલાં કામ પાર પાડવા મે પ્રતિજ્ઞા લીધી છે. એમાં મને મદદરૂપ થાય તેનેજ મારૂ જીવન જાણવાનો આધકાર છે.

વ્રજ—હુ તમને જરૂર મદદરૂપ થઇશ.

મોહિની—બ્હેન બોલવુ રહેલુ છે, કરવુ મુસ્કેલ છે. તમારો ભાવ છે તે બસ છે.

તેની આંખ કાચમાંથી પણ વિક્રાળ લાગતી હતી. વ્રજવાસિની તેના સ્હામુ જોઇ શકી નહીં. "ઠીક છે, બ્હેન, અત્યારે તો આટલું બસ છે. ભોળી થઇ તારા વિનોદચંદ્રને આટલી વાત પણ કહી ન દઇશ. હું, જો મને તારામાં વિશ્વાસ ઉત્પન્ન થશે તો બધુ કહીશ. મારે તારી સહાયતાની જરૂર પડશે

વ્રજ—બ્હેન, હુ મારી લક્ષ્મી અને જરૂર પડે તો પ્રાણ આપીને પણ તારી પ્રીતિ મેળવીશ, તારૂં વૃત્તાંત જાણીશ.

મોહિની—ચાલો ત્યારે આપણે બ્હાર જઇએ.

તે મનમા બોલી, " આ પણ ઠીક છે. એક શોગટી લાભની ઉતરી ખરી."

બપોરે જમી પરવાર્યા બાદ ફ્રુટ ખાવાને બધાં સાથે બેઠાં હતાં ત્યા વિનોદચદ્રે કુંજબાલાને પુછ્યુ.

"બ્હેન, તમારી લેખક તરીકે ખ્યાતિ છે, એ આનંદ થવાનું છે હાલમાં તમે શુ લખો છો ?

કુંજ—જી, હું મધુકરની સહાયતાથી "સ્ત્રીઓની તંદુરસ્તી" ઉપર પુસ્તક લખું છું. આપણા કેળવાયલા વર્ગમા સ્ત્રીઓનાં ન્હાની ઉમ્મરે શા સારૂ મરણ થાય છે, ને શી રીતે તેમની તંદુરસ્તી જળવાય, એ મારા પુસ્તકનો હેતુ છે.

વિનોદ—ઘણો અગત્યનો વિષય તમે લખવા માંડયો છે. પુરૂષો આવા વિષય લખે તેના કરતા તમારા જેવાં વિદુષી સન્નારીઓ આવા વિષય ઉપર સારો પ્રકાશ આપે. વ્રજવાસિની, કુંજબાલાનું જીવન અનુકરણીય છે.

વ્રજ—જી, હા. સંસ્કારની વાત છે. મારા પિતાના ઘરમા બધા લેખક છે. માત્ર મને લખવાનો કંટાળો છે.

મધુકર—બ્હેન, તેમાં કાંઇ ક્ષોભ પામવાનું કારણ નથી. તમે ધારશો તો વિનોદચંદ્ર બાબુની સહાયતાથી લખી શકશો.

વિનોદ—લેખનશક્તિ, એ ઇશ્વરી કૃપા છે. અમે બધાં રજોગુણી કોટિના જીવો છીએ.

કિશોરચંદ્ર આ બધો વખત મૌન રહ્યો હતો તે બોલ્યો.

" મોહિનીદેવી, તમે આ સુધરતા જમાનામા આવા શરમાળ વેડા રાખો એ ઠીક નહીં. મને નક્કી લાગે છે કે મેં તમને દીઠાં છે."

નટવર—બાબુસાહેબ, આપ સજ્જન છો, એટલે આપને વિશેષ કહેવુ ન જોઇએ. પણ અમારે ત્યાં પડદાનો રિવાજ છે. સ્ત્રીઓ પર પુરૂષ જોડે બોલતી નથી.

કિશોર—એ વાત ખરી સાહેબ. પણ અહીં આપ્ત મંડળ છે. અને એમા આવો રિવાજ રાખો તે ઠીક નહીં. એક બાજુ ભોજન વ્યવહારમાં અમર્યાદિતપણું, ને બીજી બાજુ પડદાનો રીવાજ, એમ પરસ્પર વિરોધીવર્તન જરા આશ્ચર્ય પમાડે એમ છે.

દયા—કિશોરચંદ્ર, તમારે એ બાબત છેડવાની શી અગત્ય છે ? આ વખતે મોહિનીદેવી જો કે બોલતી ન હતી, છતાં એના કપાળ ઉપર પરસેવો બાઝયો હતો. તે જાણે કંપતી હોય તેમ દેખાતી હતી.

કુંજબાલાએ સફરજન ચપ્પુથી કાપતે કાપતે કહ્યું, “ મધુકર, હું ધારૂં છું આપણે કાલ સ્હવારની ટ્રેઇનમાં હરદ્વાર જઇએ.”

વિનોદ—કેમ, બ્હેન ! આટલા થોડા સમયમાં. ?

મધુકરને વ્હેલા જવાના વિચારની ખબર ન હતી, તેથી તે મુંગો રહ્યો.

કુંજ—પિતાશ્રીને મળવાની લાલસા ઘણા વખતથી છે. એમને મળીને શુભકાર્યની શરૂઆત થાય તો સારૂં એમ મનમાં થાય છે.

વ્રજ--હજી, તમે કોઇએ કાશી શહેર જોયું નથી. જુદા જુદા ભૈરવોનાં દર્શન કર્યાં નથી, ને એકદમ જશો ?

કુંજ—બ્હેન, તમારો સદ્ભાવ છે તો ઘણીવાર કાશી આવીશું. રેલ્વેટ્રેઇન થતે હવે કશું દૂર નથી.

નટવર—અમને પણ તમારા સમાગમનો ઘણો ઓછો લાભ મળ્યો.

મધુકર—જી, હા; એ વાત સત્ય છે. આપ સજ્જનો છો એ-ટલે આપ ભાવ બતાવો; પણ કુંજ કહે છે એમ કાર્યની અગત્યતા હોવાથી વધારે રોકાઇ શકે એમ નથી. આપને હું આમંત્રણ તો મો-કલીશ પણ આપ સર્વે મારા પિતાની જયંતીના ઉત્સવ વખતે જરૂર પધારશો. આપ પણ પધારજો, મોહિનીદેવી.

મોહિનીદેવીએ સ્મિત કર્યું. બધાએ ભાવથી આવવાની ઇચ્છા બતાવી.

તે દિવસ મધુકરના કુટુંબે કાશીના વિભાગ જોવામાં ગાળ્યો. કિશોરચંદ્ર પોતાની પર્ણકુટિની વ્યવસ્થા કરવા ગયો હતો ને બીજે દિવસે સ્હવારે ટ્રેઇનપર મળવા કહ્યું હતું.

“ કુંજ, ” મધુકરે કાશીના રસ્તામાં કહ્યુ, “ મોહિનીદેવીને હું ઓળખતો હઉં એમ લાગે છે. દયા બ્હેન, તમે કિશોરચંદ્રને ઠીક અ-ટકાવ્યા.

કુંજ—કોણ જાણે કેમ પણ મને એમનો સહવાસ ગમ્યો નહીં તેથીજ વહેલા નિકળવા ધાર્યું.

બીજે દિવસે સ્હવારે મધુકરનું કુટુંબ હરદ્વાર ભણી ઉપડી ગયું.

---

# પ્રકરણ ૯ મું.

## સંસારી પ્રેમરાય.



મદ્રાસના શાહુકાર પેઠમાં એક સુંદર અને ભવ્ય બંગલો આવી રહ્યો હતો. તેને પડખે એક મ્હોટી દુકાન હતી. એ બન્ને પ્રેમરાયનાં હતાં. બંગલામા સમયાનુસાર બધી અનુકુળતા, જેવી કે વિજળીના પખા તથા બત્તીની ગોઠવણ હતી. દુકાનમા જાતજાતના ગુજરાતનાં કાપડો હતાં. ગુમાસ્તા ચાકર નોકર પુષ્કળ હતા. દિવાન-ખાનામાં પોતાની માતાની, ચિદાનંદ ગુરૂની, તથા શાંતાની ભવ્ય છબી હતી.

પ્રેમરાયે મદ્રાસમાં દૂકાન સારી સ્થિતિમાં આણી હતી. ત્યાંથી માલ ગુજરાતમાં મોકલી, ગુજરાતનો માલ ત્યાં લાવી, આડત વધારી, ધંધો ધમધોકાર ચલવ્યો હતો. સારા દલાલોની મદદથી તેને ઘણી મોટી આવક થઇ હતી. ત્યાંના આપ્ત વર્ગમાં, કલબોમાં તે મેંબર તરીકે દાખલ થયો હતો. શાંતા ‘ સોસાયટી લેડી ’ ગણાતી. શહેરની મ્યુનીસીપેલીટીમાં પ્રેમરાય ‘ નોમીનેટેડ ’ મેમ્બર નીમાયો હતો. એક ઘોડાગાડી, એક મોટાર સાઇકલ તથા રિક્ષા તેણે લીધી હતી, જેમાં બેસી શહેરના સુંદર ભાગ ‘ બીચ ’ માં પતિપત્ની ફરવા જતાં. તેઓએ ગુરજી કુતરો પાળ્યો હતો, જે તે બેની જોડે પુચ્છ હલાવતો ચાલતો.

પહેલાં પ્રેમરાય જે પૂજન. ઇશ્વરસ્તવનમા દિવસનો ઘણો ભાગ ગાળતો, તેને પાંચ મીનીટની હવે ફુરસદ ન મળતી. શાતાના સહવાસમા દિનપ્રતિદિન તે પાર્થિવવૃત્તિ વાળો થતો ગયો. ફુરસદને સમયે તે જ્યારે પૂજન કરવા બેસવાની ઇચ્છા દર્શાવતો, ત્યારે શાંતા કહેતી, “ એ પંચાત તમને હવે ન પાલવે. નવરાશ મળે તો મારી જોડે વા-તોમાં ગાળો, અગર આપણે જુદા જુદાં સ્થળે હવા ખાવા જઇએ. મદ્રાસ ઇલાકાનાં હવા ખાવાનાં ઠેકાણાં, તથા જોવા લાયક સ્થળો ઘણાં છે, ત્યાં જઇએ. “ માજીના વખતમાં મારે માળા ફેરવવી પડતી તે મન જાણે છે તમે ને વિષ્ણુ કુમાર કલાકોના કલાક રાગડા તાણતા, સ્તોત્રો ભણતા, તે જોઇ હું કંટાળતી. તે વખત તમે મારા ઉપર ભાવ રાખતા નહતા. એમ ” શાંતા

કહેતી જેના ઉત્તરમાં તે કહેતો કે "શાંતા, તે દિવસોમા હુ વિશેષ ધાર્મિક હતો હવે હું દિનપ્રતિદિન ભ્રષ્ટ થતો જાઉં છું"

એક દિવસ કાપડનો દલાલ આવ્યો. "સાહેબ," તેણે કહ્યુ, "કાપડનો ભાવ ઉતરી જવાનો છે, માટે હમણા એક મદ્રાસી આવે તેને ચાર ગાંસડી વેચી દેજો. પુછે કે ભાવ ઉતરવાની વકી છે, તો ના કહેજો. તમારી શાખ એવી છે કે તેમાં તે માનશે. બે ત્રણ દિવસમાં ભાવ ઉતરશે એટલે બીજા દલાલ મારફત એ માલ ખરીદી લઇશુ. આપણુને ઘેર બેઠે ફાયદો મળશે.

પ્રેમરાય—એમ કરતાં મારૂં મન ડંખે છે. ભલે નુકશાન થશે તો વેઠી લઇશ, પણ અસત્ય વર્તન નહીં કરૂં.

શાંતા આવી પહોચી. "શું છે અમીચંદ?" દલાલને પુછ્યુ. "એ તો કાંઇ નહીં બા", તે બોલ્યો "જરા વેચાંણુ કરવાની વાત હતી." એમ શરૂ કરી બધી વાત કહી. "શેઠ સાહેબ ના પાડે છે."

શાંતા ધુરકી. "કેમ ના પાડો છો? રૂપીઆ ઘેર બેઠા આવશે તે કડવા લાગશે?"

પ્રેમરાય—મારી શાખને ધક્કો લાગે છે. મારો ઇશ્વર મારાપર ગુસ્સે થાય.

શાંતા—સ્વાર્થ માટે યુધિષ્ઠિર જેવા જુઠું બોલ્યા છે તો તમે કોણ? યુધિષ્ઠિર ને સાક્ષાત્ ભગવાન્ મિત્ર હતા છતાં તે જુઠુ બોલ્યા હતા. અમીચંદ, તમે તમારે વેચાણ કરી દેજો. તેમના મોહે હા કહેવરાવવી એ મારૂ કામ.

આ પ્રમાણે પ્રેમરાય શાતાના સહવાસમાં, એનાથાં લુબ્ધ થઇ ભુલ કરતો ગયો.

એક રાત્રિએ શ્રીનિવાસ આયરને ત્યા 'ઇવનીંગ પાર્ટી' હતી. પ્રેમરાય તથા શાંતાને નિમંત્રણુ હતું ઘણા થોડ માણસો હાજર હતા. "મારે માટે નવામાં નવી સાડી જોઇએ. તમારો ડ્રેસ ઉચ્ચ પ્રકારનો જોઇએ હલકા કપડાં પહેરો એ તમને શોભે નહિ." શાતાની ઇચ્છાનુસાર કપડા પુષ્કળ ખરચ કરીને તેને ખરીદવા પડયાં પાર્ટીમા આ યુગલે મદ્રાસીઓનુ ધ્યાન ખેચ્યુ હતું. ટેબલ ઉપર ઉત્તમ પ્રકારની વાનીઓ હતી. શેપેઇનની બાટલીઓ ગોઠવાઇ હતી. શાંતાને આયરે, અને પ્રેમરાયને આયરની સ્ત્રીએ વાઇન ગ્લાસમાં થોડી પ્રસાદી

આપી. ના કેમ કહેવાય ? મોટા માણસે અર્પણ કર્યું, તેનું અપમાન કરાય ? ન છુટકે પ્રેમરાય પી ગયો. ઘેર આવી ઘણો પસ્તાયો. પ્રતિજ્ઞા લીધી કે હવે કદી એને સ્પર્શ નહી કરૂ, પણ શાંતાને તે દિવસથી એમાં રસ પડયો. થોડા દિવસ પછી તેણે મદ્રાસી નોકર પાસે દારૂ મંગાવ્યો. આગ્રહપૂર્વક પ્રેમરાયને પાવા માડયો. આ પ્રમાણે આ દંપતી ઉત્તરોત્તર અધમતાને પ્રાપ્ત થતા ગયા. શરૂઆતમાં પ્રેમરાયને પોતાના કૃત્યો માટે રાત્રિએ સૂતી વખત કોઈકવાર પશ્ચાતાપ થતો, તે પણ ધીમે ધીમે ઘસાવા માડયો

મદ્રાસભણી નૃત્ય કન્યકાઓનું જોર વધારે છે. ત્યાં તાન્જોરી નૃત્ય વખણાય છે. શ્રીનિવાસ આયરને ત્યા કોઇ વાર તાન્જોરી કન્યા આવતી. જેના મોહપાશમા પ્રેમરાય ફસાતો. એક તરફથી આમ માનસિક અ-ધોગતિ થવા માડી, ત્યારે બીજી બાજુથી લક્ષ્મીદેવી પ્રસન્ન થવા માડયાં.

નિર્મળગામની મુખ્ય દુકાન મદ્રાસની દુકાન આગળ માત્ર શાખા જેવી થઇ ગઈ. લક્ષ્મી આવ્યાની નિશાની સામાન્ય રીતે એમ જણાય છે કે જુના ઘર પાડીને સારા સુંદર મકાન બંધાવાય છે.

વિષ્ણુકુમારને પ્રેમરાયે લખી દીધુ કે જુના ઘરને પડાવી નાંખી નવા પ્લેનથી બંધાવવુ. વિષ્ણુકુમારે ઇચ્છાનુસાર નિર્મળગામમાં પ્રેમ-રાયનો બંગલો તૈયાર કરાવી દીધો.

"આપણે હવા ખાવા જવુ જોઇએ, બારે માસ મદ્રાસનો તાપ મારાથી ખમાતો નથી. તમે આમ બ્હાર ડોળ કરો, પણ તમારૂં મન કજુસ છે." શાંતા કહેતી.

"શાંતા, તારે જવુ હોય તો જા. હું તારે માટે બધી સગવડ કરી આપુ" તે કહેતો. એકલી જવા શાંતા ના કહેતી.

એક સ્હવારે પ્રેમરાયે કહ્યું. 'શાંતા, આજ મેઇલમાં વિષ્ણુ-કુમાર ને લક્ષ્મીદેવી આવવાના છે, આપણે તેડવા જઇશુને !

શાંતાને એમના આવવાની વાત પસંદ ન્હોતી પડતી. કારણ તે એમ માનતી કે એ દંપતી જુના વિચારના છે, એટલે પ્રેમરાયનું મન ભમાવી નાંખશે.

"ઠીક, જેવી તમારી ઇચ્છા" તેણે કટાણે મ્હોંએ કહ્યું.

વિષ્ણુકુમાર ને લક્ષ્મીદેવી ઘણાં સ્નેહાળ હતાં પ્રેમરાયને તેઓ દેવસમાન ગણતાં. વારંવાર મદ્રાસ આવવાની ઇચ્છા એમણે બતાવી હતી, પણ શાંતા તે અમલમાં મુકવા નોતી દેતી.

નિર્મળ ગામમા જયંતિ થવાની હોવાથી વિષ્ણુકુમાર તથા લક્ષ્મી દેવીને મદ્રાસ તેડાવ્યા હતા, પછી તેઓ બધાં સાથે જવાનાં હતાં એમ પ્રેમરાયે નક્કી કર્યું હતુ.

મદ્રાસના 'સેંટ્રલ સ્ટેશન' ઉપર યુરોપીય વેષમાં પ્રેમરાયને પારસી પોશાકમાં શાંતા ફરતા હતાં. એક બે ઠીંગણા, કાળા, મદ્રાસી ચપ-રાસી આમ તેમ તેમની તહેનાતમાં દોડયા કરતા હતા. ધમ ધમાટ કરતી મેઈલ આવી પહોચી જેના થર્ડ કલાસના એક ડબ્બામાંથી વિષ્ણુ-કુમાર અને લક્ષ્મીદેવી ઉતર્યાં. એમની પાસે એકાદ બે ભાગલી ટ્રંક, ફુટેલું ફાનસ, ગામડી લાકડી, તથા થીંગડાવાળી છત્રી ને બિસ્રાનું એક બંડલ એટલોજ સામાન હતો. વિષ્ણુકુમારે ભાવથી શેક-હેંડ કરી, પણ પ્રેમરાય, જે પોતાને એક મોટો માણસ સ્હમજતો હતો. તેણે પોતાના દરજ્જાને છાજતી રીતે શેકહેંડ કરી. મિત્રના આ વર્તનથી વિષ્ણુકુમારના હૃદયને આઘાત થયો. શાતાએ લક્ષ્મીદેવી જોડે સ્મિત માત્ર કર્યું. ચપરાશીએ સામન લઇને ભાડાની ગાડીમા મુકયો. પ્રેમરાય મોટાર સાઇકલ ઉપર બેઠો ને તેને જોડેલી રિક્ષામાં શાતા બેઠી. વિષ્ણુકુમાર તથા લક્ષ્મીદેવી એમની ઘોડાગાડીમાં બેઠાં. કાઇ બોલ્યા વગર પ્રેમરાયે મોટાર-સાઇકલ ચલવી.

વિષ્ણુકુમાર—સ્નેહાળ વિષ્ણુકુમાર-મિત્રને સર્વસ્વ માનનાર.

વિષ્ણુકુમાર-પ્રેમરાયની આટલી બેદરકારી જોઇ બહુ ખિન્ન થયો હતો. "લક્ષ્મી," તેણે કહ્યું, "પ્રેમરાય સાવ બદલાઇ ગયો છે, હો."

લક્ષ્મી—હુ તો પહેલેથીજ કહેતી કે પુરૂષો સ્રીઓને વશ જેટલા થાય છે, તેટલા મિત્રને વશ થતા નથી. તમારા મનમાં એમ કે મિત્ર એટલે પરમેશ્વર.

ઘોડાગાડી ઝપાટાબંધ જતી હતી. મદ્રાસના સ્વચ્છ રસ્તાએ વિષ્ણુકુમારનું ધ્યાન ખેંચ્યું હતુ.

"કેવુ સુંદર ગામ! આવુ સ્વચ્છ ગામ મેં હજી સુધી જોયું નથી. લક્ષ્મી, તેં બીજુ જોયું? અહીં ઇંગ્લીશ ભાષા કેટલી બધી પ્રચલિત છે? મજુરો, ચપરાશીઓ, ગાડીવાળા, બધા ભાગ્યું તુટયું ઇંગ્લીશ બોલે છે, પ્રેમરાયનો ચપરાશી આપણી જોડે કેવી સારી રિતે ઇંગ્લીશ બોલ્યા," વિષ્ણુકુમારે કહ્યું.

લક્ષ્મી—બરોબર છે. પણ આટલી મારી વાત લક્ષમાં લેજો.

તમે પણ મુત્સદ્દિ છો. એટલે જેમ પ્રેમરાય તમારી તરફ બેદરકારી બતાવે તેમ તમારે તેમના તરફ બતાવવી

વિષ્ણુ—લક્ષ્મિ ! મારો પ્રાણ, મારો પ્રેમરાય મળે ને હું ભેટું પણ નહીં એમ કેમ બને !

લક્ષ્મી—મારો ગરીબનો મત માનો તો તો એ બધી રીત જવા દેજો–બાકી એમાં હવે માલ નથી.

ગાડી ઉભી રહી, તેની જોડે વાત બંધ પડી. બન્ને ઉતરી પડયાં. ભવ્ય દિવાનખાનામાં સત્કાર કરવા પ્રેમરાય ને લક્ષ્મી દેવી બેઠાં હતાં, તે ઉભાં થયાં. પ્રેમરાય તથા વિષ્ણુકુમારને હર્ષનાં આંસુ આવી ગયાં. વિષ્ણુકુમારના મનમાં થયું કે ઉઠીને ભેટું પણ લક્ષ્મી દેવીની કડક નજર જોતાં ને અટકયો. પ્રેમરાય જોઇ ગયો, સ્હમજી ગયો.

" ભાભી સાહેબ," તેણે હશીને કહ્યું " મહેરબાની છે ને."

" ભાઇ," લક્ષ્મી બોલી, " અમારા ગરીબની મહેરબાની શી ?"

" એમ શું બોલો છો લક્ષ્મી બ્હેન," શાતા બોલી, "આ બધું તમારૂંજ છે ને. આપણામાં વળી ગરીબ શું અને પૈસાવાળાં શું. આપણે બન્નેને કાંઇ સંતતિ તો છેજ નહિ પછી આપણે કોને માટે ?"

શાંતાને સંતતિ ન હતી. તે બાબત તેના મનમાં બહુ દુઃખ હતું. જે પ્રાસંગિક વાતોમા પણ નીકળી આવતું.

ચ્હાના પ્યાલા તથા બીસ્કીટ આવ્યા. વિષ્ણુકુમાર—જુના મતનો વિષ્ણુકુમાર સ્તબ્ધ થયો. સ્નાન કરી ઠાકોરજીને ધરાવ્યા વગર ચ્હા ન પિનાર, પ્રેમરાય આજે બુટ મોજાં સાથે ચ્હા પીવા તૈયાર થયો જોઇ આશ્ચર્ય પામ્યો. તેણે પ્રેમરાયના સ્હામું જોયુ, પ્રેમરાયે શાંતાના સ્હામું જોયુ.

" અહીં મદ્રાસમાં આવી રીત છે." શાંતા બોલી.

વિષ્ણુકુમારથી બોલ્યા વગર ન રહેવાયું. " શાંતા બ્હેન, મદ્રાસ હઇએ દિલ્હીમાં હઇએ, કે ઇંગ્લાંડના શિતળ ભાગમાં હઇએ, પણ ધર્મને માન આપવું જોઇએ." તેણે કહ્યું.

શાંતા હસી. " વિષ્ણુભાઇ, દુનીયાં દસ વર્ષ આગળ વધી છે, એ આપ જાણો છો ?"

વિષ્ણુ—દુનિયાં ગમે તેટલાં વર્ષ આગળ વધે, પણ ધર્મભ્રષ્ટ કદી ન થવાય. મારો ભાઇ, ઠાકોરજીને ધરાવ્યા વગર, પાણી સરખું

ન પીનો તે એમને એમ ચ્હા પીએ તે ઠીક કહેવાય!

"એ યુગ બદલાયો છે, તે મારે કબુલ કરવું પડશે, મિત્ર, કે હું મદ્રાસમાં આવી વધારે સંસારી બન્યો છુ. શાંતા, આપણા ભાઇ માટે ન્હાવાની તજવીજ કરાવને. એ નાહી લે, પછી આપણે ચ્હા પીશુ." પ્રેમરાય બોલ્યો.

લક્ષ્મી—આપ ચ્હા પી લ્યોને. અમે ધીમે ધીમે પીશુ.

પ્રેમરાય—એમ થાય? ભાભી સાહેબ, તમને મુકીને અમારાથી ચ્હા પીવાય?

શાંતા અંદર ગઇ. તે મનમા બડબડતી હતી. "આ લપ કોણુ જાણે કેટલા દિવસ અહીં રહેશે? આમ કેમ પાલવશે?"

ગરમ પાણી તૈયાર હતું. વિષ્ણુકુમાર અને લક્ષ્મીદેવી ન્હાયાં.

ભાભી સાહેબ, તમે વળી કે દહાડે ન્હાતા! મારો ભાઇ તો અસલથી ધાર્મિક વૃત્તિનો, પણ તમે તો ઠીકજ." પ્રેમરાય બોલી હસી પડયો.

વિષ્ણુકુમાર—એ મારી સગતિમાં સુધરી, ને તમે......."

શાંતા આવી પહોચી. નવો ચ્હા તૈયાર હતો, બધાં સાથે પીવા બેઠાં.

પ્રેમરાય—બોલને કે "તું શાંતાની સંગતમાં બગડયો. કેમ ખરૂંને?"

વિષ્ણુ—તે તો તમારૂં અંતઃકરણજ કહેતું હશે, મારે કહેવાની જરૂરજ નથી.

શાંતા—લક્ષ્મી બ્હેન આજ સાંજે આપણે "બીચ" ઉપર ફરવા જઇશું. મુંબઇમાં જેવો "બેક બે" છે એવું અહીં "બીચ" છે. દોઢ બે માઇલનો મઝેનો પટ છે. આપણે સાથે ફરીશું, કેમ ખરૂંને બ્હેન.

પ્રેમરાય—શાંતા, મારા ભાઇના બોલ્યા સ્હામું તારે જેવાનું નથી. એનું હૃદય તેં જેયું છે? તે ખુલ્લું છે. તે દિવ્ય અંશવાળું છે.

શાંતા—તમારા ભાઇને તમે કહો, ને મારી બ્હેનને હું કહું. આપણે ભાગ વ્હેંચી લઇએ.

થોડી વાર તેઓ મુગાં રહ્યાં

વિષ્ણુ—ભાઇ, નિર્મળ ગામમા આપણો નવો બંગલો બહુ પંકાય છે. આપણી ઘણા જણ અદેખાઇ કરે છે.

પ્રેમરાય—હોય ભાઈ, ઈશ્વર કૃપા હોય ત્યારે બધું સમુ ઉતરે. એ બંગલો તમારી મહેનતનું ફળ છે.

આટલી વાત થયા બાદ પ્રેમરાય બ્હાર ફરવા ગયો. શાતા ગૃહ કાર્યમાં રોકાઈ, ને વિષ્ણુકુમારે ટ્રંકમાંથી દેવ કહાડી પૂજા ચલવી. લક્ષ્મીદેવી જોઇતો સામન આપતી હતી.

"બ્હેન. અબિલગુલાલ છે કે ?' વિષ્ણુકુમારે શાંતાને પુછ્યું "ના ભાઇ" તેણે ઉત્તર દીધો.

"ભસ્મ છે," તેણે પુછ્યુ.

શાંતાએ 'હા' કહી, ને ચુલા તરફ ગઈ. થોડીક સફેત રાખ લઇ એક સપૂટમા મુકી આપી. "ભાઇ, ગોળો હતો, પણ તે ભાંગી જઇ આમ છુટી રાખ જેવો થઇ ગયો છે, ચાલશે ને ?"

"હો, દોડશે" વિષ્ણુકુમારે કહ્યુ ને **जलमिति भस्म** મંત્ર. ભણી કપાળે ચોપડી.

ચપરાશીઓ આ નવી મૂર્તિઓ કયાંથી આવી.છે, એમ વિચારમાં આમતેમ ફરતા, ને લાગ આવે તો હસતા.

"કેમ શાતા બ્હેન, અંગોળમાં રહીએ કે અભડાઇએ ?" વિ. ષ્ણુકુમારે પુછ્યુ. શાતા બિચારી અંગોળ પાળતી હોય તોને !

તેઓ ટેબલપરજ જમતા, પણ કોઇ પરોણા આવ્યા હોય તો પાટલે બેસી જમવાનો રિવાજ રાખ્યો હતો. તેઓ સ્હવારે ઉઠી નાહી લેતાં, પછી ન્હાવાની અગત્ય ન હતી. પ્રેમરાય એની માતાની હયાતિમા દુધનો ખોરાક પણ ન્હાયા વગર ન ખાતો

શાતા—ભાઇ, અહીં અમે જુદી ઢબથી રહીએ છીએ. તમને જેમ અનુકુળતા પડશે, તેમ ગોઠવણ કરી આપીશું.

જમવાનો વખત થયો ત્યાં સુધી વિષ્ણુકુમારે પાઠપૂજા ચલવી. પ્રેમરાય બ્હારથી આવી પહોંચ્યો. જમવા વખતે મિત્રને ખુશી કરવા એણે અબોટીયું પહેર્યું હતું.

"કેમ ભાઇ ન્હાયોને"? વિષ્ણુકુમારે પુછ્યું.

પ્રેમરાય—સ્હવારે ન્હાયો તો ને, ભાઇ.

વિષ્ણુ—જમવા વખત નથી ન્હાતો ! ભાઇ, આ શું ?

શાંતા—વિષ્ણુભાઇ, તમે એક ફેરી સાથે બેસીને જમો, ને આનંદ કરો, રાત્રે આપણે નિરાંતે આ વિષય ચર્ચીશું.

આથી એ બાબત ઉપર વિશેષ ચર્ચા ન થઇ. દિવસના બાકીના ભાગમાં વિષ્ણુકુમારે આરામ લીધો ત્હાંજે, વિષ્ણુકુમાર, શાંતા ને લક્ષ્મીદેવી ગાડીમાં બેસી ફરવા ગયાં. પ્રેમરાયને અગત્યનું કામ હોવાથી બહાર ગયો હતો એમ કહેવામા આવ્યું હતુ.

" અહિં મહાદેવનું દેવાલય છે કે ? વિષ્ણુકુમારે પુછ્યું.

શાંતા—મને તેની ખબર નથી.

એ બધા ગાડીમાંથી ઉતરી " બીચ " ઉપર સાથે ફરવા લાગ્યાં. એક મોટારમાં શ્રીનિવાસ આયર જોડે પ્રેમરાય જતો દેખાયો. એમને જોઇને તેઓએ મોટાર ઉભી રાખી. આયર ઉતરીને મળવા આવ્યો. પ્રેમરાયે અરસપરસ ઓળખાણુ કરાવ્યું.

' Do come to me this night, Mr. Vishnukumar. Bring Mrs. V. also, will you ? આયરે વિનતિ કરી."

" No, thank you sir," વિષ્ણુકુમારે કહ્યુ, I am much fatigued to-day. I shall come to you with my dear brother Premrai on some other day. I shall stay with him for some time, where I shall have the pleasure of your valuable company.

આમ વાતચિત થયા બાદ તેઓ છુટા પડયા પ્રેમરાય આયર જોડે મોટારમા ગયો.

શાંતા—એમને મ્યુનિસિપેલીટીની મીટીંગમાં જવાનુ છે.

પ્રેમરાયનો રોફ, સત્તા ને વૈભવ જોઈ લક્ષ્મીદેવી દંગ થઇ ગઇ હતી. દશ વર્ષ ઉપરનો પ્રેમરાય તે હવે રહ્યો ન હતો. પોતાની ગરીબ સ્થિતિથી તેને ઓછુ આવ્યુ.

દરિયા કિનારાની ઠંડી હવા ખઇ, મત્સ્યગૃહ, (જેમા રંગ બેરંગી માછલાંઓ રાખવામાં આવે છે તે) જોઇ બધાં ઘેર આવ્યા.

તે રાત્રિએ કાંઇ જાણુવાજોગ વાત ન થઈ. કારણુ વિષ્ણુકુમારને લક્ષ્મીદેવી શ્રમિત હતાં; પ્રેમરાયને કામ હોવાથી મોડી રાતે ઘેર આવ્યો હતો.

બીજે દિવસે વિષ્ણુકુમાર ને લક્ષ્મીદેવી ગાડીમાં બેસી મદ્રાસના જુદા જુદા ભાગ જોઇ આવ્યાં. તે રાત્રિએ અગાશીમાં સાથે ખાવાની ગોઠવણુ કરી હતી. ચંદ્રે પોતાની રૂપેરી ચાદર અગાશીમાં પાથરી

હતી. કેળનાં પાતરાં ગોઠવી દેવામાં આવ્યા હતા. જેના ઉપર નાના પ્રકારની વાનીઓ પીરસાઇ ગઇ હતી. સુગંધિદાર અગરબત્તિઓ સળગાવવામા આવી હતી. ગ્રામોફોનમાંથી સુંદર ગાયનો વાગતાં હતાં. જમી પરવાર્યા પછી બીજી અગાશીમાં તેઓ ગયાં ત્યાં સફેત વસ્ત્રથી આચ્છાદિત પથારીઓ કરવામા આવી હતી, જેમાં સેંટ, લેવેંડર, ને ગુલાબજળ છાંટવામાં આવ્યું હતું, પુષ્પના ગુચ્છ ગોઠવવામાં આવ્યા હતા. વિષ્ણુકુમાર અને પ્રેમરાય પોતાની પથારીઓમા આડા થયા કે બે ગુજરાતી હજામે આવી તેમની પગચંપી કરી. શાંતા ને લક્ષ્મીદેવી પડખે નાંખેલા પર્યંક ઉપર બેઠાં હતાં. શાંતા દીલરૂબા બજાવતી હતી.

વિષ્ણુકુમારે વાત ઉપાડી, "ભાઇ માતુશ્રી સાંભરે છે કે?"

પ્રેમરાય—હા, ભાઇ, માજી બહુ સાંભરે છે.

વિષ્ણુ—એમના મંદવાડના દિવસો યાદ આવે છે કે!

પ્રેમરાય—હા, ભાઇ, એ તે કયમ વિસરાય?

વિષ્ણુ—આ બધુ માતુશ્રીની સેવાનું ફળ છે. આ સુખના દિવસોમા તું પ્રભુ સેવા કેમ વિસરી ગયો છે?

શાંતાએ દીલરૂબા વગાડવાનુ બંધ કર્યું. "બસ્ય, વળી પાછી એની એ વાત."

વિષ્ણુ—શાંતા બ્હેન, શાંતા બ્હેન, તમે આ ક્ષણિક સુખથી ન લોભાઓ. શયતાન માણસને ભુલવે છે. પ્રેમરાય, તું રાત્રીએ પ્રાર્થના કરે છે કે?

પ્રેમરાય બોલતો ન હતો. શાંતા બોલી, "પ્રાર્થના કરતાં કુદરતનાં કે શ્રૃંગારનાં ગીત તમારા ભાઇને બહુ પ્રિય છે."

વિષ્ણુ—રાત્રિની પ્રાર્થના પણ ભૂલ્યો!

લક્ષ્મી—તમે મહેરબાની કરી હવે સોગંદ ખાશો કે સાથે રહેવું ત્યાં સુધી એ વાત ઉચ્ચારવી નહીં?

પ્રેમરાયે આંખ ઉઘાડી ને હસ્યો. શાંતાએ સુંદર કંઠે કુદરતનાં ગાયન ગાયા. તે પછી થોડીવારે બધાં પોતપોતાના ખંડમાં ચાલ્યાં ગયાં.

પ્રેમરાયનું અંતઃકરણ તેને ડંખતુ હતું. ભૂતકાળનો પોતે કેટલો બદલાઇ ગયો હતો, માતાને ભુલી ગયો હતો, ચિદાનંદ ગુરૂને ભુલી ગયો હતો, એ બધી વાત વિષ્ણુકુમારે તાજી કરાવી.

શાંતાએ પાસે આવી, સ્નેહથી માથા ઉપર હાથ ફેરવ્યો.

"વ્હાલા, આજ તમે કેમ અસ્વસ્થ જણાઓ છો! વિષ્ણુકુમારે તમને આજ ઉદ્વિગ્ન બનાવ્યા છે," તેણે પુછ્યું.

"નહિં શાંતા, એ દંપતી દેવદૂત જેવાં છે. તેઓ આપણા ઉદ્ધારાર્થે આવ્યા છે, પ્રભુએ મોકલ્યા છે." પ્રેમરાયે ઉત્તર દિધો.

શાંતા વધારે બોલી નહિં. થોડી વારે તે ઉંઘી ગઇ. પણ પ્રેમરાયે તે આખી રાત પ્રાર્થના કરી. તે જરા ઉંઘતો તો ચિત્ર વિચિત્ર સ્વપ્ના જોતો હતો ને લવતો હતો, "શયતાન, હું તારા પંજામા ફસાવાનો નથી."

---

## પ્રકરણ ૧૦ મું.

---

### ઈશ્વ ન્યાય.

---



જગન્નાથપુરી, ઓરિસામા હિંદના પૂર્વ સમૂદ્રને કિનારે આવેલુ છે. હિંદના ચાર પવિત્ર ધામમાંનું એ એક તીર્થસ્થાન છે. શ્રીજગદીશનું મંદીર ઘણું વિશાળ અને ભવ્ય છે. તે ૧૯૨ ફીટ ઉંચું, ૮૦ ફીટ લાંબુ તથા ૮૦ ફીટ પહોળું છે. મંદીરની અંદર ચાર ફીટ ઉંચી ને સોળ ફીટ લાંબી પત્થરની વેદી છે, જેને રત્નવેદી કહે છે તેની ઉપર ઉત્તર તરફ છ ફીટ લાંબુ સુદર્શન ચક્ર છે, જેની દક્ષિણે જગન્નાથજીની સુભદ્રાની અને બલભદ્રની મૂર્ત્તિઓ ક્રમથી આવી રહેલી છે. જગન્નાથની એક તરફ લક્ષ્મીજી, બીજી તરફ સત્યભામા તથા સ્હામે ઈન્દ્રદ્યુમ્નની ધાતુમયી પ્રતિમા છે.

પુરી એ ઓરિસાનું સેનીટોરાયમ (હવાખાવાનું સ્થળ) ગણાય છે. બંગાળનો ઉપસાગર આ શહેરની ત્રણે બાજુ વિંટળાયલો છે, ને છોળોથી જાણે તેને ધોતો હોય એમ લાગે છે. સમુદ્ર કિનારે સુંદર બંગલાઓ આવી રહ્યા છે, જેમાં શ્રીમાન્ બંગાળી લોકો રહે છે. પુરીનો દરિયો શાંત નથી. ત્યાં કાયમ તોફાન રહ્યાજ કરે છે.

અન્ય તીર્થસ્થળો કરતાં આ તીર્થનું વિશેષ મહાત્મ્ય એ છે કે અહીં વર્ણાશ્રમ ભેદ રાખવામા આવતો નથી. ગમે તે વર્ણનો હિંદુ, પછી તે બ્રાહ્મણ હોય, ક્ષત્રીય હોય, વૈશ્ય હોય કે શૂદ્ર હોય, તે ગમે તેના હાથનો ઠાકોરજીનો પ્રસાદ આરોગે છે. જેવો યાત્રાળુ ગામમાં

પ્રવેશ કરે કે થોડીવારે શૂદ્ર જેવા દેખાતા ગોરના માણુસો પુરી ને ભાત લઇને આવે છે, ને પ્રસાદ અરોગાવે છે. હિંદુ સંસારમાં ચાલતો વર્ણાશ્રમભેદ અહીં પાળવામા આવતો નથી. શ્રીજગન્નાથનો પ્રસાદ અહીં એક પંક્તિએ બેસી તમામ હિંદુ આરોગે છે, તેની અવગણુના કરી શકાતી નથી અવગણુના કરનારને નુકશાન થાય છે એવી સામાન્ય માન્યતા છે. કાશીશંકર નામનો શુદ્ધ બ્રાહ્મણ, જે વેદોમાં પારગત અને સ્વયપાકી હતો તે જગન્નાથ ગયો, જ્યા તેને પ્રસાદ આપવામાં આવ્યો. શુદ્ધ બ્રાહ્મણુ તે શૂદ્રના હાથનો પ્રસાદ ખાય ! તેણે માથામા વાગે એવી ના કહી. તેજ રાતે તેને સખ્ત તાવ આવ્યો. તેની સ્ત્રીએ બાધા રાખી કે "જગન્નાથ બાપ, જો મારા પતિને તાવ ઉતરી જશે, તો કાલને કાલ તારો પ્રસાદ એમને ખવરાવીશ." બીજે દિવસે તાવ ઉતરી ગયો. કાશીશંકરે તેજ દિવસે જગદીશની મૂર્તિ આગળ નાકલીટી તાણીને શૂદ્ર પાસે મંગાવી પ્રસાદ ખાધો. એવો જગન્નાથરાયજીનો કોરડો છે.

યુવાન અગણિતરાય સંસારસુધારક હતો, એ જગન્નાથજીનાં દર્શન કરવા ન્હોતો ગયો, જોવા ગયો હતો. દસ્તુર મુજબ એને પ્રસાદ આપવામાં આવ્યો. પ્રસાદ જોઇ સુગ ચ્હડાવી, મ્હો મરડ્યું. તેજ ક્ષણે તેનુ મ્હો વાંકુ થઇ ગયું ! એની માતાએ બાધા રાખી કે તુરત અગણિતરાયનું મ્હો ઠેકાણે આવ્યું. અગણિતરાયને ગંધાતો પ્રસાદ ખાવો પડ્યો !

વાલબાઇ પરમ મર્યાદી વૈષ્ણવ ધર્મ પાળતી. તે જગદીશની યાત્રાર્થે આવી હતી, પણુ તેણે ઠાકોરજી પ્રસાદની અવગણુના કરી જેને લીધે તે આંખે દેખતી બંધ થઇ ગઇ. જ્યારે ઠાકોરજીની ક્ષમા માગીને પ્રસાદ ખાધો, ત્યારે દેખતી થઇ. આવા આવાં ઘણાં દૃષ્ટાંતો કહેવામાં આવતા, જેને લીધે જગન્નાથના પ્રસાદની કોઇ અવગણુના કરી શકવા હિંમત ધરતું નહીં

લોકોની આવી માન્યતાનો લાભ મળશે એમ માની ઇશ્વિરચંદ્ર અને તેની સ્ત્રી ઇંદિરા જગન્નાથમાં આવી રહ્યાં હતાં. ન્હાનપણુથીજ ઇશ્વરચંદ્ર એકેશ્વરવાદી હતો. તેણે યુનિવર્સિટીની એમ. એ. ની ડીગ્રી મેળવી હતી. તત્ત્વજ્ઞાન ( philosophy ) ના વિષયનો સારો અભ્યાસ કર્યો હતો. તેનું ઇંદિરા નામની સ્ત્રી જોડે લગ્ન થયું હતું.

આ દંપતીને સાધારણ નિર્વાહ થાય એટલી પોતાના વતનમાંથી આવક હતી. પોતાનું જીવન એકેશ્વરવાદ પ્રવર્તાવવામાં અને મનુષ્યજાતિમાં ભ્રાતૃત્વ વધારવામાં ગાળવાની પ્રતિજ્ઞા લીધી હતી શ્રીમદ્ જગદ્‌ગુરૂ શંકરાચાર્યના સમુદ્ર કિનારે આવેલા મઠની પાસે એક ન્હાનો બંગલો તેણે વેચાતી લીધો હતો. જેનો અમુક ભાગ નિવાસને માટે અને અમુક ભાગ ઉપદેશ આપવાના સ્થાનને માટે તેઓ વાપરતા. સ્હામે એક ન્હાનુ ઘર ભાડે લીધુ હતું, જેમાં ગરીબ દરદીઓની માવજત તેઓ કરતાં.

આ દંપતી જગદીશના મંદિરની બ્હાર કંપાઉંડમાં ઉભા રહેતા ને એકેશ્વરવાદનો સિદ્ધાત ચલવતા ભાષણ કરતા. "ભાઇઓ અને બ્હેનો ' ઇશ્વરચંદ્ર ભાષણ કરતો, "મંગળમય પ્રભુ એક છે. એને મૂર્ત્તિ, આકાર હોઇ ન શકે. તેને જુદા જુદાં રૂપ કલ્પવાં એ માનુંી બુદ્ધિની લઘુતા સૂચવે છે. માણુસો બધા ભાઇઓ છીએ, અમુક વર્ણ ઉચ્ચ અને અમુક નીચ એ ભાવના મનુષ્યે ખોટી ચલવી છે. ઇશ્વ-રના દરબારમાં ઉચ્ચ નીચ કોઈ છેજ નહીં. જુઓ, આ જગદીશ, જેને તમે તમારા ઇષ્ટદેવ ગણો છો ત્યા કયાં વર્ણાશ્રમ ભેદ છે? તમે કે જે તમારા દેશમાં કોઇના હાથનું જમતા નથી, તે અહીં કેમ એક પંક્તિમા બેસી બધાને અડીને પ્રસાદ ખાઓ છો. માટે અત્ર આવેલાં ભાઇઓ ને બ્હેનો, આ જગદીશનું ધામ એ સૂચવે છે કે તમે એક ઇશ્વરને માનો, ને વર્ણાશ્રમ ભેદ છોડીદ્યો. '

તેમને સ્હામા રદીયા આપનારા ઘણા મળતા. "હિંદુ સંસારમાં નાતજાત વગર ચાલવાનુ નથી. જે લોકો નાતજાતથી જુદા પડે છે તે બહુ હેરાન થાય છે, એમને કન્યાઓ મળતી નથી, એમની કન્યાઓ કોઇ લેતુ નથી, વિગેરે." જેના ઉત્તરમા ઇશ્વરચંદ્ર કહેતો, "એ વિચાર ભુલ ભરેલો છે. હિંદનો કુસંપ નાતજાતને લીધે હજી એનો એ છે. જે કુસંપને લીધે હિંદની અધોગતિ થઇ, તે કુસંપ નાતજાતને લીધે વધતો જાય છે. ભર્તૃહરિએ ગમે તે હેતુથી **ज्ञातिश्चेदनलेनकिम्** ( નાતો છે તો બીજા અગ્નિની શી જરૂર છે ). કહ્યું હોય, પણ હંલ તો નાતો સ્હામસ્હામે અગ્નિ વરસાવવાનું કામ કરે છે. માટે જ્ઞાતિઓ નીકળી જવી જોઇએ. યોગ્ય કન્યાઓને ત્યારેજ યોગ્ય પતિ મળી શકશે. ત્યારેજ તમારો ઉદય થશે.

"જેવું નાતોના સંબંધમા છે, તેવુંજ પ્રભુની મૂર્ત્તિઓના સંબંધમાં છે. જુદા જુદા ધર્મો, જુદા જુદા મતો મનુષ્યોમાં ઘણુા કલહ કરાવે છે. દુનિયાનો મધ્યકાલીન ઇતિહાસ જોશો તો ધર્મના ઝગડા કેટલા બધા માલુમ પડે છે. ધર્મને બ્હાને મનની લ્હડાઇ ચાલે છે. કહેવાતા ધર્મના ઝગડાને અને ઇશ્વરને કાઇ સંબંધ નથી. તે મંગળમય પ્રભુ એકજ છે, નિરાકાર છે, નિરંજન છે, આપણે એના પદને પામી શકવાના નથી."

ઇશ્વરચંદ્ર તથા ઇંદિરા સ્ત્રીપુરૂષોમા ફરીને ઉપરનો ઉપદેશ આપીને પોતાને આશ્રમે લઇ જઇને લોકોને બહુ સ્હમજાવવા યત્ન કરતાં. પણ એમને ગામના પંડયાઓ, ને મંદિરના પૂજારીઓ ફાવવા દેતા નહીં.

"ભલે આપણા અજ્ઞાન લોકો આપણા સિદ્ધાંતને ન માને. આપણે તો જે પ્રતિજ્ઞા લીધી છે તે પુરી કરવી છે. આપણો એક સિદ્ધાંત કે વર્ણાશ્રમભેદનું ખંડન, તે તો અહીં છે. માત્ર એકેશ્વરવાદ અહીં નથી. તે ધીમે ધીમે આપણે ઠસાવી શકીશું."

આમ દઢ સંકલ્પથી આ દંપતી અહીં રહેતા. ને ફળની અપેક્ષા વગર પોતાનું સાત્વિકજીવન ગાળતાં.

"ઇંદિરા, મધુકરનો પત્ર આવ્યો છે. તે કુટુંબ સાથે કાશી આવ્યો છે ને હરદ્વાર જવાનો છે. ચિદાનંદને તેડી નિર્મળ ગામ જવા ઇરાદો રાખે છે. એના પિતાની જયતિ ઉજવવાની છે, ત્યા આપણુને નિમંત્રણ છે." એક દિવસ ઇશ્વરચંદ્રે કહ્યુ.

ઇંદિરા—આપણે ઘણી ખુશીથી જઇશું. જો કે માણસોને ગુરૂ કહેવા, પગે લાગવું, ઇત્યાદિ મતને આપણે નથી માનતા પણ મધુકરના કુટુંબને જોવાની મને ઘણી ઇચ્છા છે.

ઇશ્વર—ઇંદિરા, તેં કુંજબાલા વિગેરેને દીઠાં નહીં હેય.

ઇંદિરા—ના, મેં નમ માત્રથીજ સાંભળ્યા છે. માટે મને જોવાની એ ઇચ્છા છે.

ઇશ્વર—ચિદાનંદ બહુ સાદા છે. એવા સાદા વૃદ્ધ પવિત્ર માણુસને આપણે ગુરૂ કહીએ તો ચાલે. આપણા માનેલા સિદ્ધાંતમાં મનુષ્યને ગુરૂ પદ આપવું એ ઠીક નથી, એ વાત ખરી છતાં દરેક નિયમને અપવાદ હોય છે, તેમ મારે કહેવું પડશે કે ચિદાનંદ ગુરૂ-

ઓના પણ ગુણરૂપ છે. તું એમને જો એમનો આયુષ્ય પહોંચતો હશે ને જોઇશ તો ખાત્રી થશે કે તે અતિ ઉચ્ચ કોટિના મનુષ્ય છે.

ઇંદિરા—તમને એમ નથી લાગતું કે મધુકર વિગેરે, જો કે મેં નજરે નથી દીઠા છતાં કહું છું કે ડોળી વધારે છે?

ઇશ્વરચંદ્ર હસ્યો. "ઇંદિરા, પુર્ણતા ઇશ્વરમાંજ છે, દરેક મનુષ્યમાં ખોડ હોય છે." તેણે કહ્યું.

આ પ્રમાણે પુરીના દરિયા કિનારે આવેલા પોતાના બંગલામાં બેસી ઉપર પ્રમાણે વાત કરતા હતા. સમુદ્રનો ભવ્ય દેખાવ આ સ્થળે ઘણો આકર્પક હતો. મોજાં જોરથી ઉછળતાહતાં ને કાળા પાણીમાંથી નીકળતું સફેત ફીણુ કિનારે અથડાતું. દૂરમાં કે પાસે એક પણુ હોડી ન્હોતી દેખાતી. કારણુ આ સ્થળે દરિયાનું જોર વિશેષ છે. આવા પવિત્ર સ્થળમાં આ પવિત્ર દંપતી ઘણું ઉચ્ચ કર્તવ્ય કર્યે જતા. તેઓ એકલા એકશ્વરવાદને ચલવતાં એમ નહતું. યાત્રાળુઓમાંથી જે અનાથ માણસો બિમાર પડતાં તેની બરદાશ કરતાં, તેમને દવા આપતાં, તેમની પાસે ભાડું ન હોય તો આપી તેમને વતન મોકલી આપતાં, અગર તેમના સગાંને તાર કરી બોલાવતાં. કારણુ પુરીમાં અનેક યાત્રાળુ આવતાં હોવાથી ઘણીવાર રોગ ફાટી નીકળતો. કોઇવાર કોલેરા તો કોઇવાર પ્લેગ એમ અવાર નવાર મહામારીનો ઉપદ્રવ ચાલતો, તે વખતે આ દંપતી બહુ મદદ કરતાં. આ તેમની કિંમતી સેવાને લીધે દેશપરદેશ તેમની નામના થઇ હતી. એમના એકેશ્વરવાદને ખાતર અમુક મંડળ શિવાય સામાન્ય વર્ગમા એમની ઝાઝી પ્રતિષ્ઠા નહતી.

ઇશ્વરચંદ્રે એક પુસ્તકાલય બનાવ્યુ હતું. પોતાની ન્હાની આવકમાથી બચાવી તે સારા પુસ્તક મગાવતો, અને સગ્રહ કરતો

"અમારા મંડળમા માત્ર કિશોરચંદ્ર ઉલ્લુ રહ્યો. બાકી બધા ઠેકાણે પડી ગયા છે," ઇશ્વરચંદ્રે કહ્યુ.

"એ બધા આપના મિત્રોના અને મિત્રપત્નીઓનાં દર્શનનો લાભ મધુકરે આરંભેલા સાક્ષરસંમેલન વખતે મને થશે. ત્યાં આ પનો સિદ્ધાંત અવશ્ય ઠસાવવો," ઇંદિરાએ કહ્યુ.

"હાલના સમયમાં કેળવાયલા વર્ગમાં ખાવા પિવાનો બાધ નથી." ઇશ્વરચંદ્રે કહ્યું. "પણુ જ્ઞાતિના હઠીલાં, અજ્ઞાન મનુષ્યોના પ્રાબલ્વ

આગળ પોતાનાં સિદ્ધાંતો પાળવાની દઢતા નથી. એટલે પોતાના જ્ઞાતિ-બંધુઓના ત્રાસને ખાતર અસત્ય બોલે છે. અને મત વધતા, ન્હાની નાતો એથી પણ ન્હાની થતી જાય છે. પરસ્પર એટલા બધા કલહ વધી પડયા છે, કે કિયે રસ્તે એનો અંત આવશે તે સ્હમજાતુ નથી. જ્ઞાતિઓનો એવી અધોગતિ થતી જાય છે કે ન પુછો વાત. છતા, નાત મ્હોટી, નાત કરે તે ખરૂં એ સિદ્ધાંત કેળવાયલા લોક પણ છોડતા નથી. એથી મને બહુ દિલગીરી થાય છે. તુટી જવુ એ વાત ખરી, પણ સુધરવુ નહીં' એવી ખોટી હઠને માટે મને બહુ ક્ષોભ થાય છે.

ઈંદિરા—એજ પાયમાલીનું કારણ છે. તેમાંથી બચવા તમારો સિદ્ધાંત ખરો છે.

એમને જુદા જુદા પંથના ધર્મગુરૂઓ તરફથી બહુ સતામણી થતી. તેઓ નાસ્તિક છે, ધર્મથી મનુષ્યોને ભ્રષ્ટ કરવા માગે છે, વેદ ધર્મનુ ખંડન કરી ચાર્વાક મત ચલાવવા માગેછે, એવી અનેક અફ-વાઓ જુદા જુદા પંથના આચાર્યના શિષ્યો તથા ગામના પંડયાઓ તરફથી ચલાવવામાં આવી હતી. જેની તેઓ બીલકુલ દરકાર ન કરતાં ગરીબોપ્રતિ તેમની દયાની ભાવનાથી, તેમને કરવામાં આવતી માવજતથી ધીમે ધીમે તેઓ આપ્ત વર્ગમા જાણીતાં થયાં હતાં ને માન પામ્યાં હતાં. ત્યાંના યુરોપીયન વર્ગની તેમના ઉપર મીઠી નજર હતી. જેને લીધે ઇશ્વરચંદ્રને પુરીનો ઓનરરી મેજીસ્ટ્રેટ થોડા સમયથી નીમવામાં આવ્યો હતો.

## પ્રકરણ ૧૧ મું.

### મેળાપ.



હરદ્વારના રેલ્વે સ્ટેશન ઉપરના ખુલ્લા પ્લૅટફોર્મ ઉપર દોંડુ-પંત અને વનમાલા ફરતાં હતા. દોંડુપંતે સફેત વસ્ત્ર ધારણ કર્યાં હતાં, તથા વનમાલાએ પણ તેજ રંગનું રેશમી વસ્ત્ર પહેર્યું હતું. ટ્રેઇન બે કલાક મોડી હતી એટલે એ આવતા સુધી સમય વ્યતીત કર્યાં વગર તેઓનો છુટકો નહતો.

" વનમાલા " ઢોંડુપંતે કહ્યું " ગુરૂશ્રીની તબીયત એટલી ક્ષીણ થતી જાય છે કે હવે તેઓ ઝાઝો સમય આ સંસારમાં ટકી શકે એમ નથી લાગતું. ઇશ્વર કૃપાથી કાંતિલાલની જયતિનો ઉત્સવ પરિપૂર્ણ થાય એટલે બસ."

" હા, ભાઇ " વનમાલાએ કહ્યું. " મારાથી થોડા કલાકનો પણ એમનો વિયોગ સહન થઇ શકતો નથી. એમની મનઃશાંતિ, એમના ઉપદેશની મીઠાશ, અને એમના અનુભવ આગળ અવધિ છે. એવા મહાત્મા આ પૃથ્વી ઉપર પામર જીવોના ઉદ્ધાર અર્થેજ જીવે છે.

ઢોંડુપંત—બ્હેન, ગુરૂની સેવા મેં આટલો બધો સમય કરી, છતાં પ્રેમરાયના ઘરમાં જે ચમત્કારો થતા તેનું રહસ્ય સ્હમજી શકાયું નથી.

વનમાલા—જ્યારે તમને તત્ત્વજ્ઞાનનો પૂર્ણ અભ્યાસ થશે, જ્યારે તમારા જ્ઞાન ચક્ષુ ખુલશે, ત્યારે એ વાતનું રહસ્ય સ્હમજાશે

ઢોંડુપંત—ગુરૂશ્રી વારવાર કહે છે કે હજી તમે બધા કાચાં છો. ભગવતી, મધુકર, કુંજ અને તમે બધા બીન અનુભવી છો. સંસારની વાસના છુટવા માટે વિપત્તિની જરૂર છે. તમે બધા મોહ તથા માયાના પુતળાં છો. તમારામાં રજસના ઘણા અને સત્વના થોડા અંશ છે. સામાન્ય વર્ગથી ઉત્કૃષ્ટતા તમારી એટલીજ છે કે તમારામાં તમસનો અંશ ઘણો ઓછો છે.

વનમાલા—ગુરૂશ્રી એમ પણ કહે છે કે કાંતિલાલની જયતિનો ઉત્સવ વિગેરે ઉપાધિની કાંઇ અગત્ય નહતી.

ઢોડુંપંત—એવા ઉત્સવોની જરૂર છે.

વનમાલા—ચિદાનંદ જ્ઞાનદૃષ્ટિથી કહે છે.

આ પ્રમાણે વાતોમાં બે કલાક નીકળી ગયા. ટ્રેઇન આવી પહોચી, જેમાંથી મધુકર, કુંજમાલા, દયા, કિશોરચંદ્ર વગેરે ઉતર્યાં. મંજરીને વનમાલાએ ઉંચકી લીધી. બધાં મળ્યાંહળ્યાં. ઢોડુંપંતને કિશોરચંદ્ર, મધુકર વિગેરેએ નમસ્કાર કર્યા.

" કેવો સુંદર પ્રદેશ છે, દયાબ્હેન, " કુંજમાલા બોલી. વનમાલાને તેણે પુછયું, " માજી, હિમાલયના પહાડતો દેખાયા, પણ ગંગા નદી ક્યાં છે ? "

વનમાલા—અહીંથી થોડ઼ દૂર જઇશું, એટલે ગંગા નદીનાં દર્શન થશે. આ ભૂમિના, આ તીર્થના, દેવ બીજા કોઇ નહીં પણ ગંગા છે. ગંગાનો વેગ અહીં ઘણો છે.

મધુકર—પિતાશ્રીની તબીયત સારી છેને, રાવસાહેબ!

ઢોંડુ—હા, ભાઇ; પણ હવે એમનો સમય ઘણે ભાગે સમાધિમાં વ્યતીત થાય છે, જેને લીધે શરીર ક્ષીણ થતું જાય છે.

આ પ્રમાણે વાતચીત થયાબાદ પોતાના મુકામપર ગયા અને તે દિવસ તેઓ હરદ્વારમાં રહ્યા. ગંગાનદીના બરફ જેવા શીતળ જળમાં ઘણા આનંદથી તેઓ ન્હાયા.

"કાશી આગળ વહેતી ગંગા નદી વિશાળ ખરી, પણ આ સ્થળે વહેતી નદી તથા તેના પ્રવાહની રમણીયતા વિશેષ છે, કુંજ, હો," મધુકરે કહ્યું. "વાદળમાં વાદળ ભળતુ હોય, એવા ઉંચા પહાડ કેવા સુંદર લાગે છે," દયાએ કહ્યુ.

"પહાડની સુંદરતા, અને ભવ્યતા ગુરૂશ્રી રહે છે એ સ્થળમાં વિશેષ છે, બ્હેન," ઢોંડુપંત બોલ્યો.

આ પ્રમાણે સૃષ્ટિસૌંદર્યનું નિરીક્ષણ કરતુ આ સુખી કુટુંબ એક દિવસ હરદ્વારમા રહ્યુ. ભગવનીને નિર્મળગામમા તેઓના હરદ્વાર પહોચ્યાની ન રથી ખબર આપી હતી.

બીજે દિવસે સ્હવારમાં "ટમટમ*"માં બેસી બધા, લક્ષ્મણઝોલા તરફ રવાના થયાં. રસ્તામાં ઝાડી, સુંદર વનો વિગેરે ઘણું આવે છે. કેટલેક સ્થળે એવી ન્હાની નદીઓ આવે છે કે જ્યાં ગાડી ચાલી શકતી નથી ત્યાં પગે ચાલવુ પડે છે. આ પ્રમાણે સ્હવારના નિકળેલાં તેઓ સાજે ૠષિકેશ પહોચ્યાં. તે રાત્રિ તથા બીજો આખો દિવસ ત્યાં રહ્યાં, અને સ્થળની સુંદરતા રમણીયતા નિહાળી. "રાવસાહેબ," મધુકરે કહ્યું, "આ સ્થળ દિવ્ય છે, એમાં સંશય નથી. અહી આસુરી વૃત્તિઓ એની મેળે ક્ષીણ થાય છે."

ઢોંડુ—ભાઇ, સંસ્કારી જીવોના સંબંધમાં એમ બને છે ખરૂં. બાકી શઠ હૃદય સર્વ સ્થળે સરખાં રહે છે.

ત્રિજે દિવસે સ્હવારમાં સાત વાગે બધાં પગે ચાલી લક્ષ્મણ ઝોલા તરફ જવા નીકળ્યા. મંજરીને તેડવાને માટે મજુર કર્યો હતો, પણ

---

* ઘોડાના ટોગા, જે પહાડમાં ચાલી શકે છે તેવા

તે વનમાલાની આગળાંએ ચાલતી હતી. આ સ્થળે ગાડી, ઘોડું કે કાંઇ વાહન જઇ શકતું નથી.

"થાકી જઇશ મંજરી," દોડુપંતે કહ્યુ.

"નહીં થાકુ, દાદા, ને થાકીશ તો આ માનસ તેરશે. પન હીરાશે ત્યાં સુધી હીંરીશ, હોં કે દાદા." મંજરીએ ઉત્તર આપ્યો.

ગંગા નદીને કિનારે કિનારે ચાલતાં, અને નાના પ્રકારનાં પક્ષિગણો, હરિણીના ટાળાઓ જોતા, પહાડો ને ખીણો ઓળંગતા, તે સર્વે દશ વાગ્યાના સુમારે ચિદાનંદ ગુરૂના આશ્રમ પાસે આવી પહોચ્યાં. નોકર દોડતો દોડતો ગુરૂ શ્રી ને વધામણી આપવા ગયો. નિત્યકર્મથી પરવારી ગુરૂશ્રી ધ્યાનસ્થ જેવા બેઠા હતા જેમને આ ખબર સાભળી હર્ષનાં આસુ આવી ગયાં. તે લાકડી ઝાલી ધીરે ધીરે ઝાપા સુધી આવ્યા. કુંજબાલા ઉતાવળે જઈ ગુરૂના પગમા પડી, તેને ઉઠાડી, ગુરૂએ માથું સુઘ્યુ. તેમ એક પછી એક ગુરૂને પગે લાગ્યા. મંજરી ગુરૂને પગે પડી તેને તેમણે ઉંચકી લીધી.

"આપજ ગુલુજી કે. અમે લોજ આપને સંભાલીએ છીએ. આપની પુજા કલીએ છીએ. પન આપ અહીં આવા પહાલમા કમ લહો છો. મને તો બહીક લાગે." મંજરીએ કહ્યુ.

ચિદાનદે આશીર્વાદ આપ્યો. થોડા સમયમા બધા આનંદની વાતો કરી, સ્વસ્થ થયા. ગુરૂને ધ્યાન કરવાનો વખત થયો, પણ થઇ શકયું નહીં.ઘણે સમયે સ્નેહી જનોને જોઇ, જીવ તેમની વાતોમા, તેમના વિચારમા ગુંચાયો.

"મહામાયા," તેણે ધ્યાન ધરતાં કહ્યું, "આજ તારો પ્રભાવ વિશેષ છે. આ વાસનાને લીધેજ જીવને આ દેહમા બધાઇ રહેવુ પડયુ છે. પણ પરમાત્માની કૃપા તો કાંતિલાલનો ઉત્સવ થઇ રહ્યા બાદ, સપૂર્ણ રીતે બધુ છોડી દેવુ છે, જયપરમાત્મન્!"

તે ઉઠયા ને કિશોરચદ્રને પોતાની પાસે બોલાવ્યો. બાજાં બધાં વાર્તાવિનોદમાં રોકાયા હતા. 'આમ આવો, કિશોરચંદ્રજી, તમારા ઘણેદિવસે દર્શનથયા.કાશીક્ષેત્રમા રહેવાથી મનનું સ્વાસ્થ્ય પ્રાપ્તથયુકેનહીં"

કિશોર—ગુરૂશ્રીની કૃપાથીજ જીવનાર, આ કિશોર હવે પ્રથમનો કિશોર નથી રહ્યો. ઝાડ ઉપર જેમ માંકડાં કુદે છે, તેમ મારી મનોવૃત્તિઓ કુદતી. હવે તે શાંત થતી આવી છે.

ચિદા—તમારા આશ્રમમાં જ્યાં સુધી બે છબીઓ લટકે છે, ત્યાંસુધી તમારી ચિત્તવૃત્તિ સ્વસ્થ છે એમ કહી શકાય નહી.

વિદ્યુત્ પ્રહારની માફક તે ચમકયો

કિશોર—પિતાશ્રી, આપથી શુ અજાણ્યુ છે ! છતાં મારી મનોવૃત્તિ શાંત છે. મને હવે કોઇ પ્રકારની મહત્વાકાંક્ષા નથી રહી. આમ પૈસા કમાઉં, ને આમ ખરચુ, ને આવા સુખ વૈભવ ભોગવુ, એ બધી વાસનાઓ લય થઇ ગઇ છે.

ચિદા-વત્સ, હજી તમારે ઘણાં કર્તવ્ય કરવાના છે. જીંદગીની શરૂઆતમાંથી કર્તવ્યહીન ન રહેવુ. તમારા મનની શાંતિ માટેજ મેં તમને કહ્યુ હતુ કે એકાંત જીવન ભોગવો. મારી આજ્ઞા માની, તેમાં તમારૂ કલ્યાણ થશે તે વખતે તમારી મનોવૃત્તિઓ એવી અસ્થિર હતી કે તમે આશ્રમની વિધવાઓના સમૂહમાં રહેવા લાયક નહતા. રહ્યા હોત તો નક્કી એવી એકાદ ભુલ કરત કે તમારૂ જીવન છિન્ન ભિન્ન થઇ જાત. જેના પરિણામમાં તમે કા તો ગાંડા થઇ જાત, અગર તો આપઘાત કરત. વત્સ, તમારો પ્રણયપટ્ટ કેટલે સુધી આવ્યો છે?

કિશોર—પિતાજી, પિતાજી, તમને આ બધુ કોણ કહે છે? હજી મધુકર કે કુંજ તો કોઇ મળ્યુ નથી?

ચિદાનંદ હસ્યા. “વત્સ, એ સર્વેમા, તમારામાં અને મારામા વસતા પરમાત્મા એ સર્વ મને કહે છે. સતત કરેલું પ્રભુનું ધ્યાન પરમાત્મા સાથેનો યોગ, આવરણો તોડાવી નાખે છે તમારા વિચારો મારા મનમા સ્ફુરે છે,” તેમણે કહ્યું.

કિશોર—એ જ્ઞાન મને કયારે પ્રાપ્ત થશે, પિતાજી.

ચિદા—વત્સ, હજી સંસારના કર્તવ્ય તમારે કરવાના છે એ કર્તવ્યોમા વાસનાઓની તૃપ્તિ થશે. એ તૃપ્તિ મેળવતા જતા કેટલેક પ્રસંગે નિરાશાઓ થશે. એ નિરાશાના સમયમાં જો તમને વ્યામોહ નહીં થાય, ને પ્રભુ તરફ ચિત્તવૃત્તિ રહેશે, તો એ જ્ઞાન સહજ છે. એ જ્ઞાન પ્રાપ્ત થતા પહેલાં જો દેહ પડી ગયો, તો પુનર્જન્મ થવાનો, ને અરઘટ્ટ ઘંટિકાની માફક, સંસ્કાર પ્રમાણે જીવન ગળાવાનું. પણ જો એક મહાન્ સિદ્ધાંત તમારા મનમાં ઠસે કે **कर्तुमकर्तुमन्यथा कर्तुमीश्वरः समर्थः** ! તો પછી બસ. પરમાત્માનું શરણુ લેવું એ આપણા જેવા પામર જનોને મોક્ષ મેળવવાનું પ્રથમ પગથીયું છે.

કિશોર—ગુરૂજી, આ સમયમા એક સુંઠને ગાગડે ગાંધી થનારા ઘણા ગુરૂ છે. સ્હેજ જ્ઞાન મળ્યુ કે અજ્ઞાન વર્ગને ભોળવી, પોતાને ગુરૂ કહેવરાવી, પોતાનુ પેટ ભરનારા ઘણા ગુરૂબંધુઓ નજરે પડે છે, તેમની શી ગતિ થશે !

ચિદા—વત્સ, કોઇની પણ નિંદા કરવી નહીં. ન્યાય તોલનાર, ન્યાય આપનાર પરમાત્મા સર્વે સ્થળે હાજર છે. તમે યુવાન્ છો, એટલે બિનઅનુભવી છો. પણ મારા જેવા વૃદ્ધ સંસારમાં રહેતા કોઇપણ મનુષ્યને તમે પુછશો તો તે કહેશેજ કે એવા દંભી કહેવાતા, ગુરૂજનોને ઇશ્વર શાસન કરે છે.

કિશોર—પિતાજી, મારે આપને એક વાત પુછવી છે.

ચિદા—વત્સ ! તમારે શુ પુછવુ છે તે હું સ્હમજ્યોછું. તમે દયાના સંબંધમાં મત પુછવા માગો છો. પણ હાલ કાંતિલાલની જયંતી પુરી થાય ત્યાં સુધી એ બાબત ઉપર વિચાર ન કરવો. ત્યાર પછી આપણે તે બાબતનો વિચાર કરીશુ.

કિશોર—જેવી ગુરૂની આજ્ઞા.

ચિદા વત્સ, જાઓ હવે ને મધુકર તથા કુંજબાલાને મારી પાસે મોકલો.

મધુકર અને કુંજબાલા ગુરૂશ્રીની પાસે આવી પહોચ્યા, ને પ્રણામ કરી બેઠાં. "કેમ છે મારાં વ્હાલાં સંતાનો," ગુરૂએ કહ્યુ "ભગવતી ખુશીમાં છે ને ?"

મધુકર—હા, પિતાજી, તેઓ ખુશીમા છે. કર્તવ્ય ઘણી સારી રીતે કરે છે.

ચિદ—તમે બન્ને શુ કરો છો ?

કુંજ—પિતાશ્રી, મારાં કર્તવ્ય કર્યા બાદ હુ એક પુસ્તક લખુંછું.

મધુકર—હુ રસાયણના પ્રયોગો કરૂંછું. 'રેડીયમ' વિષે અભ્યાસ કરૂંછું. આપણા દેશના ઉન્હાપાણીના ઝરાઓમાં 'રેડીયમ' કેટલે અંશે છે, તેની શોધખોળ કરૂંછું. જેને અંગે મુસાફરી કરૂં છું.

ચિદા—એ સર્વમાં ઇશ્વરની મહાન્ 'લીલા છે' એ વાત તમે માનો છો ને !

મધુકર—હા જી, આપના એ વચનામૃતો અમે ક્ષણે ક્ષણે યાદ કરીએ છીએ.

ચિદા—અસ્તુ ! કલ્યાણ થાઓ તમારૂં. સદ્‌ગત પુત્ર કાંતિલાલની જયંતિનું કેમ છે ?

મધુકર—પિતાજી નિર્મળગામમાં એ જયંતિ ઉજવવા ધારી છે. આપ પધારશો પછી બીજા સાક્ષરોને બોલાવી સમારંભ કરીશું.

ચિદા—વત્સ ! આ બધી ઉપાધિની શી આવશ્યકતા હતી ?

મધુકર—સ્વર્ગસ્થ પિતાનું શ્રાદ્ધ આ રિતે કરવા માગું છું. પિતાની વાસના-છેલ્લી વાસના-તેમના અવસાન પછી દશ વર્ષમાં ફલીભૂત થઇ છે. તેની ખુશાલીમાં, તેમ સાક્ષરોના સમાગમના લાભાર્થે કરવા ઇચ્છા છે.

ચિદા—એમાં તમને યશની અપેક્ષા નથી ?

કુંજ—પિતાજી, અમને યશની અપેક્ષા છે. અમારી ખ્યાતિ થાય એવી ઇચ્છા છે, ના કેમ કહેવાય !

ચિદાનંદ હસ્યા. "એ સમારંભમા પ્રમુખસ્થાને આપ બિરાજશોને," મધુકરે પુછ્યુ.

ચિદા—વત્સ, મારી ઇચ્છા પ્રમુખપદે બેસવાની નથી. હું માત્ર દૃષ્ટા તરીકે આવવા માગું છું. પ્રમુખપદે કોઇ વિદ્વાનને નિમંત્રો.

મધુકર—પિતાજી, મારી નમ્ર વિનતિ એવી છે કે આપે પ્રમુખપદે બિરાજવુ. સાહિત્યપ્રેમી વિદ્વાનોના ગુણની પ્રશંસા આપ સારી રીતે કરી શકશો, તેમ આપ એમના દોષ તેવીજ રીતે બતાવી શકશો. બીજા કોઇ વિદ્વાનને એ પદ આપીશું, તો આપના જેવો નિષ્પક્ષપાત મત આપી નહીં શકે.

ચિદા—નવા યુગને મારા જેવો એક વૃદ્ધ સન્યાસી ભાગ્યે મદદ કરી શકશે. મારાં વચનને ભાગ્યે માન્ય કરશે.

મધુકર—પિતાજી, છતા સુવર્ણ તે સુવર્ણ રહેવાનું. સાહિત્ય પ્રેમીજનોને કેટલીક શિખામણો આપની પાસે અપાવવી છે.

ચિદા—સમારંભમાં ખરચ ઘણુ થશે કે ?

કુંજ—પિતાજી, આપણી આબરૂ પ્રમાણે કરવુ તો જોઇએજને. નિર્મળગામમાં વિજળીની ગોઠવણ નથી, પણ આ પ્રસંગને માટે મુબાઇની એક જાણીતી કંપની જોડે ગોઠણ કરી છે. સભામંડપ સુંદર રીતે ઠાઠથી શણગારવાનો છે. પિતાજી, આપની આજ્ઞા છે ને !

ચિદાનંદે સ્મિત કર્યું, "પુત્રિ, મારી આજ્ઞાનો આમાં પ્રશ્ન

નથી. હું તમારી ઇચ્છા પરિપૂર્ણ કરીશ. અને આવા મહા સમારંભમાં પરમાત્મા તમને સહાય કરે એવી પ્રાર્થના કરીશ.

કુંજ--પિતાજી, વિજય મળશે ને ?

ચિદાનંદે આંખો મીંચી હતી. પાંચ મિનીટ સુધી તે ધ્યાનસ્થ રહ્યા. આખ ઉઘાડી તેમણે ધિરેથી કહ્યું, "મારા વ્હાલાં સંતાનો, શયતાન તમને હેરાન કરવા યત્ન કરશે, પણ પરિણામે વિજય છે. તમે તમારાં કર્તવ્ય કર્યે જાઓ. ફળની અપેક્ષા ન રાખવી. **माफलेषु कदाचन ।**

---

## પ્રકરણ ૧૨ મુ.



### ઉજાણી.

વીરપુર ગામની બ્હાર ચંડિકા માતાની સ્થાપના નિમિત્ત ઉત્સવ ચાલી રહ્યો હતો. ગામના લોક ઉજાણીએ આવ્યા હતા. ચંદુલાલ શેઠ અને હિરાગૌરી શેઠાણીએ ગામના લોકને ઉજાણીનું ખરચ આપ્યું હતુ. જેનો કારભાર ડોળવામા ખિસ્કોલીશંકર, હરખશંકર, ભીખારામ વગેરે હતા. પેસ્તનજી શેઠનું પીઠું ધમધોકાર ચાલતુ હતું. વાણીયા, બ્રાહ્મણ જેવી ઉજવલ વર્ણ માટે છુપો રસ્તો હતો. જ્યા આગળ એક બ્રાહ્મણ ટીલુ તાણી બેઠો હતો.

"વાહ, ચંદુલાલ શેઠ વાહ,' એક બારોટ શેઠની પ્રસંશા કરતાં બોલતો હતો, "એમણે પૈસાનું સાર્થક કર્યુ છે. મોહનલાલ શેઠનુ નામ કોઇ સ્હવારમાં ન લેતું. ચદુલાલ તો કર્ણ રાજા જેવા દાનેશ્વરી છે." આ વાતને બધા હાજી હા કરતા હતા. જુદી જુદી જ્ઞાતિની રસોઇના તક્તા બધાયા હતા, ને રસોઇયાઓ માથે રૂમાલ બાધી, ટપકતે પરસેવે રસોઇમાં મશ્ગુલ થયા હતા. ખિસ્કોલીશંકર એના ગજા પ્રમાણે ઘુમી વળતો. એનો ધાક ગામમાં એટલો હતો કે લોકો પાછળ તેના ચાળા પાડતા, ચેષ્ટા કરતા, છોકરાં હસતાં, પણ જ્યાં આંખ આગળ આવ્યો કે બધા ચુપ ! ચમન પટેલ અને ભીઠી પોતાના પાટીદાર વિભાગમા મરી મશાલા બરાબર અપાયા કે નહીં તેની તજવીજ રાખતાં, ભીકારામ પોતાના વિદ્યાર્થીઓનાં માતપિતાને તેમની પ્રસંશા કરી.

પોતાની લોકપ્રિયતા જાળવવા યત્ન કરતો. ગામમાં એક સરકારી શાળા નીકળી હતી, જ્યાં ટ્રેઇન્ડ માસ્તર હતો, તેની તે સ્પર્ધા અને અદેખાઇ કરતો. "અમદાવાદમા રા. સા. મહીપતરામની નિશાળમાં ભણી આવ્યો તેમા શું થયું, એ કાંઇ કાયદાશાસ્ત્રમાં પ્રવીણ છે? એની નિશાળના છોકરાને આંક પુછો આંક, આકમા બધા ભમરડા જેવા હોય છે,', એવી એવી વાતો કરતો. "કેમ પ્ર્લશકર, આજ તો ઉજાણી છે ને,', એવી મતલબની શ્રીમાન્ માબાપને પ્રસન્ન કરે એવી નાનાં છોકરાંની ખુશામત કરતો, જ્યારે ગરીબ છોકરાંના સ્હામું જોતો નહીં ને ભુલ્યો ચુક્યો એકાદ છોકરો બોલવા આવતો તો તેનુ અપમાન કરવા તે ચુકતો નહીં.

સ્હાંજના ચાર વાગ્યા હતા. તડકો શાંત પડવા આવ્યો હતો, એવામાં ચંદુલાલ શેઠ અને હિરાગૌરીની મોટોર આવી પહોચી. હિરાગૌરીએ કારચોબથી ભરેલી સાડી પહેરી હતી. માથાના વાળમાં મોતીની માળાઓ ગુંથી દીધી હતી. કાને હિરાનાં ઇયરરીંગ પહેર્યાં હતાં. કોટમાં હિરાનો હાર પહેર્યો હતો, હાથમાં મોતીનાં વલય પહેર્યાં હતાં, પગમાં ઝાંઝર પહેર્યાં હતાં. ચંદુલાલ શેઠ પણ કોટ, પેંટ સાથે આવ્યા હતા, પણ માથા ઉપર પાઘડી હતી.

"બોલા શી ચંડીકા માતકી જે," ખિસ્કોલીશંકરે ઉછળીને બુમ પાડી, જે વચનોનો પ્રતિધ્વનિ દરેક દિશામાથી થયો. લોકો અંગુઠા ઉપર ઉભા રહીને આ યુગલને નિરખવા તલસી રહ્યા હતા. સ્ત્રીઓ ઇર્ષ્યાભરી નજરે હિરાગૌરી સ્હામું જોઇ રહી હતી.

"આના પણ નશીબ જ છે ને, જુની એને પિયર ખિચડું ખાય છે ત્યારે નવી ઇંદ્રાણીની સ્હાયબી ભોગવે છે," વાલબાઇ ડોશી બોલ્યાં.

"આટલો બધો ભ્ભર શો બાઇડીની જાત ને, ફઇબા; હિરાગવરી મને તો નાટકશાળા જેવી લાગે છે." ચંપી બોલી ઉઠી.

"ચંદુશેઠને પણ ઘેલુજ લાગ્યું છે ને," એક આધેડ વયની સ્ત્રી બોલી, "એમના બાપ પૈ માટે કાશી જતા, ને આણે લખલુટ ખરચ કરવા માંડયું છે. ભલે બાપા, ભેંશના શીંગડાં ભેંસને ભારે;" આમ સ્ત્રીઓ છુપી છુપી વાતો કરતી.

શેઠ તથા શેઠાણી વાતો કરતાં, લોકો તરફથી માન પામતાં ચંડિકા માતામાં આવી પહોંચ્યાં. આ વખતે નોબત ઉપર ડંકો પડયો

કે પુજારીએ સો વાટચની આરતી ઉતારવી શરૂ કરી. ચારે બાજુથી ઘંટા, શંખ, ઝાલરના નાદ શરૂ થયા. પા એક કલાક આરતી ચાલી. ત્યારપછી અનેક દેવની જય બોલાવવામાં આવી. બાદ લોકો પોતાની નાતોમાં વેરાઇ ગયા. પીરસવાનું શરૂ થયું, ને સૌ પોતપોતાના તડામાં જમવા ગોઠવાઇ ગયા.

ચંદુલાલ શેઠને રસોડે ખિસ્કોલીશંકર, તથા ચમન ભીખારામ વિગેરે હતા. તેમને જમવા બેસવાનું માતાની અગાશીમા રાખવામાં આવ્યુ હતું, જ્યાં રાગોલી પુરાામાં આવી હતી. શેઠ ને શેઠાણીના ઠામ સાથે રાખવામાં આવ્યા હતા; તેમની જોડે ચમન તથા મીઠીના ઠામ ગોઠવ્યા હતા. જરા દૂર—કેમકે તે બ્રાહ્મણુ હતા—ખિસ્કોલીશંકર, હરખશંકર વિગેરેના ઠામ હતા. દરેકને રૂપાના ટાટ, પ્યાલાઓ . વિગેરે મુકવામાં આવ્યા હતાં, જેમાં ઉત્તમ પ્રકારની વાનીઓ ગોઠવવામાં આવી હતી.

“ રસોઇ તો સુંદર થઇ છે, કેમ પુરાણી ખરૂં ને ?” ભજીયું મ્હોમાં નાંખતે હિરાગૌરી બોલ્યાં.

“ જી હા બા સાહેબ,” ખિસ્કોલીશંકર લળીને બોલ્યો, “આપના સુંદર વદનમાંથી નીકળેલી સુંદર આજ્ઞાઓનું સુંદર અનુકરણુ થયું છે. બ્હેન, આકાશમાં પણુ સુંદર ચંદ્ર આપના મુખારવિંદને કેવું સુંદર બનાવે છે. ભટનાં પણુ અહો ભાગ્ય કે આપનું સુંદર મુખ એમની રેસાઇ આરોગે છે.

“વાહ, પુરાણી વાહ,” ચમન બોલ્યો, “વૃદ્ધાવસ્થામા પણુ તમારી રસિકતા ઓછી નથી થતી.”

હિરા—(જરા કટાક્ષથી) જેવી પુરાણીની રસીકતા છે, તેવી બ્હારની આકૃતિ બેડોળ છે તો.

પુરાણી ભોંઠો પડયો. એને પોતાની ખોડનું બહુ લાગી આવતું. જાતે ખુંધો હતો, પણુ કોઇ એને ખુંધો કહે તો તેને બહુ લાગતું.

હરખશંકર—એમ કેમ બા સાહેબ, જે કહેવાય તે અષ્ટાવક્ર ઋષિ કેવા વિદ્વાન હતા. શરીરને ને આત્માને શો સંબંધ છે.

ખિસ્કો—એટલે તમે મને અષ્ટાવક્ર કહેવા માગો છો, મહારાજ.

“ શિવ, શિવ, શાંતંપાપં શાંતંપાપં, ” પુરાણી બોલ્યો “તમને અષ્ટાવક્ર જે કહેવાય તે શી રીતે કહી શકાય. અમારી જીભના સહસ્ર કટકા ન થઈ જાય. ? ”

ચંદુલાલે સ્મિત કરીને કહ્યું–"પુરાણીજી, ખોટું ન લગાડશો. આપ અષ્ટાવક્ર તો નહીં, પણ ખુંધાતો ખરા. હમણા તમારા બંગાળી ભાઇબંધ ક્યાં ગયા છે?"

"કોણ જાણે, દાદા, ક્યાં ગયા છે! એ કોણ છે, એની જોડે ફરનારી બાઈ કોણ છે, આપણને તો ગમ પડતી નથી અત્યારે એમના બંગાલામાં જોતાં તો તાળુંએ નહિં હોય ને એકે ચિજ નહીં હોય, ને કાલ વ્હાણે જોઇએ તો જોઇએ તેટલુ ફરનીચર ગોઠવાયલું હશે, ને પોતે જાણે સો દહાડાથી રહેતો હોય." પુરાણી માથું ખંજવાળતાં બોલ્યો.

ગિરિજાશંકર રસોઇઓ પીરસતે પીરસતે બોલ્યો, "સાહેબ, એ બાબુ માણુસ છે કે ભૂત! માણુસો તો એની માફક કરી શકે નહીં. કામ ધંધો જોઇએને. મને તો ભૂતાવળ જેવુ લાગે છે, સાહેબ.

હરખ—આપણા પુરાણીજીએ બીડું ઝડપ્યુ છે કે એને ખોળી ન કહાડું તો ડાબી મુંછ મુંડાવું.

પુરાણી જરા પ્રસન્ન થયો, કાંગલું મ્હો હસ્યું.

"શેઠ સાહેબ, આપણે બાબુને તો ઓળખતા નથી, પણ મોહિનીદેવી તો જોઇ છે એમ યાદ છે." તે બોલ્યો.

હિરા—તમે તો જમાનો ખાધેલા ખરા, મહારાજ. એટલે કંઇક માણસને જોયાં હશે. તમારી દૃષ્ટિબ્હાર કોઇ નથી.

"હા, બા સાહેબ, શ્રીદેવીની કૃપાથી એમ ખરૂં ખરૂં." પુરાણી નમ્રતાથી બોલ્યો. બધાંએ ધીરે ધીરે મિષ્ટાન્ન ઉઠાવ્યાં. બ્હારના લોક ધીરે ધીરે વેરાઇ ગામ ભણી જતા હતા.

સ્ત્રીઓ ગરબા ગાતી ગાતી, ઘરભણી વદાય થતી હતી. કેટલાંક છોકરાં આનંદ કરતાં, જ્યારે કેટલાક છોકરાં તોફાન તથા કજીયા કરતાં વેરાતાં હતાં. આકાશમાં નિર્મળ ચંદ્ર ઉગ્યો હતો, જેમાંથી નીકળતી ચંદ્રિકા ચોગરદમ આલ્હાદક લાગતી હતી.

કાવસજી શેઠ નાક ખજવાળતા ખાસા મંડળી પાસે આવી પહોચ્યા.

"સલામ, સેઠ સાહેબને સલામ; સેઠાંની સાહેબને બી સલામ. આ ખુંધા પુરાણીજીના રાજમાં સાહેબ હમલોકને ભોંનું મઇલુ નથી, જો."

કાવસજી શેઠ વાંકા વળી ગયા હતા; તેમનું નમણું ગરૂડી નાક લાલ સુરખ બની ગયું હતું, જેની લાલાશમાં રૂમાલ ઘશી ઘશીને

તેણે વધારો કર્યો હતો.

"આવો આવો સેઠીયા," હિરાગૌરી બોલ્યા, "આજ માતાજીની ઉજાણીમાં તમને ઠીક લાભ થયો હશે.'

"આબાદ રાખો ચંદુલાલ સેઠને ને આવી ઉજાણી આપતા રેહો," કાવસજી નાક લુછતે લુછતે બોલ્યો. "વરસમાં આવી બે ઉજાણી જો સેઠ આપે તો મારે મહીનાની ખરચી જાગે. આપને સારૂ બી પરસાદી લાયો છુ." તેણે દારૂની શીશી કહાડી.

ચંદુલાલે ઇશારતથી શીશી પાછી લઇ લેવા કહ્યું, "નહીંરે સાહેબ, એતો હું ખિસ્કોલીસંકર સારૂ લાયો તો કે માતાજીને ધરાવીને જરા આચમન લે." તે હસીને બોલ્યો.

ખિસ્કોલીશંકર ક્રોધથી રાતો થઇ ગયો, પણ ચંદુલાલની શરમે બોલ્યો નહીં.

"હરખશંકર," હિરાગૌરી બોલ્યા, "કાવસજી શેઠને પીરશ્યું મોકલજો."

હરખ—જી. બહુ સારૂ બા.

કાવસજી સલામ કરી દુવા બોલી ચાલ્યો ગયો. થોડીવારે એ બધા જમી પરવાર્યાં. શેઠ તથા શેઠાણી થોડીવાર બેસી, પાનસોપારી જમી મોટારમાં બેસી ઘર ભણી ગયાં. ખિસ્કોલીશકર તથા હરખશંકર ખાધેલું પચાવવા અજવાળામા ફરવા નીકળ્યા.

"યાર," ખીસ્કોલીશંકરે ચાલતે ચાલતે વાત ઉપાડી, "વસુ વિના નર પશ. આ ચંદુડીયો (ચંદુલાલ શેઠ) કેવી મઝા કરે છે. પેલી બે બદામની છાણાં વીણુતી ઢીરી, તે શેઠાણી થઇને ફરે છે. આ બન્ને પૈસા ભોર કરવા બેઠાં છે. આજ જેટલા ઉજાણીમાં ખરચ્યા, તેટલા મને આપ્યા હત તો મારે આખી જીંદગી કોઇની ઓશીયાળ કરવી ન પડત.

હરખ—પછી છેલ્લો સરવાળો કટલો થયો હતો.

ખિસ્કો—ત્રણુ હજાર નવસેંને સત્તાવન રૂપીઆ, આઠ આના ને નવપાઇ.

હરખ—બહુ ખરચ હો.

ખિસ્કો—મોંઘવારી ખરીને. ઘીનો ભાવ કેટલો વધારે છે. રસોઇઆ કેટલા મોંઘા છે. ગમે તેમ થયું, મારાભાઇ, એને લાખેલેખાં

એટલે કાનખજુરાનો એક પગ ભાગ્યો તોએ શું ને આખો તોએ શું? આપણાથી તો આપણી ગરીબી ને ઓશ્યાળી સહન થતી નથી.

હરખ—હમણાં તો તમારૂં ઠીક ચાલે છે. કથાવાર્તામાં કમાણી ઠીક ચાલે છે, એમ સાંભળ્યુ છે.

ખિસ્કો—કથાવાર્તાનો જમાનો ગયો. હેરાન કરી નાંખ્યા છાપખાનાંવાળાએ. બધાં ધર્મશાસ્ત્રો છાપી માર્યાં, એના અર્થો છપાવી નાંખ્યા. એટલે જે તે ચોપડીઓ વેચાતી લઇને વાંચે છે. શ્રદ્ધા ઓછી થઇ ગઇ. હવે અસલ જેવી સત્યનારાયણની કથાઓ ક્યાં કહેવાય છે. પહેલાં તો દર પુનમે હું પંદર પંદર કથા કહેતો, ને પૈસા કુટી પાડતો.

હરખ—ત્યારે હવે શું કરવુ છે?

ખિસ્કો—મારો ઇરાદો તો ન્હાની હોટેલ કહાડવાનો છે.

હરખ—ધયડે ધડપણે ન્હાની હોટેલ કહાડશો તેમાં તમને આબરૂની હાનિ નહિં થાય?

ખિસ્કો—આબરૂમા ને આબરૂમાં ભીખ માગી. નિર્મળ ગામમાં એક ફક્કડ હોટેલ કહાડી હોય તો કમાંણી સારી થાય.

હરખ—શરૂઆતમાં કેટલા રૂપીઆ જોઇએ?

ખિસ્કો—હજાર રૂપિયા હોય તો બસ. પણ મારી પાસે તો હજાર બુમ પડે એમ પણ નથી.

હરખ—બીજો કમાવાનો ધંધો મારા મત પ્રમાણે નાટક કંપની કહાડવાનો છે.

ખિસ્કો—આપણને નાટકમાં તો શી સ્હમજણ પડે. મારા જેવાથી કાંઇ બાઇડીનો વેષ લેવાય?

હરખ—તમે વિદુષક બનો તો ચાલે.

ખિસ્કો—તમે સુત્રધાર બનો તો ચાલે.

અજવાળું ખીલ્યુ હતું. મિષ્ટાન્નની લ્હેર ચ્હડી હતી.

હરખ—રાજારાણી તો ચંદુલાલ શેઠ ને હિરાગૌરી થાય તો ઠીક. પછી જોઇ લ્યો તમારી નાટક કંપનીના પોબાર.

ખિસ્કો—ત્યારે તો યાર આપણે મોટારમાં ફરીએજ તો. પણ સીન સીનરીનું કેમ થાય? એમાં પૈસા જોઇએ તેનું.

હરખ—તેજ પંચાત છે તો. બાકી મારી પાસે "પ્લાનો" તો જોઇએ તેટલી છે, પણ પૈસા વગર શું કરવું?

ખિસ્કો—દરજીની દુકાન માંડું ? દરજી લોક બહુ કમાય છે.

હરખ—તમે દક્ષણી જોડાની દુકાન કહાડો. જોડાની દુકાનમાં સારી કમાણી છે.

ખિસ્કો—બ્રાહ્મણના દિકરાથી જોડાની દુકાન મંડાય ? કાવસજી શેઠે દારૂની શીશી ધરી, તું મને જોડાની દુકાન મંડાવ્ય. મારે કમાણી કરવી હત તો કાવસજી શેઠની પેંડ પીઠું ન ખોલત ?

હરખ—ત્યારે પાનસોપારીની દુકાન માંડય, ને ફુરસદે બીડી વાળવાનો ધંધો કરજે.

"આજ તારી મતિ કેમ ફરી છે ? હલકાને હલકા ધંધા બતાવે છે ?" ખિસ્કોલીશંકર બોલ્યો.

હરખ—કમાણી કરવી હોય તો, હલકો ધંધો ને મોટો ધંધો એવી માથાકુટ ન કરવી. કોઇપણ પ્રમાણિક ધંધો કરવો, ને જાત મહેનતથી કમાવું. નહીં તો આકાશવૃત્તિ તો તમે રાખોછોજને.

ખિસ્કો—તમે મોટા ભા થઇને ને આખા ગામના ગુરૂ થઇને ફરો છો, તે તમે કમાવાને માટે શું કરો છો. ખાનગી દેવાં કરીને ડુબી ગયા છો, ને પાઇ કમાતા નથી, છતાં મોટું પાઘોટું ઘાલી ડોળ કરતા આમતેમ ફર્યા કરો છો; ને જેને તેને સલાહ આપો છો, પણ તમારી જાતનો વિચાર કર્યો છે ? મોટાં ટીપણાં પાઘોટામાં ઘાલ્યાં, ને લાંબાપ્હોળા થઇને ચાલ્યા, તેમા તમારૂં શું રખાયું ?

ખરેખરી હકીકત હરખશંકરને કહેવામાં આવી તેથી તેનું મન ચચર્યું.

"અમારૂં તો વિશ્વંભરનાથ પુરૂં કરે છે, રહમંજ્યાને પુરાણી" તે બોલ્યો, "અસલથી લપ્પનછપ્પન કરવાની અને બેવકુફ બનવાની તમને આદત પડી છે. માટે જેમ આવ્યું તેમ ભરડો છો તે સારૂં કહેવાય ?" હરખશંકર બોલ્યો, ચાલો આપણે બાબુના ઘર આગળ થઇને ગામ ભણી વળીએ.

આ પ્રમાણે તેઓ નટવરચરણના રસ્તા ભણી વળ્યા.

બાબુના ઘરમાં ઝળઝળાટ દિવા બળતા હતા. મોહિનીદેવી ને બીજી એક બે સ્ત્રીઓ ખુલ્લા મ્હોએ બેઠી હતી. વાજીંત્ર વાગતું હતું. ખિસ્કોલીશંકર ચિકિત્સા જોવા ઉભો રહ્યો. હરખશંકર તેની રાહ જોતો થોડે દૂર હતો.

"ઓત્ તારીની હરખશંકર," ખિસ્કોલીશંકર ઉમંગમાં આવી જઇ બોલ્યો, "મોહિનીદેવી તો..........કોઇ નહીં પણ......" નામ દેવા જાય છે ત્યાં એક ઓવરકોટ ઓઢેલો પ્રચંડ પુરૂષ આવી પહોચ્યો ને ખિસ્કોલીશંકરને ગરદનથી પકડી જેમ કુતરૂં ફેંકે તેમ ફેંકયો. આ બનાવ જોઇ "બાપરે ભૂત છે, ખાધો" એમ બુમ પાડી બ્હેબાકળા જેવો હરખશંકર ખિસ્કોલીશંકર પડયો હતો તે ભણી દોડયો.

## પ્રકરણ ૧૩ મું.



### મોહિનીદેવી.

બાબુ વિનોદચંદ્રભૂષણના શયનગૃહમાં મોહિનીદેવી તથા વ્રજવાસિની એક પર્યંક ઉપર બેઠાં હતાં. રાત્રિના દસ વાગ્યા હતા. કાંઇ કામસર બાબુ તથા નટવરચરણ બ્હાર ગામ ગયા હતા. સર્વત્ર શાંતિ પ્રસરી હતી. તે શાન્તિનો ભંગ "ટક ટક" કરતી ઘડીયાળથી થતો હતો. ત્યા વિજળીનો ઝાંખો દિવો બળતો હતો. બારણાં બંધ હતા. મોહિનીદેવીએ તે સમયે મ્હો ઉપરનો બુરખો કહાડી નાખ્યો હતો, આંખ ખુલ્લી હતી. તેનાં ઉપર રંગીન ચશ્માં રાખ્યાં ન હતા તે તેના ખરેખરા સ્વરૂપમાં હતી. તેના વાળ ધોળા લાગતા હતા. મુખ ઉપર કરચલી પડી હતી. તેની આંખમાં વૈરવૃત્તિ પ્રજ્વલિત હતી. "બ્હેન" તેણે કહ્યું, "તારો દુરાગ્રહ છોડી દે. મારૂં જીવન સાંભળી તને દુઃખ થશે. મને મદદ કરતાં તારો જીવ નહીં ચાલે. તારો પતિ તેમ કરતાં અટકાવશે. બ્હેન, પાણી વલોવવામાં કાંઇ સાર નથી."

વ્રજ—બ્હેન, પંદર દિવસથી હું તને પગે લાગ્યા કરૂં છું, તને વચન આપ્યા કરૂં છું છતાં મારા ઉપર તને યકીન બેસતુંજ નથી. મારે તારી જીવન કથા સાંભળવી છે.

મોહિનીદેવી ઉઠી. દ્વાર ઉઘાડયાં, આસપાસ જોયું, ને પાછાં બંધ કર્યાં. તે બોલી—"સાંભળ, બ્હેન, ત્યારે મારી જીવન કથા. હું કોણ છું, કોની પુત્રી છું, કિયા ગામની રહીશ છું તે તને તુર્ત કહેવા નથી માગતી. આસ્તે આસ્તે તેની ખબર પડશે. હું ગરીબ માબાપની

પુત્રી હતી. મારાં માત પિતાનો મારાપર ઘણો સ્નેહ હતો. ખોટી આશામાં મારા પિતાએ નોકરી ધંધો કાંઇ ન કર્યું. તે એમ માનતા કે તેમના ભાગ્યમા કુદરતી રીતેજ એક અસાધારણ જાગીર ઉતરશે. કમનસીબે કાંઇ ન મળ્યુ. મારા પિતાએ એમનુ આખુ જીવન એક આડંબરી બદમાશ જોડે ગાળ્યુ. જેને લીધે મારી માતાને ભીખ માગીને પુરૂ કરવું પડતુ. હુ પણ પ્રસંગોપાત મારી માતા જોડે ભિક્ષા માગવા જતી. એમ અમે પરાકાષ્ઠાએ જીવન ગાળતા. એવામા મારાં માતપિતા ગુજરી ગયાં."

વ્રજ—બ્હેન, તારૂં લગ્ન નોતુ થયુ ?

મોહિની—હું બાળ વિધવા હતી. મારાં માબાપે લગ્નનો લાવો લેવા મને ઘણી નાનપણુમા પરણાવી હતી કમનસીબે મારો પતિ ગુજરી ગયો. આ બધી સાંભળેલી વાત છે. મને કશુ યાદ નથી.

વ્રજ—ક્ષમા કરજે બ્હેન, વચમાં બોલતા માટે હાં, અગાડી ચલાવીશ તારો આત્મકથા ?

મોહિની—મા બાપ વિનાની હું મારા નિવાસમા એકલી ન રહી શકી. મારો પિતા ગમે તેવો બદમાશ હતો, છતા મારા તરફ ઘણો સ્નેહાળ હતો. મારી માતા મારૂ અવલંબન સ્થાન હતુ. હુ રખડતી-રઝળતી–દુનિયાની દયા ઉપર ફેંકાઇ. મારૂં જીવન મારા માતપિતાના સમયમાંજ કલુષિત થયું હતુ એટલે હવે હુ નિરંકુશ રીતે વર્તવા માંડી. એ જીવને પણ મને કંટાળો આપ્યો. યથેચ્છ વર્તન માટે હુ હિંદના જુદા જુદા ભાગમાં ભમી. મારા પિતાને વિપત્તિમા લાવનાર એક શ્રીમાન કુટુંબ હતુ. તેને પાયમાલ કરવાની પ્રતિજ્ઞા મેં લીધી હતી. તેઓ કરોડાધિપતી હતા. હુ ગરીબ હતી. એક સાધારણ ભીખારી સ્ત્રીમાં ને મારામાં કાંઇ ફેર નહતો. હું એ કળામાં પ્રવીણ હતી. કોઇવાર સાધુડી બનતી, કોઇ વાર વાઇથી પીડાતી હઉં એમ ભોંય ઉપર પડતી, ને લોકોની દયા ઉપજાવતી.

"ઓરંગાબાદ પાસે થોડા ગાઉ દૂર ઘુશ્મેશનાથનું શિવાલય છે. તેની પારે ઇલોરાની ઘણી પ્રાચીન ગુફાઓ છે. અહીં હુ ફરતી ફરતી આવી પહોંચી. બ્હેન, ઇલોરાની ગુફાઓ ઘણી જોવા લાયક છે. એમાં બૌદ્ધધર્મની અને હિંદુ ધર્મની મૂર્તિઓ એવી ભવ્ય છે કે આપણું મન કહ્યુ કરતું નથી. પહાડની અંદર એવી ભવ્ય ગુફાઓ કોતરી કહાડી છે, અને તેના ઉપર માળ પણ પત્થરના એવા કોતરી કહાડયા છે કે તેનું

વર્ણન મારા જેવી એક અભણ સ્ત્રી ભાગ્યે કરી શકે. હું ગુફા આગળ એકલી ભમતી હતી. ખાવાનું મારી પાસે કાંઇ ન હતું. ગુફાની નજદીકમાં એક પાણીનો ઝરો હતો, ત્યાં ગઇ. અહીં એક પુરૂષ બેઠો બેઠો રોટલો ખાતો હતો. મેં તેની પાસે કટકો રોટલો માંગ્યો. તેણે કહ્યું, "જો મારી સ્ત્રી તરીકે રહેવા કબુલ હોય તોજ તને કટકો રોટલો આપુ." હું કબુલ થઇ. તેણે મને અન્ન આપ્યું. મેં ખાધુ પડખેજ તેની પર્ણકુટિ હતી. ત્યાં મેં આરામ લીધો. આ પુરૂષ તે નટવર ચરણ પોતેજ. તે બંગાળાનો રહીશ હતો. તેણે એક એવો મ્હોટો અપરાધ કર્યો હતો કે જેને લીધે તે ન્હાસતો ફરતો હતો. તેણે એકાંત વાસ તરીકે આ સ્થળ પસંદ કર્યું હતુ.

નટવરચરણ જોડેના લગ્ન પછી મારા ભાગ્યનો ઉદય થયો. ઇલોરાની ગુફા પાસે એક ન્હાની ટેકરી હતી. ત્યાં અમે પર્ણકુટિ બાંધી સાધુના રૂપમાં રહ્યા. મારો પતિ એ ગુફા જોવા આવનાર મુસાફરોને ગુફા બતાવી, અંદરની મૂર્તિઓ બતાવી, લોકને ગમે તેમ સ્હમજાવી દિવસના ચાર પાચ આના, તથા થોડું ઘણું ખાવાનું લાવતો. હું ત્યાંથી દોઢ માઇલ આવેલા ધુસ્મેશ નામના શિવાલયમા બેસતી. અને યાચના કરી પુરૂં કરતી. સાંભળવા પ્રમાણે ધુસ્મેશ નામનું જ્યોતિર્લિંગનું શિવાલય બીજાં જ્યોતિર્લિંગોથી ગરીબી સ્થિતિમાં છે. રેલ્વે સ્ટેશન દૂર હોવાથી, ઘણા ઓછા મુસાફરો ત્યાં આવતા. છતાં, અમારા બન્નેનું પોષણ થતું. તે દિવસથી, નટવરચરણની ઇચ્છા પ્રમાણે, હું મ્હો ઉપર બુરખો અને આંખે ચશ્માં રાખવા માંડી.

આ પ્રમાણે અમારૂં જીવન અમે છ માસ ગાળ્યું. દુનિયાંની દયા ઉપર ફેંકાયલી હું ઇલોરાની ગુફા આગળના મારા નિવાસમાં શાંતિ પામી. એક દિવસ હું તથા નટવરચરણ અમારી પર્ણકુટિ પાસે આવેલા એક જુના બાવળ વૃક્ષને બળતણ માટે કાપતાં હતાં. તેટલામાં તે પડી ગયું. ત્યાં જમીન આગળ પોલાણ જેવું દેખાયું. નટવરચરણની જીજ્ઞાસા વધી. તેણે ધીરે ધીરે ત્યા આગળથી માટી ખસેડી તો પગથીયાં માલુમ પડયાં. બત્તિઓ લઇ અમે બે સાથે ઉતર્યાં. અંદર એક ન્હાનો ખંડ હતો. જેમાં અમે જોયું તો ત્રાંબાના ચરૂ પડેલા. જે ઉપર માટી પુષ્કળ પડી હતી, તે અમે ખસેડી તો અંદર સુવર્ણની મ્હોરો હતી ! અમારા આશ્ચર્યનો પાર ન રહ્યો ! હર્ષથી અમને આંસુ આવી

મ્યાં. એ પ્રમાણે ત્યાં ઘણા ચરૂ હતા. જેમાં ઘણે ભાગે સુવર્ણ હતું. પણ કેટલાકમાં હિરા, માણિક્ય વિગેરે હતાં. હવે શું કરવું તેના વિચારમાં અમે ગુંચવાયાં. નટવરચરણ સ્વસ્થ થઇ ગયો. તે ઉપર આવ્યો. તેણે ગજવાવાળાં કપડાં પહેર્યાં, તથા ઓવરકોટ ઓઢયો. જેટલી માય એટલી સોનામ્હોરો તેણે ગજવામાં ભરી. મને પણ તેણે મ્હોરો ગજવામાં ભરવા કહ્યુ. ને પછી અમે ઉપર આવ્યાં, ને માટી વાળી દીધી.

ધુસ્મેશમાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. તેને વખતોવખત અમારી કમાણીમાંથી અમે ખાવાનુ આપતા. અમને તેના ઉપર પૂર્ણ વિશ્વાસ હતો તે તથા તેની સ્રીને નટવરચરણે બે રૂપીઆ આપ્યા, અને પોતે આવે ત્યાં સુધી મારી પાસે રહેવા કહ્યું. નટવરચરણ મને હોંશીયારીથી રહેવા કહી, મુંબઇ ગયો.

મુંબઇમાં તેણે મ્હોરો વટાવી, એકાંત સ્થળમાં એક મ્હોટો બંગલો ભાડે રાખ્યો. જ્યાં અમે ધીરે ધીરે અમારો છુપો ખજાનો ખસેડી ગયા. બ્રાહ્મણ અક્કલનો બુઠ્ઠો હતો; તે અમારી પર્ણકુટિ સાચવતો, ને પડી રહેતો. અમે શુ કરીએ છીએ તે સ્હમજી શકતો ન હતો. અમે રેલ્વેની મુસાફરી ફર્સ્ટકલાસ રિઝર્વડમાજ કરતાં. અને અમારો ખજાનો અમારી પાસે રાખતા. બધો ખજાનો ખસેડતાં, અમને ૭ માસ લાગ્યા.

પર્ણકુટિના રક્ષક બ્રાહ્મણને અમે સો રૂપિઆ આપ્યા, ને કહ્યું કે હવે અમારો ઇરાદો આ સ્થળમાં રહેવાનો નથી. અમે કાશી નિવાસ કરીશુ. બ્રાહ્મણભાઇ પ્રસન્ન થઇ ગયા, ને અમને સારો આશિર્વાદ આપ્યો.

અમે મુંબાઇના બંગલામાં રહેવા આવ્યા. હવે અમારો વૈભવ વધી ગયો. લક્ષ્મીદેવી પ્રસન્ન થયાં એટલે બાકી શું રહે ? અમે સ્હામસ્હામા સોગંદ લીધા કે જીવનપર્યંત આ રહસ્ય કોઇને ન કહેવું. કોઇ બેંકમાં કે વાણીઆને ત્યાં રૂપીઆ વ્યાજે ન મુકવા. અમે ઘણી છુપી રીતે રહેતા. મુમ્બાઇમાં છુપી પોલીસનું બહુ જોર છે. એક છુપી પોલીસનો અમલદાર અમારી પાસે આવ્યો. બાબુ નટવરચરણે તેનો સત્કાર કર્યો. તેણે કહ્યું કે તમે સજ્જન છો, પણ તમે કયાંના રહીશ છો, વિગેરે અમારે જાણવું જોઇએ. બાબુએ ગુજરાતના એકાદ ગામનું નામ આપ્યું, ને આજીવિકા માટે કલકત્તે ગયેલા વિગેરે યોગ્ય ઉત્તર

આપ્યો. તે અમલદારને બીજે દિવસે નિમંત્ર્યો. ને સારી પેઠે મિષ્ટાન્ન ખવરાવી, અમે પાંચસો રૂપિઆના હિરાની વીંટી બક્ષિસ આપી. તે અમલદારે અમારા વિષે સરકારમાં સારો રિપોર્ટ કર્યો. કારણ કોઇને અમારા માટે શક લેવાનું કારણ ન હતું. નટવરચરણે સંકલ્પ કર્યો કે આમ સાવ એક સ્થળમાં ન રહેવું તે ઉપરથી અમે વીરપુરમાં સ્ટેશન પાસે એક ન્હાનું બંગલા ઘાટનું ઘર બાંધ્યું. અને ત્યાં છુપાં ભોંયરાં કરી તેમાં થોડો, અને મુંબાઇના ઘરમાં તથા ઇલોરાની ગુફામા થોડો એમ વ્હેંચીને ખજાનો રાખ્યો. બંગાળ માં નટવરચરણથી રહી શકાય તેમ ન હતુ. તેથી તે દેશમાં અમે ઘર રાખ્યું ન હતું. બ્હેન, આ પ્રમાણે અમારૂં રહસ્ય છે. લક્ષ્મીદેવી પ્રસન્ન થયાં છે, પણ મનને શાંતિ વળતી નથી."

વ્રજવાસિની, જે મોહિનીદેવીનું જીવનવૃત્તાંત સાંભળી, દિગ્મૂઢ જેવી બની ગઇ હતી, તે બોલી, "બ્હેન, એરેબીયન નાઇટસની વાર્તા જેવું તમારૂં જીવન છે. દુનિયામાં આવા બનાવ બને છે એ હું ન્હોતી માનતી. છતાં તમે કહો છો તે સત્યજ માનું છુ. પણ આ બાબત એવી છે કે એ કહેતાં તમે આટલું બધુ શું કામ ગુંચવાતાં હતાં ?"

મોહિની—આ મારા જીવનનો એક ભાગ છે. મને લક્ષ્મી મળી છે, પણ મારૂં વૈર તૃપ્ત થતું નથી. મને એક કુટુંબ ઉપર વૈર છે. એ કુટુંબને પાયમાલ કરીશ, ત્યારે મને શાંતિ મળશે. મારા સ્વર્ગસ્થ પિતાનું શ્રાદ્ધ ત્યારે થશે.

વ્રજ—એવું કિયું કુટુંબ છે ?

મોહિનીદેવી ઉઠી. ખંડને એક છેડેથી બીજે છેડે ફરી આવી, આસપાસ જોયું, પછી ધીરેથી બોલી—"મધુકરનું કુટુંબ."

વ્રજવાસિની—તમે તો એ કુટુંબને ઓળખતાજ નહતાં ને ?

"બ્હેન, હું એ કુટુંબને ઓળખું છું એટલુંજ નહીં, પણ એ કુટુંબની નિકટની સગી છું. મારા પિતા હોલારામ, ભગવતીના પતિ જાગીરદાર પુષ્કરરાયના નિકટના પિત્રાઇ હતા. ભગવતીની જાગીર અમને આવશે એમ એમણે આશા રાખી હતી. પણ અમને પાઇ ન મળી. મારૂં નામ નર્મદા છે. હું બાળવિધવા છું, ભગવતીના આશ્રમમાં હું બે વાર રહી, ને બે વાર મને કહાડી મુકી. મારા પિતાને એક હોનારતરાવ કરીને મિત્ર હતો. તેના છોકરાં કિશોરચંદ્ર ને શાંતા છે. કિશોરચંદ્ર તે જે મધુકર જોડે હતો તે, અને તમને યાદ હોય તો પંચ-

ગંગાના ઘાટ ઉપર પર્ણકુટિમાં જે બ્રહ્મચારી રહેતો હતો તેજ. બ્હેન, એ બધાંને જોઉં છું, ને મને દાઝ ચ્હડે છે. ભગવતીને તથા કુંજને જોઉ છું કે મને એમ થાય છે કે તેમને કટારથી મારી નાંખું." તેણે કબજામાંથી કટાર કહાડી. તેની આંખ વિકાળ લાગતી હતી. તે ક્રૂર દૃષ્ટિથી બોલી—"વ્રજવાસિની, મારૂં જીવન જાણવા તું જીવ ખાતી હતી, તે તેં જાણ્યું. પણ આ કટાર હાથમાં લઇ, તું પ્રતિજ્ઞા લે કે "હું જીવમાં જીવ છે, ત્યાં સુધી આ રહસ્ય કોઇને નહીં કહું."

થરથરતે હાથે વ્રજવાસિનીએ હાથમાં કટાર લીધી, ઘુંટણ ઉપર પડીને શપથ લીધા. મોહિનીદેવીએ કટાર પાછી લઇ લીધી. "ભુલથી પણ આ વાત કહેવાઇ ગઇ તો આ કટાર તારો જીવ લેશે. હવે બ્હેન, તું અમને મદદ કરજે. હાલ તુરત તું બ્હાનુ કહાડી અમારી જોડે વીરપુર ચાલ્ય."

વ્રજવાસિની—બ્હેન, ગામધણી થોડા દિવસમા જાગીરદાર મસુરી જવાના છે. એ વખતે હુ તમારી જોડે આવીશ.

મોહિની દેવી—વીરપુર જઇને હવે આપણે મધુકરના કુટુંબની પાયમાલીની યુક્તિ કરવી છે; હવે વખત ખોવા દેવો નથી. માટે બ્હેન, તે વિચારમા તુ તૈયાર થઇ રહેજે.

---

## પ્રકરણ ૧૪ મું.

### વૈરવૃત્તિ.



બાબુ વિનોદચંદ્ર બ્હાર ગામથી આવી પહોચ્યો. આજ વ્રજવાસિની ઘણી મોહક, ઘણા હાવભાવવાળી, ઘણી નમ્ર જણાતી હતી.

"પધારો પ્રિયતમ," તેણે સુંદર પુષ્પ ગુચ્છ આપતાં કહ્યું. રસિક વિનોદચંદ્ર આજ પ્રસન્ન થઇ ગયો. "વ્રજવાસિની" તે બોલ્યો, "શું મોહિનીદેવીએ આવું ઉત્તમ શિક્ષણ આપ્યું?"

"એમ તમે સાવ મારો કાંકરો કહાડી નાંખો, એ ઠીક કહેવાય! અમારે પળ હોય છે. કોઇ પળમાં અમે આનંદી હોઇએ છીએ, જ્યારે કોઇ પળમાં અમે નિરાશ હોઇએ છીએ. તમે અમને તમારી રમતનાં પુતળાં રહમજી દરેક ક્ષણે અમને આનંદી ઇચ્છો, એ કેમ

બની શકે ? હશે, તકરારી વિષય આપણે ચર્ચવોજ નથી. આજ મેં તમારે માટે પુષ્પનો હિંદોળો બનાવ્યો છે, જ્યારે મંદિરોમાં ભકતો ઠાકોરજીને પુષ્પને હિંદોળે ઝુલાવે છે, ત્યારે મારા દેવને હું આજ પુષ્પને હિંદોળે બેસાડી, ઝુલાવીશ.

વિનોદચંદ્રને ઘણો વૈભવ હતો. પણ આ દિશાનું ઝાઝું સુખ ન હતું. વ્રજવાસિનીના આવા વિચાર થાય એ એની ઇચ્છા હતી. તેણે વારંવાર તે આવા ભાવવાળી થાય એમ ઇચ્છા બતાવેલી, પણ તેણે અનાદર કરેલો. આજ વિનોદચંદ્રને સુવર્ણનો સૂર્ય ઉગ્યો હતો.

બે કલાકમાં વ્રજવાસિનીએ તેને ખુબ લટ્ટુ બનાવી દીધો. મોહિનીદેવી આ બધો તાલ છાનીમાની જોતી હતી.

"કેમ, હવે હું કુંજબાલા જેવી થઈ કે ?" તેણે સ્મિત કરીને પુછયું.

"વ્રજવાસિની" વિનોદચંદ્ર બોલ્યો, "મને ક્ષમા કરજે. આજ તેં હદ કરી છે. તારા હૃદયમાં આટલે દરજ્જે પ્રેમ હશે તે હું ભાગ્યે જાણુતો. વ્હાલી, મને ક્ષમા કરજે. આજની તું, કુંજ કરતાં હજાર દરજ્જે સુંદર છે.

વ્રજ—હાં, એતો ઠીક, પણ તમે મસુરી જવાના હતા ને ?

વિનોદ—હા, મારે મસુરી કાલજ જવાનું છે.

વ્રજ—મારી એક વિનતિ છે, માનશો ?

વિનોદ—તારી કયી ઇચ્છા મેં પરિપૂર્ણ નથી કરી ?

વ્રજ—મારે મોહિનીદેવી જોડે એમને ગામ જવુંછ. રજા છે ?

વિનોદ—વ્રજવાસિનિ, તું બેલાશક એમની જોડે જજે. જેટલો વખત હું મસુરી રહું, તેટલો વખત તું એમની જોડે જજે. પણ એમને તો શહેર એટલાં ઘર છે, તેમાંથી તું કીયે ઘેર જઇશ.

વ્રજ—હું એમના વીરપુરવાળા ઘેર જઇશ.

વિનોદ—હાં, હાં, ત્યાંથી તો આપણાથી તુરત નિર્મળગામ જવાશે. તું ત્યાંજ રહેજે.

વ્રજ—તમે ભોળા તે ભોળાજ રહ્યા. નિર્મળ ગામ જવાનું નિમંત્રણ તો આવે? ને જવું હશે તો આપણાથી ફરી કયાં નથી જવાતું.

આ પ્રમાણે વાત થયા પછી બીજે દિવસે બાબુ વિનોદચંદ્ર ભૂષણ કાશીથી મસુરી ગયો. તેજ દિવસે સ્હાંજે નટવરચરણ બ્હાર

ગામથી આવી પહોચ્યો. જેની જોડે મોહિનીદેવી તથા વ્રજવાસિનીને વીરપુર ભણી વદાય થયા.

રીઝવર્ડ ફ્રસ્ટ ક્લાસના ડબ્બામાં એ ત્રણે બેઠાં વ્રજવાસિનીને એમના રહસ્યમાં પ્રવીણ કરી હતી, એમ નટવરચરણને તેની સ્ત્રીએ કહ્યું. છત્રીસ કલાકની મુસાફરી કરવાની હતી ટ્રેઇન ઉપડી.

"દેવિ" નટવરચરણે કહ્યું, "બધી તદબીર રચાઇ ગઇ છે. વીરપુર જઇએ એટલી વાર. યોજના અમલમા મુકવાને મને એક લાખ રૂપીઆ થયા છે. અને ફળીભૂત થશે તો બીજા બે લાખ રૂપીઆ થશે."

મોહિની—દસ લાખ રૂપીઆ કેમ નથી થતા! મારા પિતાનું વૈર ક્યારે વળશે, એજ રાહ જોઉં છું.

નટવર—દેવિ, હવે ધીરજ રાખ્ય. જો પાસો સવળો પડે છે તો પંદર દિવસમાં એ બધાં હતાં ન્હોતાં થઈ જશે.

મોહિનીદેવી ઉભી થઇ ગઇ; કટાર કહાડીને જાણે મારતી હોય તેમ ચાળા કર્યા. "જ્યારે એ કુંજડીની છાતીમાથી રૂધીર પીશ, ત્યારેજ મને શાંતિ વળશે."

વ્રજવાસિની ભોળી હતી. વિનોદચંદ્રે એને ખુબ લડાવી હતી. જેના પરિણામમાં એ શયતાનને વશ થઇ હતી. રેલ્વે ટ્રેઇન જોરથી દોડતી હતી. સ્ટેશન ઉપર સ્ટેશનો ચાલ્યા જતાં. પણ એમાનો કોઇ પણ દેખાવ આ ત્રણેમાંથી એકેનું હૃદય ખેચતો ન હતો.

પહેલીવાર વ્રજવાસિનીને વિચાર થયો "હું કોની જોડે ક્યાં જાઉં છુ? મારા પ્રિયતમને મેં છેતર્યો?" તે રોવા જેવી થઇ ગઇ.

"શુ થાય છે, બ્હેન?" મોહિનીદેવીએ પુછ્યુ.

"કાંઇ નહિ, બ્હેન, જરા ચુંક આવી," તેણે ઉત્તર દીધો.

નટવરચરણ હસ્યો. તે હાસ્યમા ક્રૂરતા માલુમ પડતી હતી

તેઓ વીરપુર આવી પહોચ્યા, ને તેમના મકાનમાં ગયાં. અહીં ઘણો વૈભવ હતો. વ્રજવાસિનીને પાછો ઉમંગ આવી ગયો હતો. કારણ આ દંપતી તેની જોડે બહુ સભ્યતાથી વર્તતાં. તેની જોડે એક અંગ રક્ષક પટાવાળો ને એક સ્ત્રી નોકર હતાં. તેમને સારૂ બાણુએ સેકંડ ક્લાસની ટીકેટ લીધી હતી.

તે આવ્યાં તે દિવસે અગાઉ વર્ણવામા આવેલી ઉજાણું હતી, નટવરચરણ ભાગ લેવા ન્હોતો માગતો તથી તે ગુપ્ત રહ્યો હતો. રાત્રિએ પૂર્ણચંદ્ર પ્રકાશી રહ્યો હતો. એટલે અજવાળામા મોહિનીદેવી ખુલ્લા મુખથી બેઠી હતી. સ્હામે વ્રજવાસિની અને નટવરચરણ હતા. આમને માંસ મદિરાનો બાધ ન હતો, એટલે યથેચ્છ તે પ્રકારનું ભોજન લેવામાં આવતું હતું. એટલામાં દૂરથી પગરવ સંભળાયો. ખિસ્કોલીશંકર ને હરખશંકર ફરતા ફરતા ત્યાં આગળ આવી પહોંચ્યા. ખિસ્કોલીશંકરે મોહિનીદેવીને ઓળખી ને જેવો ઉમંગથી નામ દેવા જાય છે, તેવો નટવરચરણે તેને બોચીએથી ઝાલીને ફેંક્યો. તેવોજ તે ભોંય પછડાયો. ને તુરત પક્ષાઘાત થઇ ગયો. હરખશંકર બ્હીનો ઘરભણી દોડયો. ને માણસોને તેડી લાવ્યો. ખુધો પુરાણી ને અપંગ દશામાં ઘેર લઇ જવામાં આવ્યો. બીજે દિવસે પુરાણીના માંદા પડયાની આખા ગામમાં વાત ચાલી. તેને માટે બધાને દયા આવી. તે બોલવા યત્ન કરતો હતો, પણ બોલી શકાતું ન હતું.

તેજ રાત્રિએ નટવરચરણ વિગેરે બધાં મુબાઇ ઉપડી ગયાં. માત્ર મકાનના મુંગા બ્હેરા રક્ષકો હતા. ગામના પોલીસ અમલદાર આવી તજવીજ કરી ગયા, પણ કાંઇ પતો ન લાગ્યો. બાણુની પ્રતિષ્ઠા ઘણી હતી, એટલે ખિસ્કોલીશંકર ખાલી બ્હીનો એમ ઠર્યું. ને બે દિવસમા વાત ભૂલાઇ ગઇ. હરખશંકર પણ બ્હીકનો માર્યો સજડ તાવનો ભોગ થઇ પડયો. પણ ' અત્યાહાર " નું પરિણામ એમ લોકોએ માન્યું.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### તાર.

---



આશ્રમના બાગમાં એક પર્યંક ઉપર ભગવતી અદેલીને બેઠી હતી. તેની પાસે માલતી અને રળીયાત ખુરશી ઉપર બેઠાં હતા. પુત્રના અવસાન પછી રળીયાતને સ્વાસ્થ્ય પ્રાપ્ત થયું હતું. માલતીએ પુષ્પની છાબ લીધી, અને માળા બનાવવા માંડી. " માજી, "

તેણે કહ્યું, "કુંજબ્હેન વગર આશ્રમ શૂન્ય લાગે છે. હવે એ બધાં આવે તો ઠીક."

ભગવતી—માલતિ, એમનું આવવું તે ગુરૂશ્રીની ઇચ્છા ઉપર છે. મને દયા માટે બહુ લાગે છે. એનું તરલહૃદય આશ્રમના તપને માટે નથી. ગુરૂ આજ્ઞા આપે તો કિશોરચંદ્રને એને આપું.

માલતી—માજી, આપના સત્સમાગમ છતાં, દયાની સંસાર પ્રત્યે વાસના કેમ રહે છે?

ભગવતી—આપણે બધાં સંસારી છીએ, બ્હેન, હું પોતેજ મારાં સંતાનોની સાથે રહું, એમના સુખનો આનંદ ભોગવું, પછી મારી શિષ્યાઓને એવી વાસના પ્રજવલિત થાય, એમાં આશ્ચર્ય નથી. માલતિ, મને ખરૂં પુછાવે તો તું મારાથી વિશેષ દૃઢ મનની છે. તેં સંસારપરની આસક્તિ છોડી, પ્રભુમાં ચિત્ત પરોવ્યું છે. તું દેશના અનાથ બન્ધુજનોની સેવા કરે છે. મારૂં મન હજી ઘણું આસક્ત છે.

મધુકર વિગેરેના ગયા પછી, અને ખાસ કરીને મંજરી વગર મને ઘણું શૂન્ય લાગે છે. ઘણા વર્ષનો સહવાસ ઘણી આસક્તિ ઉત્પન્ન કરે છે. આ અનુભવની જરૂર હતી. બ્હેન રળીયાત, હું તને ઉપદેશ આપતી ને આપું છું, છતાં મારા મનની દશા તારા જેવીજ છે. મનુષ્ય સ્વભાવ બધે સરખો છે. આપણામાં એક જુનું કહેવત છે કે "ભુખ સહ્યા ઢોર, અને દુઃખ સહ્યાં માણસ," એ તને યાદ હશે. બ્હેન, તારા પુત્રના અવસાનથી તને ઘણું લાગ્યું હશે, છતાં પ્રભુનું શરણ લઇ તેં શાંતિ રાખી, એ ઘણું સારૂં કર્યું.

રળીયાત—માજી, એ સઘળો તમારા ચરણના પ્રતાપ છે. તમારી કૃપારૂપી શાંતિ મને ન મળી હત, તે દિવસે તમે મને આશ્વાસન ન આપ્યું હત તો નક્કી હું ગાંડી થઇ જાત. હવે મારા મનને બધું તુચ્છ લાગે છે. સંસારપરની ખોટી આસક્તિ દુઃખરૂપજ છે. આપણી આસપાસ રહેતાં અનાથ બાળકો મારાંજ છે. પ્રભુએ દુઃખ આપી મને એની દાસી બનાવી છે, આંસુપાઇ આંસુ લ્હોવાનાં શીખવ્યું છે. એક બાલકની માતા મટતાં, અનેક બાલકોની માતા મને સ્થાપી છે. માજી, હવે તો પ્રભુ એવું મનોબળ આપે કે એની ઇચ્છા એ મારી ઇચ્છા થાય તો બસ.

ભગવતી—ધન્ય છે, બ્હેનો. ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે.

આશ્રમનો નોકર દોડતો આવ્યો. "માજી," તેણે પ્રણામ કરી

કહ્યું, " એક ઘણો અગત્યનો તાર આવ્યોછે. પટાવાળો ઘણો દિલગીર દેખાય છે. કૃપા કરી સહી કરી આપશો."

ભગવતીએ સહી કરી આપી. " વાચ તો બ્હેન, માલતિ " તેણે કહ્યું.

માલતીએ એ તાર વાંચ્યો. એકવાર વાંચ્યો, બે વાર વાંચ્યો, ત્રણ વાર વાંચ્યો.

" માજી, " તેણે થરથરતે હાથે કહ્યું, "મને સ્હમજણ પડતી નથી કે તમને શું કહેવુ ? "

ભગવતી શાંત ચિત્તે બોલી—બ્હેન, જે હોય તે કહીદે. નકામો વખત ન ગાળીશ.

માલતી—માજી, તારમા એમ લખ્યું છે કે, " મધુકર તથા કુંજબાલા લક્ષ્મણ ઝોલા પાસે નાહીને આવતાં નદીમાં પડી ગયાં છે. તેમના શરીરનો પત્તો નથી. ગુરૂજી સમાધિ કરી ગયા છે. અમે મુંઝાઇએ છીએ, તમે જલ્દી આવો."

ભગવતી—તાર મુકનાર કોણ છે ?

માલતી—કિશોરચંદ્ર તથા વનમાલા.

ભગવતી સાંભળી રહી. તેનુ મગજ ભમતું હતું. થોડીવાર સુધી તે બોલ્યા ચાલ્યા વગર શૂન્ય જેવી બેસી રહી, પણ પછી તે બેભાન થઇ ગઇ. આશ્રમમા રડારોળ થઈ રહી. વાને વેગે વાત ઉડી. આખા નિર્મળગામમાં હાહાકાર વર્તાઇ રહ્યો. આશ્રમના દાક્તરને તેડવા મોકલ્યું હતું, તે દોડતો આવી પહેચ્યો ભગવતીને દવા સુંઘાડી શુદ્ધિમા આણી.

" માલતિ, " ભગવતીએ સજળ નેત્રે કહ્યુ. " આપણુ આશ્રમના જમાદારને લઇને પિતાશ્રી પાસે જવું જોઇએ."

માલતી—જી, બહુ સારૂ, માજી.

એમ બોલી તે જમાદારને કહેવા ગઇ. દાક્તરને બધી હકીકત ભગવતીએ કહી. " દાક્તર સાહેબ, " તેણે કહ્યુ, " પ્રભુની લીલા છે. જે બોધ મારી શિષ્યાઓને હુ આપુ છું. તે અનુભવવાનો વખત પ્રભુએ આપ્યો છે. મારે ઋષિકેશ જવુ જોઇએ. પિતાજીની કેવી દશા થઇ હશે ! "

દાક્તરની મરજી ભગવતી ન જાય એમ હતી. પણ તે કશું

બોલી શકયો નહીં થોડીવારમાં ગામના લોકો ભગવતી પાસે આવવા લાગ્યા, ને ખરખરો કરવા લાગ્યા.

માલતીએ ધીરેથી કહ્યું. 'પ્રભુ સારા વાના કરશે. આપણે નઠારૂ ઇચ્છવાની જરૂર નથી. મધુકર ને કુંજનું ઇશ્વર રક્ષણ કરશે. હજી જ્યા સુધી નઠારૂં સાભળ્યુ નથી, ત્યાં સુધી આપણે સારૂંજ ઇચ્છવું જોઇએ.'

એ કલાકમા માલતી, ભગવતી ને જમાદાર ટ્રેઇનમાં બેસી ગયાં. આશ્રમની સોંપ્રત દાક્તરને તથા રળીયાતને કરી.

ટ્રેઇન ઉપડયાને કલાકેક નહીં થયો હોય ત્યાં આશ્રમના પુસ્તકાલયમા આગે દેખાવ દીધો. આગ પાટોપાટ લાગી. ગામમાંથી બંબા આવી પહોચ્યા, પણ આગ કંઇ એવા પ્રકારની હતી કે જેમ જેમ પાણી પડતું ગયું તેમ તેમ તે વધારે થતી ગઇ. વળી વધારે ત્રાસદાયક એ થયું કે વાઘરી જેવાં કેટલાક લોકો આશ્રમમા પડી, જેનાથી જેટલું લુટાયુ તેમ લુંટી ગયા. પાચ ૭ કલાકમાં ભગવતીનો આશ્રમ બળીને પાયમાલ થઇ ગયો.

નિર્મળગામમાં આજના બનાવથી સર્વ કોઇને ઉદાસી વ્યાપી ગઇ હતી. સરકાર તરફથી આશ્રમના સંરક્ષણ માટે પ્હેરો મુકયો હતો. આશ્રમના ભડકા ફરતા બાર બાર ગાઉ દેખાયા હતા.

દાકતરે કિશોરચંદ્ર ઉપર તાર મુકયો. તેમાં આશ્રમ અગ્નિથી બળી ગયાની તથા તમામ જવાહિર લુટાઇ ગયાની હકીકત લખી હતી. ભગવતીના આશ્રમમાં થયેલી ખુવારીની હકીકત વાને વેગે ઉડી. રોજીંદા ન્યુસ પેપરોમાં તેમના અધિપતિએ મરીમસાલો ઉમેરી છાપી હતી. આ બધુ દૈવકોપનું પરિણામ છે એમ મનાયુ.

એક બાજુથી ભગવતી વિગેરે ઋષિકેશ જવા નીકળ્યા. ત્યારે બીજી બાજુ ત્યાં શુ બન્યું તે આપણે જોઇએ

ચિદાનંદગુરૂની, જયન્તિ કરવાની સંમતિ મળવાથી મધુકર તથા કુંજબાલા પ્રસન્ન થયા હતા. તેમને એ સ્થળની (લક્ષ્મણ ઝોલાની) રમણીયતા ઘણી સારી લાગવાથી થોડા દિવસ ત્યાં રહેવા વિચાર કર્યો હતો, પણ તે સમયનો સદુપયોગ કરવા તેણે જયતિનો દિવસ નક્કી કરી, બધે છાપેલી આમંત્રણ પત્રિકાઓ મોકલી દીધી. કિયા કિયા વિદ્વાનોને નિમંત્રવા તેમનું લીસ્ટ મધુકર પાસે હતું. એટલે વગર ત્વરાએ મધુકરે, તથા કિશોરચદ્રે તે કામ ઉકેલી દીધું

"પિતાજી," એક દિવસ મધુકર બોલ્યો, "આપણા ઉપર ઇશ્વરની કેટલી કૃપા છે. કેવુ બધુ અનુકુલ થાય છે. સામાન્ય રીતે સંસાર દુઃખમય છે, પણ મને તો, પિતાજી, જન્મથીજ સુખમય થયો છે.

ચિદાનંદ ગંભીર જણાયા. "વત્સ," તે બોલ્યા, "આપણા જીવનમાં કીયે સમયે દુઃખ આવે છે તેની આપણને ખબર નથી. માટે તેને માટે તૈયાર થઇ રહેવુ.'

મધુકર—પિતાશ્રી, હવે આપણે સત્વર નિર્મળગામ જઇએ તો ઠીક. ત્યાં જઇ મારા મિત્રોને પ્રથમ બોલાવું. તેમની સહાયતાથી કામ શરૂ કરી દઇએ. કેમકે આજથી માત્ર એક મહિનો રહ્યો.

ચિદાનંદ--ભાઇ, હુતો તૈયાર જ છુ.

મધુકરે કિશોરચંદ્રને ઋષિકેશથી ગુરૂશ્રી માટે "ઝપાન" (મીયાના જેવુ વાહન) લેવા મોકલ્યો.

માર્ગમાં તાર લઇને દોડતો એક ખેપીઓ મળ્યો. તેણે તેને ઉભો રાખી પુછ્યુ, "ભૈયા કિધર જાતા હો."

તારવાળો ખેપીયો ઉભો રહ્યો, ને તાર બતાવ્યો તો તે પોતાનોજ હતો. તુરત સહી કરી આપી, ખેપીઆને રવાને કર્યો.

તેણે તાર વાંચ્યો તો તે નિર્મળગામથી દાકતરનો મુકેલો હતો. અંદર આશ્રમ બળી ગયાની, ત્રિજોરી લુંટાયાની હકીકત હતી. તેનું હૃદય ભરાઇ આવ્યું. તે ખિન્ન હૃદયે ને સજળ નેત્રે પાછો ફર્યો.

"કેમ ભાઇ, પગલુ ભુલ્યો કે દયા બ્હેન સાંભર્યા ?" મધુકરે મશ્કરી કરી.

કાઇ પણ બોલ્યા ચાલ્યા વગર તેણે મધુકરને તાર આપ્યો. તેણે તે વાચ્યો ને ગભરાયો, "ભગવતીનુ શુ થયું હશે !" તે બોલ્યો. ચિદાનંદગુરૂ શાંતચિત્તે બેઠા હતા. તેમને થરથરતે સ્વરે મધુકરે તારની હકીકત કહી.

ચિદાનંદ ગુરૂ શાંત ચિત્તે બોલ્યા--વત્સ, કાંઇ નહીં. વિપત્તિનુ વાદળ આવ્યુ છે તે એની મેળે ઉતરી જશે. માટે શાંતિ રાખવી.

બધાં ગુરૂની આસપાસ વીંટળાઇ ગયાં હતાં. ઢોંડુપંત ક્રોધથી રાતો પીળો થઇ ગયો હતો. "પિતાજી, નક્કી કોઇ દુશ્મનોએ આ તોફાન ઉભું કર્યું લાગે છે. "ભગવતીનું શુ થયું હશે. !'

ચિદા—શાંત થાઓ, ભાઇ. ધીમે ધીમે બધુ અનુકુલ થશે.

કુંજ—પિતાજી. આજ્ઞા આપો તો અમે એકદમ ઉપડી જઇએ. રાવસાહેબ, તમે સાથે આવશોને !

દ્રોપું—હા, બ્હેન, હુ, તમે, ને મધુકર એટલા જઇએ. કિશોરચંદ્ર ને દયા તથા વનમાલા ગુરૂ પાસે રહેશે. મંજરી પણ અહીં રહેશે. કેમ ગુરૂશ્રી આજ્ઞા છે ને !

ચિદા—રાવસાહેબ, વિપત્તિનો સમય છે, એટલે વગર ગભરાયે, શાંત ચિત્ત વર્તન કરજો. ખુશીથી જાઓ મારાં સંતાનો. તમે એ બધાંની જોડે છો એ એમનું સદ્‌ભાગ્ય છે.

દ્રોપુ—ગુરૂશ્રીની આજ્ઞાથી બધુ રહસ્ય ખોળી કહાડું ત્યારે ખરો. ચિદાનંદ શાંત રહ્યા. ત્રણે જણાં સામન લઇ થોડીવારમા વિદાય થઇ ગયાં. કિશોરચંદ્ર તેમને રૂષિકેશ સુધી મુકવા ગયો.

મધુકરે માર્ગમાં કહ્યું, " કુંજ, ગુરૂશ્રીની મનની દ્રઢતા જોઇ કે ? એનુ નામ મનઃ શાંતિ. "

---

## પ્રકરણ ૧૬ મું.

### સદ્‌ભાવ.



પ્રેમરાયને ત્યા વિષ્ણુકુમાર તથા લક્ષ્મીદેવી આનંદથી રહેવા લાગ્યાં. શાંતાએ જાણ્યુ કેએમની વચમા આવવાથી કાઇ ફાયદો નથી. લક્ષ્મીદેવીની ઇચ્છા નિર્મળગામ જવાની હતી, પણ મિત્રને સર્વસ્વ માનનાર વિષ્ણુકુમાર જે દિવસ તેની સંગતિમાં ગાળતો તે દિવસ માંગલિક ગણાતો. પ્રેમરાયના મનને એમા આવ્યા પછી નવા ને જુના વિચારો વચ્ચે કયી રીતે રહેવુ એ મહાપ્રશ્ન થયો. મદ્રાસના નવા જમાનામાં યોગ્ય રીતે ભળવા, તેણે કેટલીક જુની રૂઢિઓનો પરિત્યાગ કરવો જોઇએ. તેમ તેના જુના મતો, સિદ્ધાંતો, લીધેલી પ્રતિજ્ઞાઓ છોડી દેવી એ પણ એને ઠીક ન લાગ્યું. વિષ્ણુકુમાર તદ્દન જુના સિદ્ધાંતનો હતો. અને તે સિદ્ધાતો પળાવા એ વિષ્ણુકુમારનો આગ્રહ કરતો.

"ભાઇ," તેણે તે એકલો હતો, ત્યારે કહ્યું, "તુ વર્ણાશ્રમ ભદ ન પાળીશ. પણ તું દારૂ અને માંસનો પરિત્યાગ કર્ય. ઉત્તમ મનુષ્ય દેહ પામી એવુ ભક્ષણ શા માટે કરવું ? બીજું, તુ પ્રભુ સેવા શા માટે ચુકી ગયો ? સસારમાં ગમે તે કાળમાં, ગમે તે સ્થળમાં, ઇશ્વર આપણને સહાય થાય છે. સંસારનાં સુખ ક્ષણિક છે. આ બધુ જે તારી નજરે પડે છે, તે કીયે વખતે ઉડી જશે એ તાસથી કહી શકાય એમ છે? ચિદાનંદ ગુરૂને બોલાવી હરદાસની તેં કથા કહી હતી તે યાદ છે ? એ દિવસોમા તું પ્રભુની સમીપ હતો. તે પ્રભુની કૃપાથી તને શાંતા મળી. એ પ્રભુની કૃપાથી તારો વ્યાપાર, ઉદ્યોગ ધમધોકાર ચાલ્યો.

પ્રેમરાય શૂન્ય બેસી રહેતો. "આમ કરૂં કે આમ કરૂં," એમ એનું મન કુદકા મારતુ.

"ભાઇ," વિષ્ણુકુમાર બોલ્યો; "હુ મૂર્ખ નથી. હુ તારા ઉમદા સિદ્ધાંતોને માન આપુ છુ. તુ શાંતાને ચાહે છે, એની પાછળ ગાંડો થાય છે, એમાં મને બાધ નથી. તુ વ્યાપાર ઉદ્યોગમાં સારૂં કમાય છે તેમા મને બાધ નથી. પણ જીવનનો મોટો સિદ્ધાંત "પ્રભુસેવા," એ શા માટે ચુકી જાય છે ? વળી તને મદ્રાસના આપ્તવર્ગમાં માન મળ્યું અગર ન મળ્યું તેની તારે શા માટે દરકાર જોઇએ? અભક્ષ્ય ભક્ષ કરી સ્હામા માણસનું મન રંજન કરવુ, એ નકામું છે. ભાઈ, હું તારી પાસે બીજું કાંઇ નથી માગતો. મને તારી લક્ષ્મી નથી જોઇતી. મને તારી પાસે બીજું કાંઇ નથી જોઇતુ. મને તારી પ્રીતિની પણ સ્પૃહા નથી. હુ તારા આત્માની ઉન્નતિ ઇચ્છુ છું, તેથીજ તને આગ્રહ કરૂં છુ.

પ્રેમરાયનુ હૃદય પીંગળ્યું. "ભાઇ, નિઃસ્વાર્થી ભાઇ, હુ તારી આજ્ઞા પાળવા તૈયાર છું. તું બોલ તે પ્રમાણે અત્યારે પ્રતિજ્ઞા લેવા તત્પર છુ."

વિષ્ણુકુમારે પળ જોઇ. આ પળ જવા દેવા જેવી ન હતી. તે બોલ્યો, "ત્યારે પ્રથમ પ્રતિજ્ઞા લે કે હુ પ્રભુસેવા કરીશ. તને પ્રભુની મૂર્તિની માન્યતા ન હોય તો સ્હવારે ને સ્હાંજે ઓછામાં ઓછુ પાચ મીનીટ સ્વસ્થ ચિત્તે પ્રભુનું–ઇશ્વરનુ–ધ્યાન ધરીશ, એવી પ્રતિજ્ઞા લે.

પ્રેમરાય—કબુલ છે.

વિષ્ણુ—ભલે તેમ થશે પણ મોજશોખને ખાતર, કે સ્હામા મનુષ્યને પ્રસન્ન કરવા ખાતર અભક્ષ્યનુ ભક્ષણ નહીં કરૂં, અને અ- પેય વસ્તુનું પાન નહી કરૂ

પ્રેમરાય—કબુલ છે.

વિષ્ણુ—ત્રીજી ને છેલ્લી પ્રતિજ્ઞા એ લે કે કમાયલા દ્રવ્યનો સદુ- પયોગ કરીશ.

પ્રેમરાય—કબુલ છે.

વિષ્ણુ—ભાઇ, બસ. તેં આપણા જુના સ્નેહને ખાતર, કે તારી સ્વર્ગસ્થ માતાના સ્નેહના ખાતર કે ગુરૂ ચિદાનંદને ખાતર આટલી પ્રતિજ્ઞા લીધી તે સારૂં કર્યું. પ્રભુ, તને તે પાળવાનું મનોબળ અપાવશે. ભાઇ, આમ આવ્ય, હવે આપણે સ્નેહથી ભેટીએ.

પ્રેમરાય કાષ્ટના પુતળા માફક વિષ્ણુકુમાર પાસે આવ્યો. તેણે તેને ઘણા સ્નેહથી છાતી સરસો દબાવ્યો ને માથુ સુંઘ્યુ.

શાંતા અને લક્ષ્મીદેવી હાથમા હાથ રાખી, ત્યાં આવી પહોંચ્યા. તેમને આ સ્થિતિમાં જોઇ શાંતા બોલી-' બ્હેન, આ શુ ! આવડા મ્હોટા થયા પણ પરસ્પર ભેટતાં શરમાતા નથી !"

લક્ષ્મી—હું એમને ના કહુ છું, પણ એમનો આ બાબતનો દુરાગ્રહ છોડતા નથી.

પ્રેમરાય સ્હેજ ભોંઠો પડયો, પણ વિષ્ણુકુમાર ઘણો પ્રસન્ન હતા. " અમારા એ પ્રેમનું રહસ્ય તમે ન સહમજી શકો. કેમ ખરૂને ભાઇ !"

પ્રેમરાયે ડોકું હલાવ્યું.

થોડીવારે ટપાલ આવી. તેમા કાન્તિલાલની જયતિની નિમંત્રણ પત્રિકા હતી. તે ઉપરાત મધુકરના હાથનો પત્ર હતો. એમા એ દ- પતીને ઘણા આગ્રહપૂર્વક નિર્મળગામ બોલાવ્યાં હતા.

વિષ્ણુ—મધુકર દ્દઢાગ્રહી ખરો, ધારેલું કામ એ કરવાનોજ.

પ્રેમ-મહાપુરૂષોના એજ લક્ષણ છે. કેમ શાતા, આપણે જઇશુંનો

શાતા—આપણે જઇશુ ને તનમન ને ધનથી સમારંભમાં મ- દદ કરીશુ.

પ્રેમરાય—શાંતા, તારો મધુકર સમારંભ કરે છે, એટલ તું એમાંતો કુદીજ પડવાની તો. પણ જયારે ગમે તેવો ગરીબ માણસ સમારંભ કરે ને તું મદદ કરે ત્યારે ખરી

શાંતાએ ગુસ્સો દબાવ્યો. તે હશી. "જેમ તમે ધારો તેમ ખઇ. આટલાં વર્ષ તમારી સંગતિમાં રહી, તમારી સેવા કરી, છતા એમ અભિપ્રાય આપો તો એમ."

આ પ્રમાણે વાર્તા વિનોદમાં તથા આનંદમા આ ચારે જણાં રહેતાં. એક દિવસ ન્યુસ પેપરમાં મ્હોટા અક્ષરથી છાપેલી એક બાબત ઉપર નજર પડી.

વિષ્ણુકુમારે તે પ્રથમ વાંચી. "ભાઇ, ગજબ થયો. તુ વાંચ તો ખરો."

પ્રેમરાયે વાચ્યુ "નિર્મળગામમાં ભગવતીના આશ્રમમા લાગેલી લાહ્ય. મધુકર તથા કુંજબાલાનું ગંગાનદીમાં પડીને થયેલુ મરણ. આશ્રમમાં લાહ્ય થતી વખતે બદમાશોએ કરેલી લુંટ."

"શાંતા ગજબ થઇ ગયો." પ્રેમરાય બોલ્યો. "આપણે એકદમ નિર્મળ ગામ જવુ જોઇએ. ત્યાં જઇ ખરી તજવીજ કરવી જોઇએ.

શાંતા તથા લક્ષ્મી દેવી રોઇ પડયાં. પ્રેમરાય તથા વિષ્ણુકુમાર ઘણા દિલગીર થયા.

"સંસારનો ખેલ જોયો ભાઈ," વિષ્ણુકુમાર બોલ્યો, "માણુસ એક બાજુ શુ ધારે છે, ને પ્રભુ શુ કરે છે. આ બનાવ એવો અજબ રીતે થયો છે કે હુ જાતે ગયા વગર ખરી ખબર પડવી મુશ્કિલછે."

મુખ્ય મુનિમને તથા કેટલાક વિશ્વાસુ દલ્લાલોને દુકાનની સોપ્રત કરી, પ્રેમરાય ત્રણેજણા સાથે નિર્મળ ગામ જવા તે રાત્રિએજ નીકળી પડયો.

---

## પ્રકરણ ૧૭ મું.

### મંદવાડ



ભગવતીને મધુકરના નદીમાં પતનના તારથી ઘણો આઘાત થયો હતો. તેની તબીયત મુસાફરી ન કરી શકે એવી હતી. પણ પુત્ર દર્શનની લાલસાએ, તથા ગુરૂશ્રીનું શુ થયુ હશે એ જાણુવા તેણે મુસાફરી કરી. ત્રણે જણાં સાથેજ સેંકડ કલાસમાં બેઠાં હતાં.

ભગવતીને જોરથી તાવ આવ્યો. તેને લીધે તેનું શરીર કંપતું હતું. સામાન્ય રીતે શાંત ભગવતીની મનશાંતિ ભગ થઇ ગઇ હતી. તે તાવના લવનમાં જાગીરદારને સંભારતી હતી. જાગીરદારને બદલે પોતે શુ કામ ન મરી ગઇ એમ બોલતી હતી. અને પોતાનાં પ્રિય સંતાનોનાં દર્શન થશે કે નહીં એમ ઝંખતી હતી. ટ્રેઇન દિલ્હી પહોચી તે વખતે તેને ઘણો તાવ ચ્હડયો હતો.

માલતીએ ગભરાતે ગભરાતે પુછ્યું. "જમાદાર, શું કરીશુ? અહી ઉતરી પડીશું?"

"બ્હેન," જમાદાર બોલ્યો, "બ્હારો બ્હાર હરદ્વાર જવું એજ ઠીક છે. ગુરૂનાં દર્શનથી માજીને શાંતિ વળશે."

આથી એ બધાં બ્હારો બ્હાર હરદ્વાર પહોચ્યાં. જયાંથી મીયાનામાં ભગવતીને સુવાડી બ્હારો બ્હાર લક્ષ્મણઝોલામાં તેઓ જઇ પહોચ્યાં. ભગવતીને તાવ ચ્હડતો ને ઉતરતો. ઘડીકમા તે ભાનમાં આવતી તો ઘડીકમાં બેભાન થઈ જતી. સંધ્યાકાળને સમયે તેઓ આશ્રમ પાસે જઈ પહોચ્યાં. વનમાલા શાત ચિત્તથી ઇશ્વરસ્તવન કરતી હતી. ગુરૂશ્રી અર્ધ જાગૃત-અર્ધ સમાધિસ્થ સ્થિતિમાં હતા. ત્યા પગરવ સભળાયો.

"કોણ છે," આશ્રમના નોકરે પુછ્યું.

"એ તો હું માલતી," માલતીએ ધીરેથી પુછ્યુ.

"માલતી," વનમાલાએ આશ્ચર્યથી પુછ્યુ. "તું કયાંથી બ્હેન!"

પણ એટલામાં તો ભગવતીનો મીયાનો આવી પહોચ્યો. માલતીએ વનમાલાને કહ્યુ; "પથારી કરાવો, ભગવતી બહુ બિમાર છે."

કાઇ બોલ્યા ચાલ્યા વિના વનમાલાએ પથારી કરાવી. જેમાં ભગવતીને સુવાડી. ગુરૂ જાગૃત થયા. "જયસચ્ચિદાનંદ! વિપત્તિનું વાદળ ખરેખર ઝઝુમી રહ્યું છે. જેમ પ્રભુએ ધાર્યુ હશે તેમ થશે ઓમ્ શાતિ· શાંતિઃ શાંતિ·" તે બોલ્યા.

ગંગામાં સ્નાન કરી કિશોરચંદ્ર તથા દયા ત્યાં આવી પહોંચ્યાં. જોડે મંજરી હતી. બધા ભગવતીની આસપાસ વીંટાઇ વળ્યાં.

ભગવતી બેભાન થઇ ગઇ હતી. "એને ઘણી શાંતિની જરૂર છે. સૂર્યોદય પછી તે જાગૃત થશે."

એમ ગુરૂના કહેવાથી તેને આશ્રમના અંદરના ખંડમાં સુવાડી. બધા બ્હાર આવ્યાં.

" માલતી બ્હેન, આશ્રમમા શી રીતે લાહ્ય થઇ ? "

માલતી—આશ્રમમાં લાહ્ય શેની ?

વનમાલા—આશ્રમમાં લાહ્ય થયાની તમને ખબર નથી ? ત્યારે તમે શી રીતે આવ્યા.

માલતીએ તારની હકીકત કહી. કિશોરચંદ્ર ઉભો થઇ ગયો. નદન બનાવટી તાર. નક્કી કોઈ દુશ્મનનું એ કામ હોવુ જોઇએ." તે બોલ્યો,

માલતી—હેં, ત્યારે મધુકરને કુંજબાલા હયાત છે?

ચિદાનંદ—માલતી, જેમ હું ને તુ હયાત છીએ, તેમ એ હયાત છે,

આશ્રમમાં લાહ્ય થવાના, ત્રીજોરી લુંટાયાના ખબર આવતાં તેઓ તથા રાવસાહેબ નિર્મળ ગામ ગયાં.

માલતીને હર્ષના આંસુ આવી ગયાં. " કલ્યાણ થાઓ સર્વનું. આશ્રમ બળી ગયો તો ભલે બળી ગયો. પણ એ બન્ને હયાત છે, એટલે બસ છે. પણ એ હકીકતનો નિર્મળગામ તાર કરવો જોઇએ."

"તેઓ જાતે હયાત છે; પછી તારથી શી જરૂર છે? તેઓ ત્યાં પહોંચી જશે એટલે બધુ શાત થશે. " વનમાળા બોલી.

"ભગવતી મૈયાને તે બાબતની ખબર થવી જોઇએ.",માલતીએ કહ્યું. ચિદાનદે નિઃશ્વાસ મુકયો.

" ભગવતીનું જીવન પ્રભુને સોંપ્યુ છે. મારાં વ્હાલાં સંતાનો, હુ તમને એજ કહુ છું કે તમે બધા કાચાં છો. આપણો આત્મા અ-મર છે. આપણો સ્નેહ સાચો હશે તો પ્રભુના મંદિરમાં આપણે મળીશુ. માટે ઐહિક જીવનની, ઐહિક સ્નેહી જનોમાં લુબ્ધ થવાની શી અપેક્ષા છે. આ ભગવતીની કસોટીનો સમય છે. પણ ચાલો હવે આપણે આખી રાત ભગવતીની તબીયત સાચવવાની છે." તે બોલ્યા.

મંજરી આ બધા બનાવથી એવી બ્હી ગઇ હતી કે તુરત જયાં બેઠી હતી ત્યાં ઉંઘી ગઇ.

આખી રાત વારાફરતી બધાંએ ભગવતીની સંભાળ લીધી. મગજ ઉપર તાવ ન ચ્હડી જાય એટલા સારૂ માથા ઉપર ઠંડા પાણીનું પોતુ મુકયું હતું. સૂર્યોદય થયો, તે વખતે સ્હેજ શુદ્ધિમાં આવી.

વનમાલાએ માથે હાથ ફેરવ્યો. "ભગવતી બ્હેન," તે બોલી, "સ્વસ્થ થાઓ. તમે ક્યા છો એની ખબર છે ?"

ભગવતીએ આંખ ઉઘાડી. તે લાલ થઇ ગઇ હતી. "ક્યાં છે, મારાં મધુરાં બાલુડાં ! ક્યાં છે મારાં પ્રાણ ! ક્યાં છે મારી કુંજડી ! ઓ પ્રભુ, ઓ જાગીરદાર, આ બનાવ સાંભળ્યો તે પહેલાં મને પ્રભુએ મૃત્યુ કેમ ન આપ્યું ?"

તેણે આંખ મીંચી દીધી હતી.

ચિદાનંદ -બ્હેન, ભગવતિ ! સ્વસ્થ થા, શાંત થા, મધુકર તથા કુંજ હયાત છે, બ્હેન.

ભગવતી જાગૃત થઈ. ગુરૂના અમૃતસમાં વચનોથી એને શાંતિ વળી હતી. તેણે આંખ ઉઘાડી. "પિતાશ્રી, તમે શું બોલ્યા. મારાં બાલુડાં, મારાં પ્રાણ, મારી આંધળાની આંખ, મારા જીવન આધાર હયાત છે?" તેણે ધીમે સ્વરે ને લથડતી જીભે પુછ્યું.

ગુરૂએ ડોકું હલાવી હા કહી.

ભગવતી—ક્યાં છે, ત્યારે બતાવો મને, નજરે દીઠા વગર હું સત્ય માનતી નથી.

વનમાલા—ભગવતી, તમને ખોટો તાર મળ્યો છે એમ ખબર પડતાં તમને આશ્વાસન આપવા, એ વાત ખોટી છે, એમ તમને જણાવા. મધુકર, કુંજબાલા અને રાવસાહેબ નિર્મળગામ ગયાં છે.

ભગવતીએ આંખ મીચી હતી. તાવ કાંઇક કમી થયો લાગતો હતો. "શિવ, શિવ," તે બોલી 'કેટલોક મોહ, કેટલો પક્ષપાત !" ફરી તેણે આખ મીંચી દીધી.

ચિદા—બ્હેન, મધુકર ને કુંજ હયાત છે. તે બધા નિર્મળ ગામ ગયાં છે.

ભગવતી—ખરૂ કહોછો, પિતાજી? એ બન્ને હયાત છે?

ચિદા—બ્હેન, પ્રાણાન્તે પણ હું અસત્ય બોલું ખરો !

ભગવતીએ આંખ મીચી દીધી. તે મીંચેલી આંખે થોડી વારે બોલી—"હાશ, આજ શાંતિ થઇ. જય સચ્ચિદાનંદ," તે બેભાન થઇ, ચતાપાટ પડી.

"વનમાલા," ચિદાનંદ બોલ્યા, "નબળા શરીર ઉપર શોકની માફક હર્ષની પણ અસર થાય છે. માટે આજનો દિવસ ભગવતીને સંભાળવી પડશે. જો પ્રભુની ઇચ્છા હશે ને આયુષ્ય હશે, તો કાલથી

આરામ થશે." તે દિવસે ભગવતીની સ્થિતિ સભાળવા જેવી હતી. તે તદ્દન બોલતી બધ થઈ ગઇ હતી. ઘડીમા તે હસતી, તો ઘડીમાં તે રોતી, એમ એના મુખ ઉપરથી લાગતું. રાતનો ભાગ તે શાંત પડી રહી હતી. બીજે દિવસે સ્હવારે ગુરૂએ કાંઇક ઔષધિ આપી, ને પવાલામાથી પાણી પાયુ. ભગવતી સ્વસ્થ લાગતી હતી.

"બ્હેન," ચિદાનંદે કહ્યુ, "મધુકર ને કુંજબાલા હયાત છે. તને ખબર છે ને ?

ભગવતી ક્ષીણ સ્વરે બોલી—"હા, પિતાજી, તમારાં વચનામૃત મેં સાંભળ્યાં હતાં, એમ મને યાદ છે. મને એક દેવદૂત જેવો સુંદર બાળક પણ સ્વપ્નમાં કહી ગયો હતો કે તે હયાત છે. હાલ તેઓ ક્યાં ગયાં છે ?"

મંજરી આવી પ્હોચી. "માતુઃશ્રીને અડું, દાદા," તેણે ગુરૂને પુછ્યું.

મંજરીને આવવાની રજા મળી, તે ભગવતીને વળગી પડી. "મજી, માજી, મધુકર ને કુંજ આપનું ઘર બલી ગયું તેમાં ત્યાં ગયાં છે." તે બોલી.

ન્હાની મંજરીએ કાચ્યું કાચ્યું. "એ શું કહે છે પિતાજી," ભગવતી બોલી.

ચિદાનંદ હશીને બોલ્યા-બ્હેન, બાળક તે બાળક છે, એના બોલ્યા સ્હામુ કાંઇ જોવાતું નથી.

વનમાલાએ ઇશારત કરી મજરીને બોલાવી લીધી,

"પિતાજી,' ભગવતીએ કહ્યું," મને મંજરીના બોલવામાં કાંઇક રહસ્ય લાગે છે."

ચિદા—બ્હેન તારે નબળે શરીરે એ વાત કહેવી ન્હોતી ધારી. છતાં પ્રભુની ઇચ્છા તને એ બાબત જણાવવાની હતી, તો મંજરી દ્વારા જણાવી. બ્હેન, તું આ બાજુ આવી ને આશ્રમમાં આગ લાગી. તારી ત્રિજોરી લુંટાઇ ગઇ. આશ્રમ બધો ભાગી પડયો. ગામમા હાહા કાર વર્તાઇ રહ્યો એ બધુ જાણવા અને બધી વ્યવસ્થા કરવા, તથા તારી ખબર કહાડવા એ ત્રણે જણાં ત્યાં ગયાં છે.

ભગવતી સાંભળી રહી. "બ્હેન, ધૈર્ય રાખવું. બધો ઇશ્વરનો ખેલ છે. ઇશ્વર જે કરે છે સારા સારૂ. એનું હતું, એણે આપ્યું હતુ, ને એણે લઇ લીધું." ચિદાનંદ બોલ્યા.

ભગવતી—હા, પિતાજી; મારા બાલુડાં હયાત છે, તો લક્ષ્મીની મને પરવા નથી.

ચિદ્રા—બ્હેન, હયાત હો વા હયાત ન હો. આપણે શાંતિ રાખવી જોઇએ. બહેન, નક્કી સ્હમજજે કે દુશ્મને તને દુઃખી કરવાના હેતુથી આ બધુ નુકશાન કર્યું હશે, પણ પ્રભુનો હેતુ સારા માટેજ હશે. માટે, બ્હેન, શરીર સ્વસ્થ થાય, પછી આ બધી આસક્તિ કહાડી નાખજે.

ભગવતી—પિતાજી, આપની આજ્ઞા શિરસાવદન કરૂં છું. મંગલમય પ્રભુની સેવામાં, આસક્તિહીન જીવનશેષ પુરૂં કરીશ. તે દિવસથી ભગવતીને ધીરે ધીરે આરામ થવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

### માર્ગમાં.



હરદ્વારથી પહેલી ટ્રેઇનમા ઢોંડુપંત, મધુકર તથા કુંજબાલા નિર્મળગામ જવા બેઠાં. ત્રણેના ચ્હેરા ઉદાસ હતા, કુંજબાલાએ વાત શરૂ કરી, "મને ભગવતી માટે બહુ લાગે છે. એ બિચારીની શી વલે થઇ હશે ! એકલી વૃદ્ધાવસ્થામા આ બનાવ શી રીતે જોઇ શકી હશે ! માલતી, રળીયાત વિગેરે છે એ ઠીક છે. બાકી મને એની ધાસ્તી લાગે છે.

મધુકર—કુંજ, લક્ષ્મીને પગલાં થતાં વાર નથી લાગતી. આપણું સ્વર્વસ્વ ગયુ. માત્ર આપણા લાખેક રૂપીઆ મારવાડી ભજગોવિંદની પહેડીમાં છે. એ સિવાય આપણી પાસે આજીવિકાનુ સાધન નથી.

ઢોંડુપંત—મધુકર, તમારા જુના દુશ્મનો હોલારામ તથા હોનારતરાવ, તે પૈકી હોનારતરાવ હયાત છે. ખરૂંને ?

કુંજબાલા—હા, તે હયાત છે, પણ નસરવાનજીના મેડહાઉસમાં છે.

ઢોંડુપંતે ઉત્તર ન દીધો. થોડીવારે તે બોલ્યો. "હોલારામને એક નર્મદા નામની તોફાની પુત્રી હતી. તેનું શું થયું ?"

મધુકર—કોણ જાણે, બિચારી કે દહાડાનીએ મરી ગઇ હશે. એ આડાઇમા દુઃખી થઇ. મને એને માટે બહુ લાગે છે.

ઢોંડુપંત—સ્હમજ્યો. ત્યારે એ બાજુ તમારે કોઇ દુશ્મન નથી.

કુંજ—અમારા ધારવા પ્રમાણે તો કોઇ નથી.

ઢોંડુપંત—તમારા ઉપર એવા પ્રકારનું વૈર વાળવામાં આવ્યું છે કે તે માણસ અગર માણસો શ્રીમાન્ હોવા જોઇએ, અને તમારા કુટુંબના પકકા વૈરી હોવા જોઇએ. હું ધારૂં છુ, આપણે નિર્મળગામ જઇશું એટલે કંઇ કંઇ વાતો સાંભળીશું. ટ્રેઇન ચાલ્યાજ કરતી હતી. જાણવા લાયક બીજી વાતો થતી ન હતી. ત્રીજે દિવસે અજમેરનુ સ્ટેશન આવ્યુ. જલાલુદ્દિન, અમીના તથા ફીલીપ સ્ટેશન ઉપર મળવાને આવ્યાં હતાં. તેમને દિલ્હીથી તાર કરી ખબર આપવામાં આવી હતી.

જલાલુદ્દિન મધુકરને જોઇને ગળગળો થઇ ગયો. “ બ્રધર, અમે પેપરમાં તમારા વિષે કાંઇ કાંઇ વાંચ્યું હતું.” મળવાના ઉમંગમાં એની વાત ઉપર કોઇએ લક્ષ ન આપ્યું.

કુંજ અને અમીના મળ્યાં. ફીલીપને કુંજે તેડી લઇ, ચુંબન કર્યું.

“ ઘણો ઉંચો થઇ ગયો છે, ફીલીપ, હાંકે, કેમ તબીયત તો મજેમાં છેને ?”

ફીલીપ—હા, માજી: મંજરી બ્હેન કયા છે ? હુ એને માટે ‘ડોલી’ ભેટ આપવા લાવ્યો છું.

મધુકર—Thank you, Philip. મજરી લક્ષ્મણઝોલ્લા છે.

અજમેરમાં બે કલાક ટ્રેઇન રોકાતી હતી વેઇટીંગ રૂમમાં ‘ટી-ફીન’ની ગોઠવણ કરી હતી. ત્યાં બધા ગયાં. મધુકરે ઢોંડુપંત તથા જલાલુદ્દિનનું અરસપરસ ઓળખાણ કરાવ્યું.

ઢોંડુપંત—પ્રોફેસર સાહેબ, તમે પેપરમાં શું વાંચ્યું હતું.

જલ્લા—જી, મેં એમ વાંચ્યું હતું કે આશ્રમ બળી ગયો, પૈસા ટકા વિગેરે લુંટાઇ ગયું. અને મધુકર તથા કુંજ ગંગામાં લપસી પડી ગયાં. !

ઢોંડુપંત—સ્હમજ્યા, મધુકરભાઇ, હવે ખાત્રી થાય છે કે આ દૈવકોપ કે ઇશ્વર ઇચ્છાનું કારણ નથી. પણ કોઇ પક્કા દુશ્મનનું કામ છે.

કુંજ—ભગવતી વિષે કાંઇ વાંચવામાં આવ્યું હતું કે ?

અમીના—"તેઓ ઘણાં બિમાર પડી ગયાં. પણ ગુરૂશ્રીની શુ દશા થઇ હશે તે જાણવા માલતી અને એક નોકર જોડે હરદ્વારભણી ઉપડી ગયાં. જોકે એમની તબીયત ઘણી સંભાળવા જેવી છે." એમ પેપરો કહેતાં હતા.

મધુકર સાંભળી રહ્યો. કુંજબાલા ગળગળી થઇ ગઇ. ઢોંડુપંત વજ્ર જેવો કઠણ લાગતો હતો.

ફીલીપને વાતમા સ્હમજણ ન પડવાથી મુગો ઉભો રહ્યો હતો ને મંજરી માટે આણેલી પુતળી જોડે રમતો હતો.

મધુકર—રાવસાહેબ હવે શુ કરવું ? નિર્મળગામ જવાની હવે જરૂર છે !

કુંજ—માજીનું શુ થયુ હશે ? આપણે રૂષિકેશ તાર કરીશું ?

અમીના—ત્યા તાર છે ?

કુંજ—હા, બ્હેન ! ત્યા તાર છે, અને માસ્તર આપણો ઓળખીતો છે એટલે તુરત એની મારફત તાર ઝોસ્લે પહોચાડી દેવામા આવશે.

જલ્લા—આજનો દિવસ અહીં રોકાઇ જાઓ. તમારો સામાન સ્ટેશન ઉપર રહેશે. આપણે બંગલે આરામ લ્યો.

મધુકર—ભાઇ, અમારા મનની એવી સ્થિતિ છે કે અત્યારે કાંઇ ગમતું નથી. અમે કોઇનુ અહિત કર્યુ નથી, છતાં એવો અમારો કીયો દુશ્મન હશે કે તેણે આમ તોફાન કર્યુ હશે. મને મારી લેબોરેટરી (પ્રયોગશાળા) માટે બહુ થાય છે. કેટલા દિવસના પ્રયોગોથી કરેલી મારી શોધખોળના મુદ્દાનું શુ થયું હશે !

કુંજ—તમારે એવી કાંઇ ચિંતા કરવી નહીં. તમારો પંડ છે તો બધુ મળી રહેશે. આ સમય આપણી વિપત્તિનો છે. રામચંદ્ર ને કૃષ્ણ જેવા પરમાત્માને વિપત્તિ નડી છે, તો આપણે શા હિસાબમા ? જે આપણે ઇતિહાસોમાં વાંચ્યું છે, તેનો અનુભવ કરવાનો આ પ્રસંગ છે. માટે શાંતિથી સહન કરવું. પૈસાટકા જતા રહ્યા તો તમને માસ્તરની નોકરી ગમે તે જગ્યાએ મળશે.

જલ્લા—જી, અત્યારે એમને ત્રણસેં રૂપીઆની નોકરી અમારી કોલેજમાં મળે. જેને વિદ્યારૂપી લાભ છે, તેને શું નડે છે.

આ બધી વાતો ચાલતી હતી, પણ ઢોંડુપંત પોતાના વિચારમાં

રોકાયલો હતો. તેના માથા ઉપરના વાળ ધોળા થઇ ગયા હતા. મુખ ઉપર દૃઢતા અને ગંભીરતાં જણાતાં હતાં. ચિદાનંદ ગુરૂની સેવામાં દાખલ થયા પછી તેણે ગુન્હા પકડવા છોડી દીધા હતા. તેને સરકાર તરફથી સારૂં પેનશન મળતું. તે ઉપરાંત તેની પાસે કેટલાક પરવાના, તથા ગુન્હો પકડવાને મદદ રૂપ થઇ પડે એવાં સાધન હતા. એ સાધન તેણે આ મુસાફરીમા સાથે રાખ્યા હતાં.

"સાધુજનના રક્ષણ માટે મુકેલુ કામ પાછું લવુ પડશે. ક્ષણભર, કૃપાનાથ! તારૂં સ્મરણ ચુકું તો ક્ષમા કરજે. અને આ શયતાન જેણે ભગવતીના આશ્રમની પાયમાલી કરી, તેને ખોળી કહાડવામાં મદદરૂપ થજે. હવે હું વૃદ્ધ થયોછું, એટલે શરીરની તથા મનની શક્તિ ક્ષીણ થતી જાય છે. પ્રભુ! સહાય કરજે." તેણે મનમાં પ્રાર્થના કરી.

"હું પણ, મી. જલ્લાલુદ્દિનના મતનો છું" થોડીવારે તે બોલ્યો, "આપણે આજનો દિવસ અહીં રોકાઇ જઇએ. એટલે આપણને રૂષિકેશથી તારનો જવાબ આવી પહોંચશે." એ સૂચનાને બધાંએ કબુલ રાખી.

સામનની વ્યવસ્થા કરી, જલ્લાલુદ્દિને તાર મુકયો. બધાં વેઇટીંગ રૂમમાં બેસી રહ્યાં હતાં. ઉત્તમ પ્રકારની વાનીઓ તૈયાર હતી, પણ કોઇને તેના ઉપર રૂચિ થતી ન હતી. બધી ચીજો એમની એમ પડી રહી.

થોડી વારે તેઓ ગાડામા બેસીને જલ્લાલુદ્દિનના બંગલા તરફ ગયાં. માર્ગમાં એક જગ્યાએ ઘણા માણસોનું ટોળુ વળ્યુ હતું. એક ભપકાદાર દુકાન ઉપર મ્હોટા અક્ષરે લખેલુ પાટીયુ ચ્હોડયું હતું. "પૈસાની લ્હેણુ દેણુ બંધ. પહેડીને કડચામાં લઇ જવામાં આવી છે."

'આ બધું શુ છે, પ્રોફેસર સાહેબ?' ઢોંડુપંતે પ્રશ્ન પુછ્યો.

એક ગાડીમા ઢોંડુપંત, મધુકર ને જલ્લાલુદ્દિન બેઠા હતા. બીજી ગાડીમાં અમીના, કુંજબાલા તથા ફીલીપ બેઠાં હતાં.

જલ્લા—ગઇ કાલના અત્રેની જાણીતી પહેડીવાળા મારવાડી ભજગોવિંદ સંકટમાં છે. એ પહેડીવાળાઓએ શેરના સટ્ટા કર્યા એમાં પાયમાલ થઇ ગયા, એ વાતની લોકને ખબર પડતાં, એમની પહેડી ઉપર ધીરેલા નાણાં પાછાં લેવા દરોડો પાડયો. જેને લીધે કામકાજ બંધ પાડી પહેડીને કડચામાં લઈ જવામાં આવી છે.

મધુકર—તમે શુ કહ્યું, મી. જલાલ્લુદ્દિન !

જલા—ભજગોવિંદવાળી પહેડી તુટી.

મધુકર—નિર્મળગામમાં જેની શાખા છે તે ?

જલા—તેની જુદી જુદી જગ્યાએ શાખા છે. એટલે નિર્મળગામમાં પણ હશે ખરી.

મધુકરના મ્હો ઉપરથી લોહી ઉડી ગયુ હતું. ઢાંડુપતે તે દીઠું. " હિંમત રાખવી, ભાઇ ! તમને કશી હરકત આવવાની નથી. તમારાં નાણાં એ પહેડીમાં રોકાયલા છે, તે હું જાણું છુ. તેમાં મુંઝાવવુ નહીં. આ બધુ એકજ માણસ અગર મંડળીનું કારસ્તાન છે ઇશ્વરની કૃપા તો હું થોડા દિવસમાં બધું પકડી આપીશ." તે બોલ્યો.

મધુકરને હિંમત આવી. પણ મ્હો ઉપરની ફીકાશ ઉઘાડી માલુમ પડતી હતી.

થોડીવારમાં બન્ને ગાડીઓ જલાલુદ્દિનના બંગલા આગળ ઉભી રહી. બધા ઉતરીને અંદર દાખલ થયા.

મધુકર એકાંત માટે અંદરના ખંડમાં ચાલ્યો ગયો. તેની પાછળ કુંજબાલા ગઇ, તે એક કોચ ઉપર સુતે.

" તમને શુ થાય છે ? તમારી તબીયત કેમ મુઝાય છે ? કેમ કાંઇ બોલતા નથી. કુંજબાલાએ ગળગળી થઇ પુછ્યું.

" વ્હાલી આમ આવ્ય," મધુકર બેઠો થઇ બોલ્યો. " આપણું સર્વસ્વ ગયું. છેવટમાં ભજગોવીંદની પહેડી પણ તુટી."

તેણે કુંજને ખભે માથું મુકયુ, ને બાળકની પેઠે રોયો. કુંજબાલાની પણ હિંમત ન રહી. તે પણ રોઇ, બન્ને જણાં પુષ્કળ રોયાં. ઢાંડુપતે બારણા આગળથી તેમને રોતાં સાંભળ્યાં. "આમ થવાની જરૂર છે. બન્નેનાં મન ખુલ્લાં થશે, ત્યારેજ આશ્વાસન આપી શકાશે. આ કુટુંબ ઉપર ખરેખર કોઇ જબરો દુશ્મન પેદા થયો છે." તેણે મનમાં વિચાર્યું.

" વ્હાલી. આપણે ગરીબ થઇ ગયાં. આપણું સર્વસ્વ જતું રહ્યું. હવે આપણે નિર્મળગામમાં જવાની જરૂર નથી." મધુકર બોલ્યો.

" મધુકર, પ્રભુ જે કરતો હશે તે સારાને માટે. આપણે કિશો-

રચંદની કાશીવાળી પર્ણકુટીમાં જીવનશેષ ગાળીશુ. આપણું પૂર્વ-જન્મનું કાંઈ પાપ ફુટી નીકળ્યું છે. હવે તો જે થાય તે જોવાનું છે. વ્હાલા, ધીરજ રાખજો. તમે હયાત રહેશો તો મારે નવે નિધ ને અષ્ટમા સિદ્ધ છે. તમારા પાછળ અમે બધા છીએ” થોડીવારે મુખ-પ્રક્ષાલન કરી, એ દપતી બહાર આવ્યા. હવે તેમને કાંઇક શાંતિ વળી હતી. જલ્લાલુદ્દિન બહાર ગયો હતો. અમીના ગૃહકાર્યમાં રોકાઇ હતી. ફીલીપ બ્હાર રમતો હતો. જલ્લાલુદ્દિનની ઓરમાન માતા થોડા દિવસથી એને પીયરના કોઇ સગાને ત્યા ભરતપુર ગઇ હતી.

“રાવ સાહેબ,” મધુકરે લાચાર મુખે વાત શરૂ કરી, “અમારૂ સર્વસ્વ ગયુ. અમે અકિંચન થઈ ગયાં.

ઢોંડુપંત—ભાઇ, ધૈર્ય રાખવું. મારા મત પ્રમાણે તમે કિશોરચદ્રને સવિસ્તર પત્ર લખી દ્યો, ને થોડા દિવસ અહીં રહો તમે કયાં છો, કયા રહો છો, તેની કશી ખબર પડવા ન દેવી. કારણ દુશ્મનો તમને પાયમાલ કરી, હવે તમારા જીવ ઉપર તલપતા હશે, ને લાગ આવે તો તમારૂ ખુન સુદ્ધાંત કરી નાખે એવા લાગે છે, માટે તમે અહીં રહો. રૂષિકેશમા પણ બધાને સાવધાન રહેવા કહેવુ, અને અજાણ્યા બાવા, જતિનો વિશ્વાસ ન કરે એમ સૂચના કરવી હું નિર્મળગામ જઇશ. ત્યા બધુ મને માલુમ પડશે, કારણ ડીટેકટીવ ખાતાની મદદથી ને ગુરૂકૃપાથી રહસ્ય આપોઆપ સ્હમજાશે.

કુંજ—બરોબર છે, રાવસાહેબ. આપને વૃદ્ધાવસ્થામાં અમારે ખાતર શ્રમ લેવો પડશે.

ઢોંડુપત—બ્હેન, અમારા ધણા વર્ષના સંસ્કારથી આ લાઇન રમી રહેલી છે પ્રભુ સેવા એ અમારા જેવાને કઠિન છે. ગુરૂશ્રીએ સ્હમજીનેજ મને તમારી જોડે મોકલ્યો છે. જેથી મારે આ કામમાં મદદ કરવીજ જોઇએ.

આ પ્રમાણે વાત થયા બાદ, તેઓએ ઢોંડુપંતના મત પ્રમાણે અજમેર રહેવા ઇરાદો રાખ્યો, અને જલ્લાલુદ્દિનને ખબર કહી. આથી એ દંપતી બહુ પ્રસન્ન થયાં. ફીલીપ નાચવા ને કુદવા લાગ્યો.

ઢોંડુપંત—પ્રોફેસર સાહેબ, આ દંપતી તમારે ત્યાં રહે છે, એ વાત ગુપ્ત રાખજો. ફીલીપ બોલી દે નહીં એમ સૂચના આપજો. કારણ ગાફેલ રહેવા જેવો સમય નથી.

તે દિવસે બપોરના પેપરોમાં ભજગોવિંદની પહેડી તથા તેની જુદા જુદાં ગામની શાખાઓ ભાગ્યાની વાત ચર્ચેલી હતી. જેમાં નિર્મળગામના ખબરમાં, "મધુકરના આશરે લાખ રૂપિઆ પહેડીમાં દબાયા" એમ છાપેલુ હતુ.

"સહમજ્યા, મધુકરભાઈ," દ્રોપદીએ 'કટીંગ' કાપી લેતા કહ્યું.

"તમારા લાખ રૂપીઆની વાત છપાવવામા તમારા દુશ્મનનો હેતુ છે. ખેર, પ્રભુ સહાય કરશે."

તે રાતે રૂષિકેશથી તાર આવ્યો. તેમા 'ભગવતી ત્યાં પહોંચી ગઇ છે, પણ બીમાર છે. પણ કર્ત્તવ્ય કર્મમાં ચુકશો નહી, ને આ બ ી ફીકર રાખશો નહિં,' એવું લખ્યુ હતું.

' ' , હવે મને નિવૃતિ છે," મધુકરે કહ્યુ. "આપણે બધા હયાત છીએ એટલે વિશેષ કાઇ જોઇતુ નથી. હે કૃપાળુ પ્રભુ! આ વિપત્તિ સહન કરવાનું ધૈર્ય આપજે."

તે રાત્રિએ મધુકર તથા કુંજબાલાએ ખરા અંતઃકરણથી ઇશ્વરની પ્રાર્થના કરી. બીજે દિવસે સહવારની ટ્રેઇનમા દ્રોપદી નિર્મળ ગામ ભણી વિદાય થઇ ગયો.

---

# પ્રકરણ ૧૯ મું.

## સંન્યાસી.



ઢોંડુપંતે સંન્યાસીનો વેષ ધારણ કર્યો હતો. ઝોળીમાં તેણે ધંધાને લગતાં બધા સાધનો રાખ્યાં હતા. વૃદ્ધાવસ્થાએ તેના આ વેષમાં સારી મદદ કરી હતી. તે ઘણો ગંભીર જણાતો હતો. કૃપાનાથ, મૃત્યુ સમીપ આવ્યુ, છતાં આ ધંધો પાછો ગ્રહણ કરવો પડે છે, એ તારી ઇચ્છાની બલવત્તરતા જણાવે છે. ઉપાય નથી. સાધુ કુટુંબને પાયમાલ કરનાર દુષ્ટ જનને ખોળી કહાડવોજ જોઇએ. સહાય કરજે, અશરણ શરણ પ્રભો, દીનબંધો," એમ મનમાં વિચાર કરતો હતો. પ્રભુની પ્રાર્થનાનો અભ્યાસ તેને ચિદાનંદ ગુરૂની સતત સેવાના ફળનુ પરિણામ હતુ. પહેલા તેણે કદી પ્રાર્થના કરી ન હતી. દરેક ગુન્હો પકડવાની મારામા શક્તિ છે: એમ તેની માન્યતા હતી. પણ હવે તેને ઇશ્વર ઇચ્છા બલીયસી છે એમ ખાત્રી થઇ હતી. પરંતુ મનુષ્યપરીક્ષા, ગુન્હા પકડવાની શક્તિ, એનામાં એની એ હતી; બલ્કે, વિશેષ ખીલી હતી.

તે નિર્મળગામ આવી પંહોચ્યો, અને ત્યાંના પોલીસ અમલદારને મળ્યો

"મીસ્ટર, તમે મારૂં નામ તો સાંભળ્યુ હશે. હું ઢોંડુપંત પોતે છુ, અને તમારા ખાતામાં પહેલાં હતો," તેણે ધીરેથી કહ્યુ.

પોલીસ અમલદાર તુરત ઉભો થયો, અને નીચા વળીને, સલામ કરી, પછી ખુરશી આપી. ઢોંડુપંતે બેઠા પછી પોતાનો પરવાનો બતાવ્યો. આવો મોટો અમલદાર પોતાને ત્યાં આવ્યો જોઈ પોલીસ અમલદાર પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યો. 'અહોહો સાહેબ, આપે તસ્દી લીધી. અમારા સરખું કામકાજ હોય તો ફરમાવજો," તેણે કહ્યું."

"ભાઇ, તે બોલ્યો," તમારૂંજ કામ છે. આ ગામમાં ભગવતી મૈયાનો આશ્રમ બળી ગયો તેના સંબંધમાં પોલીસ રીપોર્ટ શું છે? મારે ગામગપાટા નથી જોઇતા. મારે ખરો પોલીસ રીપોર્ટ જોઇએ છીએ.'

તે ઉઠયો. તેણે એક પોકેટ બુક કહાડી; ને વાંચીને કહ્યું, "સામાન્ય રીતે એમ માન્યતા છે કે દૈવકોપ છે, પણ ખરી વાત એમ છે કે કોઈ દુષ્ટ બદમાશે પુષ્કળ પૈસા વેરી, આ કામ કરાવેલું છે. બદમાશ એવો શ્રીમાન્ છે કે સાબીત થવું મુશ્કિલ છે."

ઢોંડુપંતે તે નોધી લીધું. "કૃપા કરી ચાર ભરોંસા લાયક માણસ મને આપો. જેની મદદથી મારે તે દુષ્ટ શ્રીમાન્ માણુસને ખોળી કહાડવો છે."

"સાહેબ," તેણે કહ્યું, "આપ ચોવીસ કલાક રાહ જુઓ તો સારૂ. હું એવાં લાયક માણસ મંગાવી આપીશ."

"ઠીક છે, એમ કરો," એમ બોલી તેણે સ્મિત કર્યું. પછી તે ત્યાથી ઉઠયો, અને ભગવતીના આશ્રમ ભણી ગયો.

નિર્મળગામમાં આ આશ્રમના બળી જવાના બનાવથી હાહાકાર થઇ ગયો હતો. આશ્રમની લક્ષ્મી કયાં ગઇ, આશ્રમના માણુસો કયાં ગયાં, એમ સૌ કોઇ કહેતું. તેમનો પત્તો સરખો નહતો. જે ભવ્ય ગૃહમંદિરમાં કેટલીક અનાથ બાલિકાઓ રહેતી. તે ભવ્યમંદિર બળીને પાયમાલ થઇ ગયું. મધુકરની પ્રયોગશાળા જો કે બળી નહતી, પણ તેનાં કિંમતી કાચના અને ધાતુનાં યંત્રો તુટી ગયા હતા. પુસ્તકો ઉપર 'એસીડ' પડવાથી બગડી ગયાં હતાં

ઢોંડુપંતે આ સ્થળ જોયુ ને નિઃશ્વાસ મુકયો. "અહાહા! પ્રભુ, કેટલું બધુ નુકશાન!" તેણે મનમાં વિચાર્યું. "ગુરૂચિદાનંદ કહે છે કે પ્રભુ જે કરે છે તે સારાને માટે. હું પ્રશ્ન પુછું છુ કે આમ આશ્રમ બાળવામાં પ્રભુની શી મરજી હશે?"

બે સ્ત્રીઓ વાતો કરતી ચાલી જતી હતી. "અલી મણી, આ કુંજડીના નાકનું ટેરવું હવે હેઠળ પડયું હશે, હો. મીજાજમાંને મીજાજમાં ચાલતી." એક બોલી.

"ખરૂ છે, છની," મણી બોલી; "એહંકાર તો રાજા રાવણના એ નથી રહ્યા, બ્હેન. એ બધાં બ્હેંકયાં હતાં, તે ભગવાને આપોઆપ ઠેકાણે આણ્યાં."

ઢોંડુપંત ચમકયો. "સ્હમજ્યો કૃપાનાથ," તે મનમાં બોલ્યો.

"ભગવતીમૈયા તથા કુંજનું અભિમાન તોડવા, દારિદ્રય શુ છે તે સ્હમજાવવા જ તમે તેમને આ સ્થિતિએ પહોંચાડયાં છે."

તે આમતેમ ફેરા ખાતો હતો, ને બધા દેખાવનો ચિતાર મનમાં ઉતારતો હતો. " આ સંન્યાસી ગાંડો હશે બાપા," એક લાડઘેલો છોકરો એના પિતાની આંગળીએ વળગીને જતો હતો, તેણે પ્રશ્ન પુછ્યો. " છાનું મર્ય, જયમતયમ બોલવુજ હમજ્યુ છે ?" પિતાએ ટપલી મારી, છણકો કરી કહ્યુ, જેના પરિણામમાં તે છોકરો રોયો. ઢોંડુપંતને તેની દયા આવી. ગુંજામાં દ્રાક્ષ હતી, તે છોકરાને આપી. પિતાપુત્રે પ્રણામ કર્યા, ને રસ્તે પડયા. પુત્ર બહુ પ્રસન્ન થયો હતો. " ષાધુમનિખ બહુ હારા દેખાય સે, ભાંણા " પિતા બોલ્યો. થોડી વારમા ત્યા એક મોટાર આવી પહોચી. તેમાંથી બે પુરૂષ અને બે સ્ત્રી હેઠળ ઉતર્યા.

" આતો પ્રેમરાય તથા તેનો મિત્ર ! શુ એમનો વૈભવ વધી ગયો છે ! "

ઢોંડુપતે વિચાર્યું. તે ન દેખે તેમ તેમની પાછળ એક ઝાડ તળે બેઠો. " ઘણું નુકશાન થયુ છે, મિત્ર," પ્રેમરાયે વિષ્ણુકુમારને કહ્યું. " સમય બળવાન્ છે, મનુષ્ય બળવાન્ નથી. "

શાંતા—પ્રથમ મધુકરભાઇ, કુંજબ્હેન, ભગવતી મૈયા વિગેરે ક્યાં છે તેની તજવીજ કરો, પછી બીજો વિચાર કરો, કેમ ખરૂં ને લક્ષ્મી બ્હેન !

વિષ્ણુ—મિત્ર, ગજબ થયો છે ! આવુ નુકશાન આવાં સાધુ જનોને ઘટે ? ભગવતી મૈયાનો રમણીય બાગ ચુંથાઇ ગયો છે, આશ્રમ બળી ગયો છે હા, દૈવ ! તું કરે તે ખરૂ.

લક્ષ્મી—લમણે હાથ મુકવો છોડી દઇ શાતા બ્હેન કહે છે તેમની તજવીજ કરો. બધાં હયાત છે કે કેમ ?

એટલામા ત્યાથી એક લાડા લોક પસાર થતા હતા. તેને વિષ્ણુકુમારે પુછ્યું, " મીસ્ટર, આ મકાનના માલેક કયાં ગયા છે ? "

" ખંડેરનાં માલેક કોણ, " તે મીજાજ કરી બોલ્યો. " કોણ જાણે કયાંએ ગયાં હશે, મરી ગયાં હશે, બળી ગયાં હશે. જેટલા ફાટયા હતા તેટલાં પડયા. "

તે રસ્તે પડયો. વિષ્ણુકુમારને ગુસ્સો ચ્હડયો.

" શુ દુનિયાં આવીજ છે ? બે આંખની શરમ છે. ભગવતી મૈયાં ને મધુકર જેવાં સાધુ ચરિતોનું પણ આ પ્રમાણે બોલાય છે ! તે મોટેથી બોલ્યો. એક ચાપલો માણસ ચાલ્યો જતો હતો, તેણે વિષ્ણુકુમારને બોલતાં સાંભળ્યો. " મહેરબાન, એ બધાં ડોળીને દભી હતાં, પડી હમજણુ. પૈસો ટકો હોય તેથી બમણો બોલાય. એ

તા સો હોય, ત્યા સહસ્ત્ર કહેવાય. બાકી બધાં ખાલી ખમ હતાં. લોકોના રૂપીઆ વ્યાજે લાવી, પૈસાવાળા છીએ એમ ડોળ કરતાં. તેમ કરતાં કાંઇ રહ્યુ સહ્યુ હશે તે ભજગોવિંદની પહેડી ભાગી તેમાં ગયું, એટલે અત્યારે તો પાયમાલ થઇ ગયાછે. સાહેબ, અમારા નિર્મળગામમાં એમની આ દશા થવાથી કોઇ દિલગીર નથી. બધા ખુશી છે, એ એમના અભિમાનનું પરિણામ છે." પ્રેમરાય તથા શાંતા સાભળ્યા કરતા હતાં. લક્ષ્મીદેવીની આંખોમાથી અશ્રુની ધારાઓ નીકળતી હતી. શાતા ગભરાયલી જણાતી હતી. તેમની પાછળ ઝાડ હેઠળ બેઠેલો ઢોંડુપંત માળા ફેરવતો હતો.

એક વાંકી વળી ગયેલી ડોશી હાથમાં લાકડી લઇ ધીમે ધીમે ચાલતી જતી હતી. "રામ, રામ, રામ," તે બોલી. "કેવાં સારા માણુસ. કોણ જાણે કીયા દુશ્મને વેર વાળ્યાં કે કિયાએ જન્મના પાપ ફુટી નીકળ્યાં ? બાકી આવાં પુણ્યશાળીને આવુ હોય ?"

"માજી," વિષ્ણુકુમારે પુછ્યુ, "મધુકર તથા કુંજબાલાનું શું થયું ?"

"કોણ જાણે ભાઈ, કોઇ કહે છે ગંગાજીમાં પડીને ડુબી ગયાં, કોઇ કહે છે કે હયાત છે, કશી ખબર નથી."

ડોશી ચાલવા માંડી.

મોટારમા બેસી ચારે જણાં ઘર ભણી વળવા માડયા. ઢોંડુપત ઉઠયો, અને મોટાર પાસે ગયો.

"કોણ પ્રેમરાય !" તે બોલ્યો.

પ્રેમરાય સ્તબ્ધ થઇ ગયો. વિષ્ણુકુમાર ચકિત થઈ ગયો.

શાંતાને લક્ષ્મીદેવી ગભરાયાં

"સાધુજનો, તમે મને ન ઓળખ્યો ?" તે બોલ્યો.

"કોણ રાવસાહેબ." શાંતા બોલી.

"ઓહોહોહા," પ્રેમરાય મોટારમાંથી ઉતરી સાષ્ટાંગ પ્રણામ કરી બોલ્યો, "આપ અહીં કયાંથી ?'

બાકીનાં ત્રણેજણાં મોટારમાંથી ઉતરી પડયાં ને પગે લાગ્યા.

"સાધુજનો, અહીં વાત કરવાનું સ્થળ નથી. કારણ દુશ્મનના જાસુસો ફરતા હોય એમ લાગે છે." તે બોલ્યો.

"ત્યારે પધારો આપ મારે બંગલે." પ્રેમરાય બોલ્યો.

ઢોંડુપંતે તે વાત કબુલ રાખી. ને પાંચે જણાં પ્રેમરાયને બંગલે જઈ પહોચ્યાં.

પ્રેમરાયનો નવો બંગલો ઘણો ભવ્ય ને સુંદર હતો. તદ્દન ઇંગ્લીશ ઢબથી તેને શણગાર્યો હતો. બારણા આગળ બે ચપરાશીઓ બેઠા હતા. આ બધાને જોઇને તેઓ ઉભા થયા, ને સલામ કરી.

ડ્રોઇંગરૂમના મધ્ય ભાગમાં ગોળ ટેબલની આસપાસ ખુરશીઓ ગોઠવી દેવામાં આવી હતી. સ્હામે હાંચકો લટકી રહ્યો હતો. જુદા જુદા પ્રકારના કોચ ત્યાં ગોઠવી દેવામાં આવ્યા હતા. ત્યાં સર્વે બેઠા. ફાવે તેમ ગોઠવાયા. થોડો વખત બધાં મુગાં રહ્યાં.

"રાવસાહેબ," વિષ્ણુકુમાર બોલ્યો. "આપ અહીં કયાંથી?"

ઢોંડુ—જે કારણસર તમે અહીં આવ્યા જણાઓછો, તેજ કારણ સર હું અહીં આવ્યોછુ.

શાંતા—રાવસાહેબ, મધુકર વિગેરે હયાત તો છે ને?

ઢોંડુ—હા, બ્હેન, હયાત તો છે. પણ પૈસે ટકે પાયમાલ થઇ ગયાં છે.

શાંતા—શું થયું તે તો કહો.

ઢોંડુપંતે અથથી ઇતિ બધો ઇતિહાસ કહી સંભળાવ્યો. બધાએ દિલગીર હૃદયે તે સાંભળ્યો.

ઢોંડુપંત—વધારે દિલગીરી તો એજ છે કે કાંતિલાલની જયંતિની આમંત્રણપત્રિકાઓ નીકળી ચુકી છે.

પ્રેમરાય થોડો વખત મૌન રહ્યો. પછી શાતાને બોલાવી એકાંતમા ગયો. દરમીયાન દુધના પ્યાલા અને ફ્રુટની તાસકો અણાવામા આવી હતી. થોડીવારે દંપતી આવી પહોચ્યાં. બાદ બધાંએ સાથે દૂધ તથા ફ્રુટ ખાધા.

"રાવસાહેબ," શાતાએ કહ્યું, "પ્રેમરાય અને હું એવા મતના થયા છીએ કે કાતિલાલની જયંતિ ઉજવવાની ધારી છે, તેજ રીતે ઉજવાવવી. ચિદાનંદગુરૂને અહી બોલાવવા મધુકર તથા કુંજબાલાના મિત્રો તથા સ્નેહીઓને બોલાવવા, અને બધાએ એકઠાં થઇ, એટલીજ ધામધુમથી જયંતિ ઉજવવી."

ઢોંડુપંત બહુ પ્રસન્ન થયો જણાયો. "તમારાં જેવાં સાધ્વી મિત્ર પત્નીની એજ ફરજ છે. પણ બ્હેન, સમારંભમાં ખરચ વધારે થાય છે. તેને માટે શુ ધાર્યું છે." તેણે પુછ્યું.

પ્રેમરાય—જી, એ બધુ ખરચ અમે કરીશુ.

ઢોંડુપંત—પાંચ સાત હજાર રૂપીઆ થવા સંભવ છે.

પ્રેમરાય—મેં દસ હજાર સુધીનો 'એસ્ટીમેટ' કર્યો છે.

ઢોંડુપત—બસ, હવે મારે કાંઈ વિશેષ કહેવાની જરૂર નથી. તમે પ્રથમ કામ એ કરો કે તમામ પેપરોમાં જાહેર ખબર એવી મતલબની આપી દ્યો કે "જો કે દૈવ કોપથી ભગવતી મૈયાનો આશ્રમ બળી ગયો છે, છતા કાતિલાલની જયંતિ ઉજવવી ધારી છે. માત્ર દિવસમા ફેરફાર થશે માટે સર્વે સાહિત્ય પ્રેમીઓએ તેને માટે તૈયાર રહેવુ. મધુકર, કુંજબાલા વિગેરે હયાત છે. અને તેઓ જયંતિની તારીખે બધાને મળશે. જે હવે પછી નક્કી કરવામા આવશે." તળે તમારી સહી કરવી.

પ્રેમરાય—જી, બહુ સારૂ. પછી ?

ઢોંડુ—તમે બન્ને અજમેર જલાલુદ્દિનને ત્યાં જાઓ, અને મધુકર, તથા કુંજબાલાને મળો. હુ અહીં મારા કાર્યથી પરવારી ચિદાનંદગુરૂ પાસે જઇ એમને બોલાવી લાવીશ. મી. વિષ્ણુકુમાર, તમે ને લક્ષ્મીદેવી અહીં રહી મંડપ બાંધવાની તૈયારી કરો. તેમા સાહિત્યમાં પ્રસિદ્ધિ પામેલાં મુખ્ય સ્ત્રી પુરૂષોની છબીઓ ગોઠવી દેવાની. મધ્યમાં કાંતિલાલની ભવ્ય છબી મુકવી. એક પડખે ચિદાનંદગુરૂની છબી, તથા બીજે પડખે સરસ્વતી દેવીની છબી ગોઠવવી.

વિષ્ણુકુમાર—જી, બહુ સારૂ.

પ્રેમરાય—વિષ્ણુકુમારને "મનેજમેંટ"ની બાબતમાં કહેવું પડે એમ નથી. આ બંગલો એમણે બંધાવ્યો છે. 'ફરનીચર' એમણે ગોઠવેલું છે. માટે એવી બાબતમાં વિશેષ કહેવુ પડે એમ નથી.

ઢોંડુપંત—ઠીક ત્યારે, આપણે એટલુજ જોઇએ છીએ. હવે મને રજા છે ?

શાંતા—જમ્યા વગર જવાય ? હમણા થોડીવારમાં જમવાનું થશે.

ઢોંડુપંત—બ્હેન, મને એક ક્ષણની નવરાશ નથી. મારે જે કર્તવ્ય છે એ મોટુ છે. તમારી ઇચ્છા છે તો જમીને જઇશ. પણ બીજી કોઇપણ પ્રકારની માંગણી ન કરશો. મિ. વિષ્ણુકુમાર, તમે તમારા કામમાં એક મીનીટ ન ગુમાવશો. રાત થોડી ને વેષ ઝાઝો છે. ચિદાનંદગુરૂ આજ્ઞા આપશે તે તારીખ નક્કી કરીશું. છતાં બધી તૈયારી કરી રાખવી.

શાંતા—હું જમણ તૈયાર કરાવવા બનતી ત્વરા કરૂં છું.

કલાકમાં બધાંએ ભોજન કર્યું; ને પછી પોતપોતાના કર્તવ્યમાં રોકાયાં.

---

# પ્રકરણ ૨૦ મું.

## ચંડીમાતાનો કોપ.



વીરપુરમાં ખિસ્કોલીશંકર શરૂઆતમાં ખુબ બીમાર થઇ ગયો હતો, પણ ધીમે ધીમે તેને આરામ થયો. માત્ર તેની જીભ અટકી ગઇ. હરખશંકર જોષીને ધાસ્તીનો તાવ આવ્યો, તેની જોડે મરડો લાગુ પડયો. બન્ને કારભારી મિત્રો એકદમ માદા થઇ જવાથી ચંડિકા માતાની ઝપટમાં આવી ગયા એમ મનાયું. ખિસ્કોલીશંકર જાણી તો ગયો કે મોહિનીદેવી એ બીજી કોઈ નહીં, પણ નર્મદા છે પણ તેની જીભ બંધ થઇ જવાથી, તેને તે નામ જણાવાની હિંમત ન ચાલી. તેણે સોગંદ લીધા કે કદી એનુ નામ ન દેવુ. તે બિમાર પડયા પછી બુરખો ઓઢીને એક સ્ત્રી થોડા દિવસમાં તેની પાસે આવી પહોચી. "ખિશ્કોલીશંકર," તે બોલી, " તું મને ઓળખી તો હશેજ. જો તારે જીવતા રહેવુ હોય તો મારૂ નામ કદી ન દઇશ. મારામાં એવી શક્તિ છે કે જે ઘડીએ તારા મુખમાંથી મારૂં નામ નીકળ્યું, કે તારા હાથથી મારૂં નામ લખાયું કે તેજ ઘડીએ તારૂ માથુ તારા શરીરથી જુદું કરી દેવામાં આવશે."

ખિસ્કોલીશંકર બોલી શકતો નહતો. ભયથી તેનું અંતઃ કંપતું હતુ. તે સ્ત્રી તેના સ્હામુ તાકીને બેસી રહી હતી. તે કોઈ નહી પણ મોહિનીદેવી હતી. તેણે આગળ બોલવુ શરૂ કર્યું. "તારી ડહાપણુ ડોળવાની ટેવ ગઇ નહીં તેમાજ તારાં પાપનો ભોગ તું થઇ પડયો. છતાં, તારી ગરીબ દશા ઉપર મને દયા આવે છે. જો તું મુગો મરી રહીશ, તો જીવીશ ત્યા સુધી તને મહિને ત્રીસ રૂપીઆ મળ્યે જશે."

ખિસ્કોલીશંકરે ઇશારત કરી સૂચવ્યું કે પ્રાણાંતે પણ હું કદી તમારૂં ખરૂં નામ નહી આપુ. આજીવિકા બાંધી આપવા માટે ઉપકાર માન્યો.

" તને ખાત્રી છે, ખિસ્કોલા, કે હરખશંકર નથી જાણતો ?" તેણે પૂછ્યું.

ઇશારતથી તેણે હકારમાં ઉત્તર આપ્યો. એના ઉત્તરથી સંતોષ

ન પામી, તે હરખશંકરને ઘેર ગઇ. તે બિચારો મરડાની વ્યાધિથી પીડાતો હતો ત્યાં તે ગઇ. ' ભાઇ, તે રાત્રિએ ખિસ્કોલીશંકરે શું દીઠું હતું ?" તેણે પુછ્યુ.

" માવડી, તુ જે હોય તે અહીંથી પધારીજા. હું જે વાત ભુલવા માગું છું, તે વાત તુ પાછી કયાં સંભારે છે ?" તેણે કહ્યું.

' પણ તમે જોયું શું ?" તેણે પુછ્યું.

" સાક્ષાત્ ચુડેલોનો તથા ભૂતનો આશ્રમ, " તેણે ઉત્તર દીધો.

" લોક કહે છે કે ચંડિકા માતાનો તમારા બે ઉપર કોપ થયો છે. " તે બોલી.

હરખ—લોકને માનવાને સબળ કારણ છે. કારણ ચંદુલાલ શેઠની ઉજાણીમાં અમે સારી પેઠે મારી ખાધુ હતું. જેથી માતાજીને કડ્ડુ પડયુ હોય.

" ઠીક, ભાઇ. " એમ બોલી મોહિનીદેવી રસ્તે પડી.

હરખશંકર બબડયો, " બલા ગઇ, રાં... ડાકણ જેવી કોણ જાણે કયાંથી અહીં આવી હતી. સ્ત્રીઓને એવીને એવી પંચાત. " પેટમા ચુંક આવવાથી તે બરાડી ઉઠયો, " બાપરે, મરી ગયોરે, મને કાંઇ થાય છેરે, મારાથી રહેવાતું નથીરે બાપ, મારી શી વલે થશે ?"

થોડીવારમા મોહિનીદેવી એક પડીકુ લઇને પાછી આવી."મહારાજ, આ દવા ખાઇ જાઓ. તમને આરામ થઇ જશે. ને લ્યો આ દક્ષણા આરામ થાય ત્યા સુધી તમે ઘેર સુઈ રહેજો." તેણે એક ચીથરે બાધેલી દક્ષણા તથા પડીકા આપા હરખશકરને પીડ બહુ આવતી હતી. તેણે પડીકી ઉઘાડી દવા ખાધી કે તુરત તેના પીડ બધ થઇ ગઇ. તેણે ચીથરી ઉઘાડી તો અંદરથી બે સુવર્ણ મ્હોરો નીકળી. તથા એક ચીઠ્ઠી હતી. તેમાં નીચે પ્રમાણે લખ્યુ હતુ —

" જોષી મહારાજ, હું માતાજીની જોગણી છુ. ખુંધો ખીસ્કોલીશંકર માગ રથ તળે આવી ગયો છે, માટે મુગો ને ચિત્તભ્રમ થઇ ગયો છે એના બોલ્યા રહામુ કોઇએ જોવુ નહીં ને એનુ બોલ્યુ માનવુ નહીં. તમે બચી ગયા છો, પણ માતાજીની સેવા કરજો. ચંદુલાલ શેઠ તથા હિરાગૌરી ઉપર પણ માતાજીનો કોપ થયો છે. જેનુ પરિણામ બેચાર દહાડામાં જણાશે. એ પરિણામ જણાય ત્યાં

સુધી આ વાત બ્હાર ન પાડશો. ત્યારપછી મારી આજ્ઞા છે કે આખા ગામે પોતાને પૈસે કરીથી માતાની ઉજાણી કરવી. જેમા ચંદુલાલ શેઠ તથા હિરાગૌરીએ માતાજી પાસે નાક લીંટી તાણી, માફી માગવી."

જોષીએ ચીઠી વાંચી. તેને કંકુ છાંટી દેવ મંદિરમા પધરાવી. તેણે જોગણીની ખોળ કરી, પણ તે તો કયારનાએ અંતર્ધાન થઇ ગયાં હતાં. પેટમાં આવતી પીડ મટી ગઇ, અને બે સોનામ્હોરો હાથમા આવી એટલે હરખશંકર ટટાર થઇ ગયો.

ઉપલા બનાવને બે દિવસ ન થયા ત્યાં ભજગોવિંદની પહેડી તુટી. જેમા ચંદુલાલ શેઠની તમામ મિલ્કત ગઇ. શેઠને ત્યા લોકોએ પસા મુકેલા તે લેવાને માટે તેઓએ તેની દુકાન ઉપર દરોરો પાડયો. પરિણામમા ચંદુલાલને દેવાળુ કહાડવુ પડયુ. તે તથા હિરાગૌરી પડોશીના ઘરમાં ભરાઇ ગયા; લોકોએ અરજી કરી, જેથી શેઠના ઘર ઉપર, બંગલા ઉપર, ગાડીઘોડા ઉપર, મોટાર ઉપર ટાંચ આવી. આમ તડાકામા ચંદુલાલ શેઠ તથા હિરાગૌરી શ્રીમંતાઇની ટોચ ઉપરથી ગરીબીમા આવી ગયાં. તેમણે તેમના મિત્ર ચમન પટેલને ત્યાં મુકામ કર્યો. ચમન પટેલ ઘણો પકો હતો. તે પોતાના જે થોડાં ઘણાં નાણાં હતા તે સરકારી સેવીંગ્સ બેંકમા રાખતો. જેથી આવા કટાકટીને પ્રસંગે તેનાં નાણાને અડચણ ન આવતી તેણે ચંદુલાલ શેઠ તરફથી લોકોને ઘણી ધીરજ આપી કે થોડા દિવસ રાહ જુઓ, શેઠ પએ પૈ ચુકવી આપશે. પણ લોક જંપ્યાજ નહીં. તેમણે શેઠનાં ઘર, ગાડી, વાડી, વગેરા બધુ વેચાવી દીધુ, ને કાળા પડતા નાણા વ્હેચી લીધા. અલબત, આ બધુ થતા ઘણો સમય ગયો, પણ ચંદુલાલ શેઠ એકદમ દારિદ્રયમાં આવી ગયો

પહેડો તુટયાને બે દિવસ ન થયા ત્યાં તો હરખશંકર જોષી માતાજીનાં વચનો આખા ગામમાં કરી વળ્યો ઘેર ઘેર ફરીને જોગણી વાળી વાત કહી આવ્યો. લોકોએ પહેડો પણ પ્રત્યક્ષ દીઠા. ચંદુલાલ શેઠ પાયમાલ થઇ ગયો. ખિસ્કોલીશંકર બોબડો થઇ ગયો, એ લોકોએ નજરે જોયું. કોઇએ એ વાત માની, કોઇએ ન માની, પણ શહેરના તમામ લોકોએ ઉજાણીનો દિવસ તુરં નક્કી કર્યો.

તે દિવસે ઉજાણી ઘણા આનંદથી લોકોએ કરી ચંદુલાલ શેઠ ગાલ

ઉપર તમાચો મારી મ્હો લાલ રાખી, ઉજાણીમા આવ્યા હતા. હિરાગૌરી પણ આવી હતી. પણ તે દિવસના ને આજના વૈભવમા આસ્માન જમીનનો ફેર હતો. ચંદુલાલ શેઠ હાથે ચુડી પહેરી હતી. ગામના મુખ્ય શેઠ તરીકે લોકોએ તેની પાસે તે આગ્રહપૂર્વક પહેરાવી હતી. માતાની આરતી થઇ તે વખતે તેણે ચુડી માતાજીની આગળ ધરી; ને સાષ્ટાંગ દંડવત કર્યા. હિરાગૌરીએ પણ માતાની માફી માગી. લોકોએ ચંડિકા માતાની 'જે' બોલાવી. શેઠ શેઠાણી ત્યાંથી ચાલ્યા ગયા. તેમના સ્હામુ પણ કોઇએ ન જોયું. હિરાગૌરી ઘેર જઈ રોઈ પડી. "બાપરે, હવે અમારૂં શું થશે? કયાંથી પુરૂ કરીશુ,' રોતે રોતે બોલી ચંદુલાલ શેઠ લમણે હાથ મુકી બેસી રહ્યો હતો.

ઉજાણીમાં હરખશંકર જોષી "મ્હોટા માણસ" થઇ પડયો હતો. તેની પાછળ સ્ત્રી પુરૂષોનું ટોળું ફરતું હતુ. તેમાના કોઇને તે પ્રસન્ન કરતો તો કોઇને તરછોડતો. ગામના લોકની હિંમત સ્ટેશન ભણીના નટવરચરણવાળા બંગલા તરફ જવાની થતી નહતી. ખિસ્કોલીશંકરને મીયાનામાં બેસાડીને મતાજી પાસે લાવવામા આવ્યો હતો. તેને પગે લગડાવી ઘેર મોકલી દીધો હતો.

ઉજાણી પુર જોશમાં જામી હતી, ગરબા ગવાતા હતા, ત્યાં ઢોંડુપંત પોલીસ અમલદારના વેષમા આવીને ઉભો હતો. વગર પુછે લોકોની વાત ઉપરથી ઉજાણું'ની હકીકત તેણે જાણી. 'હરખશંકર પાસેથી એ માતાજી વાળી ચિઠ્ઠી આપણે જોવી જોઇએ." તેણે વિચાર કર્યો. હરખશંકર મળે શેનો? લોકો જોડે વાત કરતાં પરવારે ત્યારેને?

એક કલાક તે તેની પાછળ ફર્યો, પણ પત્તો ન લાગ્યો તેણે શિશોડી વગાડી. ચાર પોલીસ અમલદાર આવીને હાજર થયા. 'હરખશંકરને મારી પાસે આ ઘરમા લાવો, હું ત્યા બેસું છુ." એમ બોલી તે પડખેના ઘરને ઓટલે બેઠો." થોડી વારમા તેઓ તેને પકડી લાવ્યા.

"કેમ મહારાજ, રાહ જ્હડી છે કે શુ," ઢોંડુપંત કટાક્ષથી બોલ્યો. "ખરી હકીકત શી છે?"

જોષીએ ખરી હકીકત કહી સંભળાવી. "મને એ ચીઠ્ઠી મળવી જોઇએ." ઢોંડુપંત બોલ્યો

" એ ચીઠ્ઠી તો મેં દેવમંદિરમાં પધરાવી છે, તે કદી ન આપું." જોષીએ બોલી નાખ્યું.

ઢોંડુપત—મહારાજ, મારે તે જોઇતી નથી, વાચવી છે. એટલું તો કરશોને ?

જોષી – હાજી.

એમ બોલી જોષી એના ઘર તરફ ગયો. ચારે અમલદાર એની પાછળ હતા. ઘેર જઇ થોડીવારમા તે લઇ આવ્યો. ઢોંડુપંતે તેની નકલ કરી લઇ, જોષી ન સ્હમજે એમ કંકુ લગાવી નકલ તેને આપી, ને અસલ પોતાની પાસે રાખી.

" મહારાજ, ક્ષમા કરજો, તમારા જેવા બ્રાહ્મણને અમે તસ્દી આપી તેને માટે. લ્યો તમને દક્ષણા, " એમ બોલી ઢોંડુપંતે એક સુવર્ણ મ્હોર તેને દક્ષણા તરીકે આપી.

હરખશંકરનો ક્રોધ સુવર્ણ મ્હોરનો સ્પર્શ થતાં ઉતરી ગયો. ઢોંડુપંતે ફાસલાનીને બધી હકીકત, પહેલી તથા બીજી ઉજાણીની જાણી લીધી. પછી તે ખિસ્કોલીશકર પાસે ગયો. તેની લાચાર સ્થિતિ જોઇ તેને દયા આવી. આ વખતે તેણે તેને ઝાઝો ન છેડયો. તે રાત્રિએ તેણે નટવરચરણ ને મોહિનીદેવીના ઘરની ચર્ચા જોવા ધાર્યું.

---

## પ્રકરણ ૨૧ મું.

### રાત્રિચર્ચા.



મધ્ય રાત્રિ થઇ હતી, ટેબલના સ્હામી ખુરશીઓ મુકવામાં આવી હતી અને તેના ઉપર જુદા જુદા પ્રકારની વાનીઓ તથા વાઇનગ્લાસ અને દારૂની શીશીઓ ગોઠવી દેવામા આવી હતી. વિજળીની બત્તી બળી રહી હતી. વીરપુરના બંગલામાં નટવરચરણ, મોહિનીદેવી તથા વ્રજવાસિની બેઠાં હતા. મોહિનીદેવીના નયનમા આનંદ ઉછળી રહ્યો હતો. " મારા નટવર, હવે એકજ કામ બાકી રહ્યુ છે. [illegible] એ કજીની [illegible]માં મારી કટાર ખોંચી દેવી. " તે બોલી.

નટવર—ધીમે ધીમે બધુ થશે. વ્રજવાસિની, તુ બનારસ જવા ધારે છે, પણ અમારાથી તને જવા ન દેવાય. અમારૂં રહસ્ય તે જાણ્યુ છે, તો હવે અમારી જોડેજ રહેવુ પડશે. બાબુ વિનોદચંદ્રને અમારે તાર કરવો પડશે કે તું મરી ગઇ છે.

વ્રજ—જી, એમ મારાથી શી રીતે બને ?

નટવરચરણે ચાબુક લીધો, અને એક બે ચાબુક લગાવી દીધી.

વ્રજ—માફ કરો. મને મારશો નહિ. હુ તમે જે કહેશો તે કરવા તૈયાર છુ.

મોહિની—નહિ તો આ પીસ્તોલ દીઠી છે ? એક તડાકે તારા પ્રાણ લેશે.

વ્રજવાસિની રોઇ પડી. ક્યાં બાબુના ઘરની સમૃદ્ધિ અને ક્યા આ દુર્દશા !

વિનોદચંદ્રના તાર ઉપર તાર આવતા કે વ્રજવાસિનીને મોકલી આપો. પણ આમની દાનત મોકલવાની ન હતી.

"જીંદગી પર્યંત તારે ઇલોરાની ગુફાવાળી અમારી ઝુપડીમા રહેવુ પડશે, સ્હમજી." નટવરચરણ બોલ્યો. "મારો ઇરાદો તને ઠેર કરી નાખવાનો છે. પણ આ મોહિનીદેવી તેમ થવા નથી દેતી.

"તેમ કરો તો બહુ સારૂં. મારાથી આ દશા ખમાતી નથી. મારૂં સર્વસ્વ ગયું. મેં શુ કામ મોહિનીદેવીનુ રહસ્ય જાણવા ઇચ્છા બતાવી? થયુ તે થયુ. તેમાં હવે આપણું કાંઈ ચાલે એમ નથી," તે બોલી.

"વ્રજવાસિની," મોહિનીદેવી બોલી, "તારી જીંદગી મારે લીધે બચે છે. તને ખાવાપીવાની બધી અનુકુળતા કરી આપવામા આવી છે. ચાલ, આ ટેબલ ઉપરથી સારી સારી ચીજો ખા. દારૂના ગ્લાસ ઉપાડય. જો તને પ્રિય એવુ આ માંસ રાંધેલું છે, જેની ખોરમથી મારા મોંમા પાણી આવે છે.

વ્રજ—જી, તમે બન્ને ખાઓ, મારે નથી ખાવું. મારા મોંમા કાંઇ પેશી શકે એમ નથી.

નટવર—હવે, ખાની છાની માની. અહીં વળી ડહાપણ શુ ? અહીં મોહિનીમાં ને તારામા કોણ્યુ ભેદ ગણ્યો છે. ખાય છે કે નહી, નહીં તો ચાબુક લગાવું ?

વ્રજ—જી, ખાઉં છું.

મોહિની—નટવર, એ ખાઇ લે એટલે એને ઇલોરાની ગુફા ભણી વિદાય કરી દ્યો. પછી આપણું કામ શરૂ થાય. હવે મારે કું-જડીને ખોળી કહાડવી છે.

વ્રજવાસિની મનમા વિચાર કરતી હતી. "ઇર્ષ્યાથી મારે આ સ્થિતિ ભોગવવી પડી. સાધુજનોના સુખમાં ભંગ પાડનાર મારા જેવી અધમ કુલટાની કેવી નઠારી દશા થઇ છે. એક ફેરી આ કુલટાના પં-જામાંથી છુટું તો બધુ રહસ્ય તોડી દઉ, ને સાધુચરિતોને બચાવુ. પણ ફસાઇ પડી છું, પ્રભો વિનોદચંદ્ર બાબુ જેવાનો સહવાસ, સલાહ, મને ન ગમી, તે હું આ નટવરચરણના દુષ્ટ સપાટામાં આવી ગઈ છું."

વાસામા એક ચાબુક પડયો. "કેમ શા વિચાર કરે છે?" મોહિનીદેવી બોલી.

"બ્હેન," વ્રજવાસિનીએ રોતે રોતે કહ્યુ. "ચાબુકના કરતાં તમારી કટારથીજ મારો જીવ લ્યોને. એટલે તમારે દેખવુએ નહીં, ને દાઝવુએ નહીં."

નટવર—હા, મોહિની હું તને કહેવુ ભલી જાઉં છું, આજનું પેપર તે જોયુ.

પ્રેમરાય સમારંભ કરવાનો છે એવી જાહેર ખબર છે.

મોહિની—જોઉં જોઉં, ત્યારે તમે તે તો બતાવતાજ નથી.

નટવર—લે, આ ન્યુસપેપર.

મોહિની ન્યુસપેપરમાં આવેલી જયન્તિ સંબંધીની નોટીસ બે ગારવાર વાંચી ગઈ. તે ક્રોધથી લાલ થઇ ગઇ હતી.

"નટવર, આપણી બધી મહેનત છુટી પડી છે. જો એ બધાં હયાત હોય, ને એવોને એવો સમારંભ થાય, તો આપણે પાછાં પડયાં ગણાઇએ." મોહિની બોલી.

નટવર—હું પણ એજ વિચારમાં છુ તેટલા માટે આ બલાને એક ફેરી પતવી દીધી હોય તો નિરાંત થાય. પણ તારી મરજી એને જીવતી ઘોરમા નાંખવાની હોય તો ઠીક છે. ચાલરે, એઇસ. કપડા પહેરીને તૈયાર થા, તારા પ્રેમલા વરને તારા મરણની ખબર આપી દીધી છે. હવે તારે ઘોરમા જવાનું છે. ત્યાં સખણી રહેજે, સ્હમજીકે."

વ્રજવાસિની થરથર ધ્રુજતી હતી. નટવરચરણે પાછી એક ચાબુક લગાવી દીધી. પછી તેણે એક તાળી પાડી. તુરત એક ઓવરકોટ ઓઢેલો માણસ આવ્યો.

"સાંભળ, એ બદમાશ !" નટવરચરણ બોલ્યો, "આ સ્ત્રીને આપણી ઇલોરાની ગુફામા રાખવાની છે. ખાવાપીવાની સગવડ તારે કરી આપવાની છે, કાંઈ નાસે નહીં એમ સરત રાખવી."

તે માણસે સલામ કરી. તેનાથી બોલાતું ન હતુ. તે કાંતો મુગો હતો કે કાંતો નટવરચરણે જીભ ખેંચી કહાડી હતી.

"ચાલ ત્યારે લઇજા એકદમ." મોહિનીદેવી બોલી.

યંત્રના પુતળાની માફક વ્રજવાસિની તેની પાછળ ચાલી. પાછી જોરથી એક ચાબુક નટવરચરણે તેને ખેંચી કહાડી. "બાપરે, મરી ગઇરે." એમ બુમ પાડી, તે રડી પડી.

"ચુપ રહે શં......... કુલટા." મોહિનીએ પિસ્તોલ બતાવી કહ્યુ.

બહાર એક મોટોર ગાડી તૈયાર હતી. તેમાં વ્રજવાસિની અને મુગા માણસને બેસાડી તેણે એક તાળી પાડી તુરત મોટોર હાંકનારે મોટાર ચલવી. વ્રજવાસિની અર્ધમૂર્છિત સ્થિતિમા હતી.

નટવર—મોહિની, તે એને મારી નાખવા નથી દીધી એ ભુલ કરી છે.

મોહિની—અરે, નટવર; એ બિચારી ભોળી હતી. મારા તરફના સદ્ભાવને ખાતર ફસાઇ.

નટવર—કુંજ તરફની ઇર્ષ્યાને લીધે ફસાઇ એમ કહેને.

મોહિની—દિલ્હી અને નિર્મળગામની વચમા કુંજ વિગેરે હશે. માટે વગર વિલંબે આપણે એમની તજવીજ કરવી જોઇએ

નટવર · કયા અથડાઈશુ હવે. મને તો એમજ થાય છે કે હવે આપણે મુબાઇવાળા મકાનમાં રહેવુ.

મોહિની—કુંજને ઠાર માર્યા વગર મારો કિન્નો વળે એમ નથી.

નટવર—ઠીક, ત્યારે; કાલની ટ્રેઇનમા પ્રથમ આપણે અજમેર જઇશુ.

નટવરચરણ અને મોહિનીદેવી વચ્ચે થયેલી વાત, તેમ વ્રજવાસિનીને ઇલોરાની ગુફામાં મોકલી દેવાનો બનાવ ઢોંડુપંતે નજરોનજર જોયો હતો

તેણે પોતાના સાગ્રીતોમાંના બેને વ્રજવાસિનીની મોટાર પાછળ મોટારમાં દોડાવ્યા હતા. અને વ્રજવાસિનીને પકડીને નિર્મળગામમાં એક ગુપ્ત જગ્યામાં રાખવા સૂચના આપી હતી. તેમ બે માણસને નટવ રચરણ તથા મોહિની.દેવીની પાછળ રહી તપાસ રાખવા સૂચવ્યુ હતુ.

ઢોંકુપંત હાલમાં વાનપ્રસ્થ જીવનમાથી એક મ્હોટા ગુન્હાની શોધમાં છે એમ પોલીસ ખાતાના વડાઓને ખબર પડતાં તેને જે જોઇએ તે આપવા, ને જેવા પ્રકારની મદદ જોઇએ તેવા પ્રકારની મદદ કરવા દરેક પોલીસ અમલદારને તેમના તરફથી સૂચના મળી ગઈ હતી.

વ્રજવાસિનીને લઇને મોટાર દોડતી જતી હતી. તેની પાછળ તેટલાજ જોરથી એક બીજી મોટાર જતી હતી. તેની ચારે બાજુ પોલીસના સ્વાર દોડતા આવી પહોંચ્યા. છતા મોટાર ઉભી રહેતીજ ન હતી. છેવટ તેઓએ ખાલી બંધુકના બ્હાર કર્યા, એટલે મોટાર ઉભી. ઢોકુપંત પાછળ ત્રીજી મોટારમાં આવી પહોંચ્યો.

વ્રજવાસિનીને શુ થાય છે તેની સ્હમજણ પડતી ન હતી. ઢોંકુપંતે તેને ધૈર્ય આપ્યુ.

" બ્હેન, એક કસાઇના હાથથી તને અગે છોડાવી છે. માટે ધૈર્ય રાખ્ય. મારે તારી મદદની જરૂર છે," તેણે કહ્યુ.

વ્રજવાસિનીથી કાઇ બોલી ન શકાયુ. તેણે પાણી માગ્યુ ઢોકુપતે પાણી પાયુ, તથા શક્તિ આવે એવી દવા આપી.

" બ્હેન, તુ કોણ છે ? ' ઢોકુપત બોલ્યો

" પ્રથમ તમે કોણ છો તે મને કહો. પછી મારો ઇતિહાસ કહીશ. કારણ મને તેની પિસ્તોલની બ્હીક બહુ લાગે છે," તેબોલી.

" બ્હેન, " તે બોલ્યો, " તુ ઇલોરાની ગુફામાં નજરકેદ પડવાની હતી. ત્યાંથી મેં તને બચાવી છે. જીંદગી સુધી તું માણુસ જાતનું મુખ ન જોઇ શકત એવી તું કમનસીબ સ્થિતિમા આવીપડી છે. માટે પિસ્તોલથી તારે ડરવાનું કાંઈ કારણ છે ? "

" અહો, ' તે બોલી, " તમે મને ઈશ્વરી મદદરૂપ છો. હુ કેવા મહાન્ પદેથી પડી છું તેનો તમને ખ્યાલ હોય તો, નક્કી મારી દયા આવ્યા વગર રહે નહીં. "

" બ્હેન, " તેણે કહ્યું, " ઇશ્વર સર્વને સહાય કરશે. તુ કોણ છે ? "

" જી, " વ્રજવાસિની બોલી, " હુ કાશીના મ્હોટા જમીનદાર બાબુ વિનોદચંદ્ર ભૂષણની સ્ત્રી છું "

ઢોંપંત—તમે આ દુષ્ટોના પંજામા શી રીતે આવ્યા ?

વ્રજ—કેવળ કુંજબાલા તરફ ઇર્ષ્યાનુ પરિણામ. શિવ, શિવ, ઇર્ષ્યાને વશ થતાં હુ કેવી અધમ દશાએ આવી પહોંચી છું.

ઢોંડુ—બ્હેન, કાઇ નહીં. તમારૂં હૃદય નિખાલસ છે, એટલે કાઇ વાધો નથી. તમે નિર્મળગામમા મેં નક્કી કરી રાખ્યુ છે તે સ્થળે ગુપ્ત રહેજો, તમને સર્વ પ્રકારની મદદ મળશે.

વ્રજ—ત્યા હું એ મોહિનીની તલવારનો ભોગ તો નહીં થઇ પડુને.

ઢોંડુ—બ્હેન તુ પોલીસના રક્ષણ તળે છે, કોઇની દેન નથી કે તે તને સતાવી શકે.

વ્ર—આપનું નામ શુ.

ઢોંડુ—બ્હેન, હાલ તે હુ કહી શકું એમ નથી. પણ હું મધુકર-ને કુંજબાલાનો પરમ મિત્ર છુ, એ નક્કી માનજે.

વ્રજ—ઇશ્વર તમારૂં કલ્યાણ કરો.

ઢોંડુપંતે વ્રજવાસિનીવાળી મોટાર નિર્મળગામ લઇ જવાની આજ્ઞા કરી.

" કોઇ પણ પ્રકારની લાલચથી લલચાયા તો મારો કોયડો તમને દુનિયાના કોઇ પણ ભાગમાંથી છોડશે નહીં, એ વાત યાદ રાખજો, " ઢોંડુપંતે કડક થઇને કહ્યુ.

પોલીસ અમલદારોએ નીચા વળીને સલામ કરી, ને મોટાર હાંકી મુકી.

---

# પ્રકરણ ૨૨ મું.

---

## અજમેરમાં.

---



પ્રોફેસર જલ્લાલુદ્દિન તથા અમીના, વિપત્તિમા આવી પડેલાં શ્રીમાન્ દંપતીની સારી બરદાશ લેતા હતાં. મધુકર તથા કુંજબાલા બહાર દેખાડાય તેટલુ ધૈર્ય બતાવતા. ન્હાનો ફીલીપ એમની પાસેની પાસે રહેતો. "મંજરીને બોલાવો ને કાકા," એમ તે વારંવાર કહેતો.

કુંજબાલાનું ધૈર્ય એકાંતમા ન રહેતુ. તે મધુકરને ખભે માથું મુકીને પુષ્કળ રોતી.

"અરે પ્રભો, અમારી આ દશા શી? ભગવતી કયા ગઇ? અપણા આશ્રમનું શું થયુ? આપણે આવી પરાધીન દશામાં ક્યાં સુધી રહીશું?"

તેના ઉત્તરમા ઉદાસ ચ્હેરે મધુકર શાંતિ રાખવા કહેતો. "કુંજ, વિપત્તિમાં પણ પ્રભુનો સારો આશય હોય છે. થોડા દિવસ પછી હું પેપરમા નોટીસ આપીશ; ને સો બસે રૂપીઆ મળશે તેનાથી કુટુંબ પોષણ કરીશ. પિતાશ્રી તો હરદ્વાર છોડીને આવવાના નથી. આપણે ત્રણજણ વચ્ચે, સો બસો રૂપીઆ ઓછા છે? એક ક્ષણમા આપણું સર્વસ્વ પાયમાલ થઇ ગયુ, તે દૈવકોપજ હુ સમજુછુ. વિપત્તિના સમયમા આપણે સતત ઇશ્વર સ્તવન કરવુ, કે તે સહાય કરે."

કુંજબાલાને ધીરે ધીરે શાંતિ વળવા માડી. તે કોઇ ફેરી અમીના જોડે, તે કોઈ ફેરી મધુકર જોડે ફરવા જતી

"આપણે ફીલીપને ઇંગ્લંડ મોકલવો છે. ત્યાં એને સીવીલીયન કરવો છે? કેમ ફીલીપ ઇંગ્લંડ જવું છે ને?" અમીના કહેતી.

ફીલીપ ખશીમા આવીને કુદતો. "મારી જોડે મંજરીને ઇંગ્લંડ મોકલશોને કાકી," તે પુછતો.

કુંજબાલા—ભાઇ, અમારો ઇરાદો મંજરીને ઇંગ્લંડ મોકલી "મીડવાઇફ"ની લાઇન શીખવવાનો હતો. તે ઉપરાત તેને યુરોપ, અમેરીકા, જાપાન વિગેરે દેશો દેખાડવાનો હતો. જોડે અમારે પણ

જવુ હતુ. પણ ભાઇ હવે તો' .......... ..તેની આંખમાથી અશ્રુ નીકળી પડતા.

એક દિવસ સ્હાંજના જલ્લાલુદ્દિને સાશ્ચર્ય પેપરમાં વાંચ્યુ કે " કાંતિલાલની જયતિ ઉજવવાની છે. ' તે વિભાગ મધુકરને બતાવ્યો.

"પ્રેમરાયે વળી આ વાત કયાં ઉપાડી. હવે અમારાથી જનસમાજમાં મુખ શી રીતે બતાવશે," કુંજબાલા બોલી.

જલ્લા—કેમ બ્હેન ! તમને આર્થિક નુકસાન થયું તેમા તમે કોઇ માણુસનો કાઇ ગુન્હો કર્યો છે ?

કુંજ—લોકો અમને ગરીબ કહેને ?

અમીના—તમને ગરીબ કોણ કહેનાર છે ?

મધુકર—ગરીબ કહેવાવુ એ કાંઇ લાંછન છે ? ગરીબ માણસો ઇશ્વરને પ્રિય છે.

કુંજ—પ્રેમરાયે કોને પુછીને આ પગલું ભર્યું હશે. આપણુને પુછવું તો હતુ.

મધુકર—આ સમય એવો છે કે જેમ થાય તેમ થવા દેવુ. સ્નેહીજનો આપણા હિત માટેજ કરતા હશે.

આ વાતને ત્રિજે દિવસે પ્રેમરાય તથા શાંતા જલ્લાલુદ્દિનને ત્યા આવી પહોચ્યાં. પ્રેમરાયે મદ્રાસી પોશાક પહેર્યો હતો, શાતાએ પારસી ફેશનમાં હતી. કાને મોઘાં હિરાનાં ઇયરરીંગ લટકતાં હતાં. શાંતા જો કે કુંજબાલા જેવી સુદર નહતી, છતા ટાપટીપ ને અલકારથી વધારે મોહક લાગતી હતી.

ઘણે વર્ષે શાતાએ મધુકરને દીઠો. તેના તરફ તેનો પ્રેમ ઉભરાયો. પણ બધાંની બ્હીકે તે અટકી પ્રેમરાયની લક્ષ્મી, વૈભવ, તેને તુચ્છ લાગ્યાં. કુંજબાલા શાંતાનો ભાવ સ્હમજી ગઇ, પણ વિપત્તિએ તેને ગંભીર બનાવી હતી. મધુકરની દઢતા ઉપર તેને સપૂર્ણ શ્રદ્ધા હતી

પ્રેમરાય—ભાઇ અચાનક આ બધુ શુ થઇ ગયુ ?

મધુકર—જે થયું તે થયુ ભાઇ; જેમ પ્રભુને ગમ્યું તે ખરૂ તેનું હતું ને તેણે લઇ લીધુ. પણ ભાઇ, સમારંભની નોટીસ તમે આપી હતી ?

પ્રેમરાયે દોંડુપંત જોડે થએલી વાત અથથી ઇતિ સુધી કહી સંભળાવી.

"બસ," કુંજબાલા બોલી, "હવે આપણે કાંઇ પણ વિચારવાનું કારણ નથી."

શાતા—મધુકર ભાઇ, પ્રકૃતિ સ્વસ્થ છે ને?

કુંજ—હા, બ્હેન. એ સંસારના વાવાઝરડાંથી ડગે એવા નથી.

મધુકર—પ્રેમરાય, તમે બહુ સારો બંગલો બંધાવ્યો છે.

વાકય છે.

પ્રેમરાય હસ્યો. "એ સઘળું ચિદાનંદ ગુરૂની કૃપાનુ પરિણામ છે."

થોડીવાર આમતેમ વાતચિત થયા પછી, ટેબલો ગોઠવાયાં તેના ઉપર વનસ્પતી આહારની વાનીઓ મુકવામાં આવી હતી.

કુંજ—મધુકર, આપણે બ્રાહ્મણીયા રસોઇ કરાવવી ભુલી ગયાં.

પ્રેમરાય તથા શાંતા સ્નાન કરી બ્હાર આવ્યાં મધુકરે શાંતાના સ્હામુ જોયુ ને ફરી રસોઇ કરાવવા કહ્યુ.

"હવે એ જુના મતના નથી રહ્યા. એમને તમારા બધાની જોડે ભોજન લેવામા બાધ નથી," શાતા બોલી

"અમે ને જલ્લાલુદ્દિન એક ટેબલ ઉપર બેસીને જમીએ છીએ" મધુકરે કહ્યુ.

"અમને તેમ કરવા બાધ નથી," પ્રેમરાયે કહ્યું.

મધુકરને આશ્ચર્ય તો લાગ્યુ, પણ મનને કબજે રાખ્યું. પણ કુંજબાલાથી બોલાયા વગર ન રહેવાયુ.

"ત્યારે તમારા ઠાકોરજી," તે બોલી.

પ્રેમરાય—બધુ માનસિક ચાલે છે. એ નિયમ પણ હાલમા લીધો છે.

કુંજ—શાંતાએ તમને ઠેકાણે આણ્યા ખરા.

જલ્લા—ખરી કેળવણી બધુ એની મેળે ઠેકાણે લાવશે. આપણા વચ્ચે ચાલતો ભેદ દૂર થવો જોઇએ. જે સમય જતાં થશે.

અમીના અને શાતા એક ભાણામાંથી ખાવા લાગ્યાં, જ્યારે પ્રેમરાય અને જલ્લાલુદ્દિને મધુકર ને કુંજબાલાએ તેમ કર્યું.

એક વિચિત્ર પોશાકનો માણસ મધુકરને એક ચિઠ્ઠી અંદર આવીને આપી ગયો. તે જેવો આવ્યો તેવોજ ચાલ્યો ગયો. તેમાં નીચે પ્રમાણે લખ્યુ હતું—

"એક કલાકમાં જલ્લાલુદ્દિનને ત્યાં નટવરચરણને મોહિનીદેવી

નામનાં દંપતી આવશે. તેમનાથી સાવધ રહેજો. ખાસ કરીને કુંજ-બાલાને મોહિની દેવી પાસે જવા ન દેશો. તેમ ખાવા પિવામાં તે ઝેર ન આપે તેમ સંભાળજો. તેમને તમારી પાસે રોકી રાખજો. ને સમા-રંભમા આવવા આગ્રહ કરજો. આ દંપતી તમારા દુશ્મન છે. તમે તેમની જોડે ઘણીજ મૈત્રી બતાવજો. તમને પૈસાની મદદ આપવા કહે તો ના કહેજો." તળે દ્રોપદીની સહી હતી.

આ પત્રિકા બધાંએ વાંચી. મધુકરને નટવરચરણ ઉપર બીલ-કુલ શંકા ન આવી. પણ જલ્લાલુદ્દિને રાવ સાહેબની સૂચના પ્રમાણે વર્તવા દઢ આગ્રહ કર્યો, થોડી વારમાં બાબુ નટવરચરણ અને મોહિની દેવી પ્રો. જલ્લાલુદ્દિનને ત્યા આવી પહોચ્યા. તેણે તેમનો સત્કાર કર્યો.

"માફ કરજો પ્રોફેસર સાહેબ; અમારા સાંભળવામાં આવ્યું છે કે મી. મધુકર અને મીસીસ કુંજબાલા હાલમાં આપના મહેમાન છે. એમના ઉપર અસાધારણ વિપત્તિ આવી પડી છે. દૈવ એમના ઉપર કોપ્યો જણાય છે. આવા વિપત્તિના સમયમા સહાય કરવાના સંકલ્પથી અમે આવ્યા છીએ. એવાં જગજાહેર સજ્જનોનાં દર્શનનો લાભ અમને બનારસમા થયો હતો. તેમને આશ્વાસન આપવા, અને બને તો સહાય કરવા અમે આવ્યા છીએ,' નટવરચરણ બોલ્યો.

અમીના બ્હાર આવી, "પધારો બ્હેન, પધારો બાબુ સાહેબ, આ ઘર તમારૂંજ છે કુંજબાલાની તબીયત બીમાર છે, અને દાક્ત-રોએ કોઇ પણ માણસ જોડે બોલવાની ના કહી છે, એટલે તે અંદરના ખડમા છે. મી. મધુકર તેમની પાસે છે." તે બોલી.

મોહિનીદેવીએ બુરખો ઓઢેલો હતો. આંખે રંગીન ચસ્મા હતા.

"એકદમ શ્રીમાન્ સ્થિતિમાંથી સાવ લાચાર સ્થિતિમાં આવી જવાથી કુંજબાલા બિમાર થાય એ સ્વાભાવિક છે," મોહિનીદેવી બોલી.

' જગત્ જુઓને, જગત્" તેણે આગળ ચલાવ્યું. "અત્યારે એમને કોઇ સંભારતું પણ નથી."

જલ્લા—હોય, બ્હેન, દશી વિશી ચાલી જાય છે.

થોડી વારમાં પ્રેમરાય, શાંતા ને મધુકર આવ્યા. મધુકરે ઘણા ઘણા સ્નેહથી નટવરચરણનો હાથ હલાવ્યો.

"બાબુ સાહેબ," તે બોલ્યો, "આપનાં દર્શન કયાંથી?" તેણે આવવાનું કારણ કહ્યું.

પ્રેમરાય—સાધુજનોની સાત ડગલા સાથે ચાલવાથી મૈત્રી થાયછે. તેમ તમારે થયું.

મોહિની—મધુકરભાઇ, જો કે કોઇ પરપુરૂષ જોડે હું બોલતી નથી પણ તમારી વિપત્તિ જોઇ મેં મર્યાદા તોડી છે કાંઇ પૈસો ટકો જોઇતો હોય તો અમે તમારી સેવા કરવા તૈયાર છીએ.

મધુકર—બ્હેન ઘણો ઉપકાર થયો અમારા વિપત્તિના સમયમા તમારા જેવા એક સ્નેહીજન આમ મદદ કરવા ઇચ્છે, તે બહુ આનંદની વાત છે.

નટવર—મારે તમને એક ઘણો દિલગીરી ભરેલો બનાવ કહેવોછે. વ્રજવાસિની અમારે ત્યા ગુજરી ગઇ.

મધુકર—ઘણુ ખોટુ થયુ. બિચારો વિનોદચંદ્ર દુ:ખી થઇ ગયો.

મોહિની—અમે તેની પાસેજ જઇએ છીએ.

પ્રેમરાય—કાંતિલાલના સમારંભની તારીખ હવે તમને થોડા દિવસમાં લખીશુ. તમે જરૂર ત્યા આવજો.

મોહિની—મારી ઇચ્છા કુંજબાલાને જોવાની, મળવાની, તથા તેને આશ્વાસન આપવાની છે.

મધુકર—બ્હેન, દિલગીર છું કે દાક્તરની સલાહ એવી છે કે કોઇને પણ મળવા દેવા નહી.

નટવર—એમ હોય તો કાંઇ ફીકર નહીં. અમે બનારસથી વળતી વખત તેમને મળીશું.

જલ્લા—એમ તે જવાય થોડા દિવસ અમારા મહેમાન રહો, અજમેર જુઓ.

મોહિ—આ સ્થળો મારાં અજાણ્યાં નથી, મી. જલાલુદીન.

" અમે આજ રહાંજની ટ્રેનમાંજ ચાલ્યા જઇશું. "

મધુકર—આપના જેવા સ્નેહી જનને એકદમ જવા દેવા એ ઠીક નહીં પણ હાલ અમારો વિપત્તિનો સમય છે. કુંજબાલા બહુ બિમાર છે એટલે વધારે આગ્રહ કરી શકતો નથી.

તે દિવસે સ્હાજની ટ્રેઇનમાં તે યુગલ બનારસ ભણી ઉપડી ગયુ. રાતે મધુકર ઉપર એક પત્રિકા આવી. તેમાં નીચે મુજબ લખ્યું હતું—

" નટવરચરણને મોહિનીદેવી અજમેરમાંજ પાછાં આવ્યાં છે. માટે કુંજને બ્હાર નીકળવા ન દેશો. એ લોકોએ તેને મારવાનો નિશ્ચય કર્યો છે. માટે ચેતતાં રહેજો. ધનની દેવી એમને સારી પેઠે પ્રસન્ન છે. માટે લોભાશો નહિ. " ઢોંડુપંતની સહી હતી.

---

# પ્રકરણ ૨૩ મુ



## પ્રતિજ્ઞા.



ગંગાનદીનું વહન જોશથી ચાલતું હતુ. તેના સ્વરનો રણુરણાકાર ચારે બાજુ સંભળાતો હતો. નાના પ્રકારના પક્ષિઓ કલરવ કરી રહ્યાં હતા. સૂર્યોદય થયો હતો. ચિદાનંદગુરૂ હાથમા જ્યેષ્ટિકા લઇ ગંગા નદીમા સ્નાન કરીને આવતા હતા. ભગવતીની તબીયત સુધારા ઉપર આવવા લાગી હતી. વનમાલા, કિશોરચંદ્ર, દયા, મંજરી આનંદ કરતાં હતા

ભગવતી દ્વાર આગળ બેઠી બેઠી દાતણ કરતી હતી. " પિતાજી હવે તો આમ સ્નાન કરવા જવુ રહેવા દ્યો. પડી જવાય, વાગે, તો પાછી વ્યાધિ થાય ને. "

ચિદાનંદ—બ્હેન, ક્ષણભંગુર દેહના સંરક્ષણ માટે ગંગાસ્નાન થઇ ચુકું ? ગંગાના કિનારાપર નિવાસ ને પ્રાતઃસ્નાન તો દેવ ઝંખે છે. બ્હેન, કેમ ખરૂંને !

ભગવતી—પિતાજી, આપ જ્યારે ગંગાસ્નાનથી પવિત્ર થાઓ છો, ત્યારે મને કેમ સ્નાન કરવા દેતા નથી.

ચિદાનંદ—બ્હેન, તુ બાળક છે. તુ મંદવાડને ખાટલેથી માંડ ઉઠી છે માટે તારાથી એમ ન થાય. હા, બ્હેન, ઢોંડુપંતનો પત્ર આવ્યો છે. તે લખે છે કે તમારા કુટુંબને હેરાન કરનાર એક પાકો દુશ્મન છે. તેનાથી સાવધ રહેવા જરૂર છે. મધુકર, કુંજબાલા અજમેરમાં ખુશીમાં છે. પ્રેમરાયે સમારંભનું કાર્ય માથે લીધું છે. તેનો દિવસ નક્કી કરવો બાકી છે. અજાણ્યા માણસથી સાવધ રહેજો. મંજરીનું રક્ષણ કરજો. "

એમ બોલી ચિદાનંદ ધિમે ધિમે આશ્રમમા દાખલ થયા, ભગવતી મુખ પ્રક્ષાલન કરી એમની પાસે ગઈ. વનમાલા અંદરના ખંડમાં પરિચર્યા કરતી હતી.

બીજી બાજુ દયા ને કિશોરચંદ્ર ગંગાકિનારા ઉપર ફરતાં હતાં. દયાના અત્યન્ત પ્રેમથી કિશોરચંદ્રનું મન તેના ઉપર આકર્ષાયું હતું.

"કેવું કાળચક્ર ભમે છે, મારા ચંદ્ર," દયા બોલી. "ભગવતી મૈયા ને કુંજ છુટાં પડી ગયાં છે! એનો ગુરૂશ્રીનું તપોબળ છે એટલે બધાં ટકી શકે છે. બાકી બધાં પાયમાલ થઇ જાત.

"ધીમે ધીમે બધુ સ્થિર થશે, દયા," કિશોરચંદ્ર બોલ્યો.

"મારા ચંદ્ર," હવે સમારંભને કેટલી વાર છે? હવે મને તમારી કયારે કરશો '" દયા બો ી.

"દયા, વ્હાલી મયુરી," તે બોલ્યો, ' તું મારીજ છે. કદાચ આ સ્થૂળ દેહનાં લગ્ન ન થાય તોએ શું. આપણે સાથેજ રહીશું."

દયા—બસ એટલુજ, વ્હાલા, તમારાથી એક ક્ષણુ મારાથી દૂર નથી રહી શકાતુ. સમારંભ થઇ રહેશે એટલે આપણું લગ્ન થશેને ?

કિશોર— દયા, હજી સમારંભનુ કયાં ઠેકાણું છે. આપણા બધાના નાણા તણાઇ ગયા છે. તું જાણે છે ? દાદુપંતના પેનશન ઉપર આપણે બધાં જીવીએ છીએ. દયા, સંસારમાં દ્રવ્યહીન સ્થિતિનું દુઃખ વિશેષ છે

મંજરી દોડતી આવી. "કાકા,' તે બોલી, "અજમેરમાં ફીલીપ છે તેણે મારે સારૂ ચિત્રામણુ મોકલ્યુ છે. ઘણું સુંદર છે. આપણે કયારે મળવા જઇશુ ?".

દયા—ફીલીપ કોણ છે ?

કિશોર—જલાલુદ્દિનનો છોકરો તે ઘણો હુશિયાર છે. થોડા વખત પછી એના પિતાની ઇચ્છા એને ઇંગ્લંડ મોકલવાની છે.

દયા—આપણી મંજરીને પણુ ઇંગ્લંડ મોકલો.

કિશોર—દયા, હાલ તેમની આથિક સ્થિતિ સારી નથી. માટે એ વાત બને એમ નથી.

દયા—મારા ચંદ્ર, બોલો ત્યારે. આજ મને વચન આપો કે લગ્ન કરીશ.

કિશોર—દયા, હું પ્રતિજ્ઞા ઉપર કહું છું કે, મારી કોકિલા, સમારંભ થઇ રહેશે કે તુરત તારી જોડે લગ્ન કરીશ.

દયા—ગંગા નદીનું શુભ્ર જળ હાથમાં લ્યો.

કિશોરચંદ્રે જળ હાથમાં લીધુ, ને પ્રતિજ્ઞા લીધી. મંજરી આ વખત આશ્રમમાં દોડી ગઇ હતી.

તેઓ બન્ને હાથમાં હાથ રાખી ચિદાનંદ ગુરૂ પાસે આવ્યાં, ને પ્રણામ કર્યા. તે તેમની મનોવૃત્તિ જાણતા હોવાથી મૌન રહ્યા હતા.

"દયા," વનમાલાએ કહ્યું ' સમારંભ ઇશ્વર કૃપાથી થશે. પ્રેમરાયે બીડું ઝડપ્યું છે.

ચિદા—બાલ્યાવસ્થાથી જ પ્રેમરાય સાત્વિક વૃત્તિનો હતો. પણ તે જરા આસુરી સંમતિમા ભળ્યો હતો. તેને વિષ્ણુકુમારે ઠેકાણે આણ્યો છે.

ભગવતીની પાસે માલતી હતી. પણ તે ઘણે ભાગે મૌન રહેતી હતી.

ચિદા—સાધુજનો, સંસારની અસારતા વિષે તમને સ્મરણ થયું ? "लक्ष्मी स्तोय तरग भंग चपला" છે એનું ભાન થયુ ? બ્હેન તને આ શિક્ષણની જરૂર હતી.

ભગવતી—હા, પિતાજી; આપનુ કહેવુ સત્ય છે. મને લક્ષ્મીનો મદ હતો તે મારો મદ ગળી ગયો.

આ પ્રમાણે સમય વ્યતીત થતો હતો. ભગવતીથી હરિફરી શકાતું નહતું. જેથી ગરીબ સાધુ તરફ નજર થઇ શકતી નહતી. તે બેઠી બેઠી સેવા કરતી હતી. રળીયાતનું શુ થયુ તેની ખબર નહતી.

એક દિવસ સ્હાંજના ઢોંડુપંત ત્યાં આવી પહોંચ્યો. ચિદાનંદ ગુરૂને તેણે પ્રણામ કર્યા.

ચિદાનંદે આશીર્વાદ દીધો. બધા વીંટળાઇ વળ્યા. મધુકર તથા કુંજબાલાના કુશળ સમાચાર કહ્યા.

"માજી," ભગવતીને ઉદ્દેશીને તેણે કહ્યું. "તમારૂં બધુ પાયમાલ થઇ ગયું છે."

ભગવની—જેવી પ્રભુની મરજી.

ચિદા—શયતાનનો પત્તો લાગ્યો ?

ઢોંડુપંત—જી, હા.

પછી તેણે નટવરચરણને મોહિનીદેવીની હકીકત કહી.

"પણ એ નર્મદા આટલી બધી શ્રીમાન્ શી રીતે થઇ ?" કિશોરચંદ્ર બોલ્યો.

ઢોંડુપંત—એજ જોવાનું છે. रंक करोति राजानं, એ ન્યાય તમારો અજાણ્યો છે ?

ચિદાનંદ—હવે શુ ધાર્યું છે, રાવસાહેબ.

ઢોંડુ—આપ સર્વે અજમેર જાઓ. હુ ત્યાં સુધી આપની સાથે છુ. ત્યાંથી પછી હુ બનારસ જઇશ. તે વખતે નટવરચરણુ ઘણેભાગે ત્યા હશે, તે વ્રજવાસિની ગુજરી ગઇ છે એમ કહેશે. ત્યાં શું થાય છે, તે જોઇ લઇશ. હું મુબાઈ તથા ઇલોરાની ગુફામા એનું મકાન જોઇ આવ્યો છુ. ત્યાના સંરક્ષક બ્રાહ્મણુને મળી આવ્યો છું. એ સ્થળ ઉપર મારા જાસુસો મુકયા છે.

ભગવતી—અજમેર જઇ અમારે શું કરવુ ?

ઢાંડુ—મધુકર, પ્રેમરાયને મળીને સમારંભનો દિવસ નક્કી કરવો.

ચિદા—મારે આ પ્રિય સ્થળ છોડવુ પડશે ?

ઢોંડુ—હા જી, કતવ્ય માટે આપને એમ કરવું પડશે.

"ઠીક," ચિદાનંદે સનિઃશ્વાસ કહ્યુ, "જેવી પ્રભુની ઇચ્છા."

આ પ્રમાણે મુકામ ઉપાડવાનો ઠર્યો. ચારેક દિવસમાં બધું સંમેટી લીધુ. તેઓ ત્યાથી ઉપડયા.

'ગંગામૈયા," ચિદાનંદ ગુરૂ બોલ્યા, "તારા પવિત્ર તટમાં ઘણો કાળ આનંદ કર્યો છે, આત્માને ઘણી શાંતિ વળી છે. હવે પરમ શાતિની ઇચ્છા છે." તેમણે પ્રણામ કર્યા. ભગવતી, વનમાલા, ઢોંડુપંત વિગેરે પ્રણામ કર્યા.

"પિતાજી," વનમાલાએ પુછયુ, "આશ્રમનું શુ થશે ?

ચિદા—આપણે ૠષિકેશના મહન્તને સોંપી દઇશુ. આ દેહ ફરી આ સ્થળમા આવવાનો નથી તે સિદ્ધ વાત છે. તમે કોઇ આવો તો વાપરજો, નહીં તો કોઇ સાધુસંત વાપરશે.

મીયાના, ઝંપાન તૈયાર હતા, તેમાં બેસી બધાં હરદ્વાર આવ્યાં. ઢોંડુપતે અહીં સેકંડ કલાસનાં ખાનાં "રીઝર્વડ" રખાવ્યાં હતાં. તેમાં બેસી બધાં અજમેર જઇ પહોંચ્યાં.

જલાલુદ્દિનને તારથી ખબર કરી હતી. તે બધાં સ્ટેશન ઉપર તેડવા આવ્યાં હતાં. કુંજબાલા ભગવતીને વળગી પડી, મધુકર ચિદાનંદ ગુરૂને પગે લાગ્યો. મંજરી અને ફીલીપ મળ્યાં. બધે આનંદ પ્રવર્તી રહ્યો. તેજ દિવસે નિર્મળ ગામથી વિષ્ણુકુમાર અને લક્ષ્મીદેવી આવી પહોચ્યાં.

સ્ટેશન ઉપર સુંદર ધર્મશાળાના ઉપરના વિભાગમાં બધાંને માટે ઉતરવાની ગોઠવણ કરી રાખી હતી, ત્યાં એમનું સંમેલન થયું. મળ્યાં હળ્યાં, વાતોચિતો થઇ. સ્નેહ સંમેલનમાં ઘણો આનંદ પ્રવર્તી રહ્યો.

ભગવતીના આશ્રમને થયેલું નુકશાન કે ભજગોવિંદની પ્હેડીમાં ડુબેલા નાણાંની વાત ભુલાઇ ગઇ હતી

સાત્વિક વૃત્તિનાં સાધુજનોની એજ ખુબી છે. તેમને ગમે તેટલું નુકશાન થાય છે, ગમે તેવી વિપત્તિ આવે છે, પણ તે શાંતિથી સહન કરે છે. ક્ષણભર માનુષી સ્વભાવને લીધે લાગે છે, પણ ઇશ્વરદત્ત મનઃ શાંતિથી તેમને વિશેષ દુઃખ નથી થતું. તેથી ઉલટુ રજસ અને તમસ વૃત્તિના માણસો વિપત્તિના સમયે કંકાસ કરે છે, માંદા પડે છે, ગભરાટ કરી મુકે છે, ગાડા થઇ જાય છે કે છેવટે આત્મહત્યા કરે છે.

"બધો મંડપ તૈયાર થઇ ગ છે, મહેમાનોને ઉતરવાના બંગલા તથા ઘર નક્કી કરી રાખ્યા છે. તે કાર્ય ન માટે 'વોલંટીયરો' (સ્વયંસેવકો) તેમ પગારદાર માણસો પણ રાખ્યા છે. જુઓ આ સમારંભ મંડપનો પ્લેન," વિષ્ણુકુમારે કહ્યુ.

મધુકર તથા પ્રેમરાગે 'પ્લેન' જોયાં, ને પ્રસન્ન થયા.

"સાબાશ છે, ભાઇ," મધુકરે કહ્યુ, "ટુંક સમયમાં તમે ઘણો શ્રમ લીધો.

ચિદા—હવે, આપણે તારીખ નક્કી કરવી જોઇએ.

"આપણે ડોકટર નસરવાનજીને તથા ગુલબાનુને તેમ ઇશ્વરચંદ્રને બ્હારોબ્હાર બોલાવીશું કે કેમ ?" કુંજબાલાએ કહ્યુ

ચિદા—તેમને બ્હારોબ્હાર બોલાવવાં એ ઠીક છે.

કિશોર—મારા પિતાને બોલાવીશું ?

ચિદા—વત્સ, તારા પિતાની પ્રકૃતિ સ્વસ્થ છે, એમ સાંભળ્યું છે, પણ ઉક્ત પ્રસંગમાં એમને બોલાવવા એ ઠીક નથી.

મધુકર—હું પણ એ મતનો છું.

કિશોરચંદ્રનું મન કચવાયુ હોય એમ તેની મુખમુદ્રા ઉપરથી જણાયું.

ચિદા—વત્સ તારૂં હૃદય દુભાતું હોય તો, અમને હરકત નથી.

કિશોર—પિતાજી, હું ધારૂં છું એમને કાન્તિલાલ ઉપર દ્વેષ હતો, પણ કાન્તિલાલની કૃતિ ઉપર દ્વેષ ન હતો. અંતઃકરણથી તે તેને વખાણતા.

શાંતા—હા, પિતાજી; મારી એમ ઇચ્છા છે કે આપે એમને બોલાવવા.

ચિદા—ભલે, મારાં સંતાનો; તમારી ઇચ્છા એમ હશે તો એમ થશે. વત્સ, વિષ્ણુકુમાર, દાક્તરને તાર કરી દે જે કે હોનારાવને લેતા આવે.

ત્યારબાદ તેઓએ સમારંભનો દિવસ નક્કી કર્યો. હજી પંદર દિવસની વાર હતી, તેથી ઢોંડુપંત પોતાનું કાર્ય પુરૂં કરવા કાશી ભણી ઉપડી ગયો.

---

## પ્રકરણ ૪૨ મું.

---

### કાશીમાં.



વ્રજવાસિની મરણ પામી છે, એવા દુઃખદ સમાચાર બાબુ વિનોદચંદ્રે સાંભળ્યાને થોડા દિવસ વીતી ગયા હતા. આશ્વાસન આપવાને નટવરચરણને મોહિનીદેવીને ત્યાં આવ્યે ચારેક દિવસ થયા હતા. મોહિનીદેવીએ તદ્દન કાળો ડ્રેસ પહેર્યો હતો. નટવરચરણે મુછ ઉતરાવી હતી, ને શોકની નિશાની દાખલ હાથે કાળોપટો બાંધ્યો હતો. આ દંપતી ઘણાં દિલગીર જણાતા હતા.

"તેમાં તમે શું કરો, બાબુ સાહેબ." વિવેકથી વિનોદચંદ્રભૂષણ તેમને કહેતો હતો. "અહીં હત તો તેને હાથ દઇ શકાત? મરણ તો બાજી ઇશ્વરના હાથમાં છે."

મોહિની—હાજી, એ વાત ખરી; પણ તમારોને એમનો મેળાપ થયો હત તો અમને આટલું બધું ન લાગત.

વિનોદચંદ્રે નિશ્વાસ મુકયો.

"ઘણી ભલી સ્ત્રી હતી. મારી તબીયત જ્યારે નરમ થઇ ગઇ

હતી, ત્યારે મને એણે સારી માવજતથી બચાવ્યો છે. એ ન હત તો હું ક્યારનોએ મરણ પામ્યો હત. અત્યારે મને રઝળતો મુકીને, ચાલી ગઇ. તે બોલતાં તેના આંખમાથી અશ્રુબિંદુ નીકળી પડયાં.

નટવરચરણે રૂમાલ કહાડી આંખ લોહી. "ભવિતવ્યતા એ મોટી વાત છે. એ બિચારા તે દિવસે તો અહીં આવવાના હતાં. પણ સ્હેજ બ્હાર નીકળ્યાં, ને ઠોકર વાગી પડયા. તે વખતેજ તે અવાચક થઈ ગયાં. અમે તમને પ્રથમ તાર કર્યો તેના કલાકમાં તો તેમણે દેહ છોડી દીધો. પ્રભુની મરજી બલવત્તર છે. અમે એમને અમારે ત્યાં ન લઇ ગયાં હત તો ઘણું સારૂં થાત," તે બોલ્યો.

મોહિની—જીંદગી સુધી કાળી ટીલી રહી.

વિનોદ—આમ શું કામ બોલો છો? તમારા જેવા સ્નેહીજનો આગળ મને ઓશીયાળો કરો એવી સ્થિતિમાં શુ કામ મુકો છો?

નટવર—બાણુ, ક્ષમા કરો. અમને બહુ લાગે છે, માટેજ બોલીએ છીએ અમે જાણીએ છીએ કે તમે સાધુ ચરિત છો, એટલે કશું મન ઉપર નથી લેતા.

વિનોદ—બસ. હવે આપણે એ વિષય ભુલી જઇએ. મને એ વાતનું સ્મરણ થતાં કાંઇ કાંઈ થઇ જાય છે. હા, મધુકરનું કેમ છે?

નટવર—એ બિચારૂં સાત્વિક કુટુંબ પાયમાલ થઇ ગયું. હમણાં દેશકાળ વિપરીત છે. સારાં માણસો હેરાન થાય છે, દુષ્ટ માણસો મઝા કરે છે.

મોહિની—એ સમારંભ કરવા માંગે છે ને?

નટવર—ફાંફાં છે, બધાં. આવી માનસિક સ્થિતિમા એ તોફાન એમને કેમ ગમતું હશે?

વિનોદ—મને પણ એજ થાય છે. મારા ઉપર પત્રિકા આવી ગઇ છે પણ વ્રજવાસિનીના સ્વર્ગવાસ પછી મને ત્યાં જવું ગમતું નથી. તમારો જવાનો ઇરાદો છે?

નટવર—હાજી, મેં એમને વચન આપ્યું છે; એટલુંજ નહિ પણ હુ એમને દ્રવ્યની મદદ આપવા ઇચ્છું છું.

વિનોદ—સાબાશ છે. તમારા જેવા સાધુચરિતો છે, તો આ દુનિયા નભે છે. સાધુજનો પૃથ્વીના સ્તંભરૂપ છે,

નટવર—શુ કરવું, બાબુ સાહેબ; એ બધાં અણસ્હમજુ ને દંભી માણસો એકઠાં થયાં છે. પોતાનું ગૌરવ જાળવવા કોઇ ભોળીયા માણસને ફોસલાવી પૈસા કહડાવશે. કારણ પોતે તો સાવ અકિંચન થઇ ગયો છે. આવે પ્રસંગે મેં મદદ કરવી ધારી છે.

વિનોદ—લક્ષ્મીનો એજ સદુપયોગ છે.

એ પ્રમાણે વાતો થયા બાદ બે ત્રણ દિવસ તેઓ ત્યાં રહ્યાં. પછી તેઓ પોતાના મુબાઇના નિવાસસ્થાન ભણી ઉપડી ગયાં જતી વખતે મોહિનીદેવી વિનોદચંદ્રને કહેતી ગઇ કે—

" બાબુ સાહેબ. તમારી એટલી બધી ઉમર નથી થઇ. તમારી પાસે લક્ષ્મી છે, તમારી તંદુરસ્તી સારી છે. માટે કોઇ સુંદર યુવતી જોડે લગ્ન કરવાનો વિચાર રાખજો. તાંજોરમાં તમારી જ્ઞાતિની એક ઘણી સુંદર કન્યા છે. વીશ વર્ષની ઉંમરની છે. સંગીતમાં પ્રવીણ છે. તમારી મરજી હોય તો હું તજવીજ કરૂં."

વિનોદચંદ્રે ઉત્તર આપ્યો. " બ્હેન, હાલ તુરત મારૂં મન એ બાબતની ના પાડે છે. પણ સમારંભ થયા પછી આપણે એ બાબતનો વિચાર કરીશું. તમે બતાવેલા સદ્ભાવ માટે ઉપકાર માનું છું."

મોહિનીદેવીએ એ તાંજોરી યુવતીની છબી બાબુ વિનોદચંદ્રને આપી.

આ દંપતીને ગયાને એક કલાક થઇ ત્યાં એક સન્યાસી બાબુના ઘર આગળ આવી પહોચ્યા, ને આગ્રહ પૂર્વક કહ્યુ કે બાબુને મળવુ છે.

બાબુએ એવા સાધુ સન્યાસીને મળવા પોતાની ઇચ્છા નથી એમ નોકર જોડે કહાવ્યુ. સન્યાસીએ કહ્યું. " કે કહે કે હું સન્યાસી નથી. પણ છુપી પોલીસનો અમલદાર છુ." નોકરે જેવી ખબર કહી કે તુરત બાબુ બ્હાર આવ્યો. સન્યાસી એ તેને અંદરના ખંડમાં જવા કહ્યું. બન્ને સંગાથે દાખલ થયા. અને એકાંતમાં બેઠા. "બાબુ સાહેબ, મારે તમને એક પ્રશ્ન પુછવો છે."

" બેલાશક, સાહેબ; એકને બદલે બે પ્રશ્ન પુછો " તેણે ઠંડે પેટે ઉત્તર દીધો.

સન્યાસી—તમારાં પત્ની ગુજરી ગયાં છે ખરૂં. ?

વિનોદ—જી, હા; એ વાત સુપ્રસિદ્ધ છે.

સન્યાસી—ક્યા ગુજરી ગયાં ?

વિનોદ—એવા પ્રશ્નો પુછવાની આપને જરૂર છે ?

સન્યાસી—જરૂર વગર ગાંઠે ખીચડી બાંધીને તમારે ત્યાં આવ્યો હઇશ ?

વિનોદ—હાજી, તેઓ વીરપુરમાં નટવરચરણ બાબુને ત્યાં ગુજરી ગયાં છે.

સન્યાસી—તમે નટવરચરણને ઓળખો છો ?

વિનોદ—જી, હા; સારી પેઠે.

સન્યાસી—એમના પિતાનું નામ શું ?

વિનોદ—તે તો ખબર નથી.

સન્યાસી—એમની જ્ઞાતિ કયી ?

વિનોદ—તે ખબર નથી.

સન્યાસી—ત્યારે એવાં અજાણ્યાં માણસને ત્યાં આપ જેવા શ્રીમાન્ જાગીરદારની સ્ત્રીને શા સારૂ મોકલી ?

વિનોદ—તે મારા મિત્ર છે. મોહિની દેવી તેમની સખી છે. તે તેમના તરફના સદ્‌ભાવને લીધે ગઈ હતી.

સન્યાસી—મોહિનીદેવીનાં માબાપ કોણ છે ?

વિનોદ—સાહેબ, આપ છુપી પોલીસના અમલદાર છો, કે ગમે તે છો, પણ જ્યાં સુધી આપ મને ખરૂં કારણ નહીં કહો, અગર સરકારના તરફનો હુકમ નહીં બતાવો, ત્યાં સુધી હવે એક પણ અક્ષર નહીં બોલું.

સન્યાસીએ તેના સ્હામું તીક્ષ્ણ નજરથી જોયુ, ને ગુંજામાંથી એક પત્રિકા કહાડીને આપી. તેમાં નીચે મુજબ લખ્યું હતું—

"સ્વામિન્, કેવળ મૂર્ખતાને લીધે હું મોહિનીદેવીમાં લુબ્ધ થઇ, તેની જોડે વીરપુર ગઇ. ત્યાં હું દરેક રીતે ભ્રષ્ટ થઇ છું. એ દંપતી શયતાનનો અવતાર છે. સાધુચરિત મધુકરના કુટુંબને પાયમાલ કરનાર એ છે. શયતાને એને દુષ્ટ કર્મો કરવાને લક્ષ્મી પુષ્કળ આપી છે. હું જીવન પર્યંત મૃતવત સ્થિતિમાં એક ભોંયરામા પુરાવાની હતી. પણ પરમ કૃપાળુ પરમેશ્વરની કૃપાથી, ઇશ્વરતુલ્ય આ મહાત્મા મળ્યા. જેમણે મને બચાવી છે. હું હયાત છું; અને નિર્મળ ગામમાં એક ગુપ્ત સ્થળમાં છું. તમે મધુકરના સમારંભમાં જરૂર આવજો.

ત્યાં આપણે, જો એ દુષ્ટનો હું ભોગ નહીં થઇ પડું તો મળી શું. મારો અપરાધ ક્ષમા કરશો ! લી. વ્રજવાસિનીના સપ્રેમ પ્રણામ વાંચશો."

તેણે બેચાર વાર એ પત્રિકા વાંચી. તીક્ષ્ણ નજરે સંન્યાસી તેની મુખમુદ્રા તપાસ્યા કરતો. આ સન્યાસી બીજો કોઇ નહીં, પણ ઢોંડુપંત પોતે હતો.

વિનોદચંદ્ર ગુંચવાઇ ગયો. આ શું ? અક્ષર વ્રજવાસિનીના છે. ત્યારે કાંઈ દગો થયો છે ! સન્યાસીના પુછેલા પ્રશ્નનું રહસ્ય હવે તેને સ્હમજાયું. તેની આંખમાંથી અશ્રુ નીકળી પડયાં.

" સાહેબ, સાચું શું એ મારાથી સ્હમજાતુ નથી. એક બાજુ નટવરચરણ જેવા પ્રતિષ્ઠિત ગૃહસ્થ કહે છે કે વ્રજવાસિની મરી ગઇ ને બીજી બાજુ આપ પત્રિકા એનાજ–એના જેવાજ હસ્તાક્ષરની–આપ બતાવો છો તેમા મારે શું સ્હમજવુ ?

સન્યાસી કાંઇ ન બોલ્યો, પણ એક શિશોટી વગાડી. તુરત ચાર ભોઇઓ એક મીયાનો લઇ અંદર દાખલ થયા. સંન્યાસીએ ઇશારત કરી એટલે ભોઇ ચાલ્યા ગયા. પોતાની પાસે ચાવી હતી તેનાથી મીયાનાની કળ ઉઘાડી, બારણુ ઉઘાડયું તો અંદરથી વ્રજ-વાસિની જાતે નીકળી.

બાબુ વિનોદચંદ્ર ભોંઠો પડી ગયો. " આ શો ગજબ ? આ શો દગો ? નટવરચરણે મને છેતર્યો." એકદમ તેના મનમાં વિચાર સ્ફુર્યો.

વ્રજવાસિની તેને પગે પડી. " સ્વામિન્ આ મહાત્માની કૃપાથી હું તમને મળી શકી છુ. હું જીવું છું, મરી નથી ગઈ."

સંન્યાસી હસ્યો. " બાબુ સાહેબ, હવે વ્રજવાસિની જીવે છે એ આપની ખાત્રી થઇ ખરી કે ? કે વ્રજવાસિનીનું પ્રેત મેં તમારી પાસે ખડું કર્યું છે ? તમે તો તાંજોરી કન્યા જોડે લગ્ન કરવાના છો ને ! શ્રીમન્ પુરૂષોને ઘણે ભાગે કાન હોય છે, સાન નથી હોતી."

વિનોદચંદ્રનું હૃદય પીગળ્યુ. તે સંન્યાસીને પગે પડયો. "ઇશ્વર તુલ્ય મદદ કરનાર મહાત્મા, આપ ગમે તે હો પણ જન્મપર્યંત આપનો ઉપકાર હું ભુલું તેમ નથી. આપ નિરાંતે બિરાજો. વ્રજવા-સિની, તું સ્વસ્થ થા. બીલકુલ ગભરાઇશ નહીં. તને શું વીત્યુંતે વૃત્તાંત કહે."

વ્રજવાસિનીએ અથથી ઇતિ બધો વૃત્તાંત કહ્યો. "કુંજબાલા તરફની ઈર્ષ્યાને પરિણામે હું આ સ્થિતિએ પહોંચી છું."

સંન્યાસી—બ્હેન, કાંઇ અડચણ નહીં. તુ હવે સુખેથી અહીં રહે. તમે બન્ને સમારંભમાં આવજો. જેમાં તું ગુપ્ત રહેજે.

વિનોદ—એ દુષ્ટ નટવરચરણને પકડવા હું તમને બનતી સહાય કરીશ.

સંન્યાસી—એ બાબત તમે બિલકુલ ચળવળાટ કરશો નહીં. જો જરા એ વાત એના જાણ્યામા આવશે તો એ એટલો દુષ્ટ છે કે તમારૂં અને વ્રજવાસિનીનું ખુન કરતા ચુકશે નહીં. માટે વ્રજવાસિની ગુજરી ગઇ છે એ વાત અમુક સમય સુધી ખોટી પાડવા યત્ન ન કરશો. વ્રજવાસિની તુ ગુપ્ત રહેજે હો. તેં એની દુષ્ટતા જોઇ છે.

વ્રજ—હાજી, એના વિચારથી હું થરથરૂં છુ

વિનોદચંદ્ર—મહાત્મન્ ! હવે આપે પુછેલા એકે એક પ્રશ્ન મને સ્ફુરે છે. મહાત્મન્ ! મને ક્ષમા કરશો.

સંન્યાસી—બાબુ, ક્ષમા કરવાનું કાંઇ કારણ નથી. પણ સંસારમાં હોંશ્યારીથી રહેવાની જરૂર છે. તેતો હવે તમને આપો આપ સહમજાયું હશેજ.

વિનોદ—આપ અત્રે નિવાસ કરો. આપની સુશ્રૂષા મારાથી કંઇ બની નથી.

સંન્યાસી—બાબુ, એક ક્ષણ નકામી જવાદેવા જેવી નથી. કારણ તે મોહિની એવી દુષ્ટ છે કે કયી ક્ષણે કુંજબાલાનો પ્રાણ લેશે તેની મને ફીકર થયા કરે છે. વળી મારે વીરપુરમાં જઈ ખિશ્કોલીશંકર તથા હરખશંકરની ચિકિત્સા જોવી છે. હવે આપણે સમારંભમાં મળીશું. બાબુ સાહેબ, સાવધ રહેજો હો. એકફેરી ભુલ પ્રભુ માફ કરે છે. પણ બીજી ભુલ માફ નથી કરતો, એ એનો મહાન્ નિયમ છે. માટે ભુલશો તો બાજી બગડશે.

વિનોદ—જી, બહુ સારૂ. હવે કદી ભુલ્ર નહીં થાય.

સંન્યાસી વિશેષ વાત કર્યા વગર થોડા કલાક ત્યાં રહ્યો. ને ભોજન લઈ ત્યાંથી ચાલ્યો ગયો.

# પ્રકરણ ૨૫ મું.



## વીરપુરમાં.



ઇશ્વરની કૃપાની બલીહારી જુદી છે. થોડા દિવસ ઉપર એક સંન્યાસી વીરપુરમાં આવ્યો હતો. તેણે એક અજબ દવા ખિસ્કોલીશંકરને આપી. જેનાથી તેના શરીરમાં શક્તિ આવી, ને જીભ છુટી ગઇ. સંન્યાસી જોડે તે બે ચાર દિવસ રહ્યો હતો. તેની જોડે કેટલીક વાતો થઇ હતી. પણ શું વાતો થઇ હતી તે કોઇ જાણતું નહતું. જોકે ખિસ્કોલીશંકર હરી ફરી શકતો હતો. પણ તેણે બોલવાનો નિયમ લીધો હતો. તે લખીને વાત કરતો. ચંદુલાલ શેઠ સાવ પાયમાલ થઇ ગયા હતા. તેને એજ સન્યાસીએ હજારેક રૂપીઆ અંગ ઉધાર આપ્યા હતા. જેની મદદથી એક કાપડની ન્હાની દુકાન ખોલી હતી. હિરાગૌરીનો મદ ઉતરી ગયો હતો. તેણે એક ઘંટી ખરીદી હતી. તેનાથી પોતાનું અનાજ દળતી. ગાય રાખી હતી, તેનું દુઝાણુ જેવુ રાખ્યુ હતુ. જેમાથી ઘી બનાવતી, છાશ વેચતી. ચમન પટેલ અને મીઠી હમણા વીરપુરમાં શ્રીમાન્ ગણાતાં. હરખશંકર જોષી હમણાં "ચકલી ફુલેકે ચ્હડી" હોય એમ ઘુમતો. ને સોના સહસ્ર કરીને ગપ્પા મારતો.

એક દિવસ સ્હાજનો ખિસ્કોલીશંકર બેઠો બેઠો માળા ફેરવતો હતો, ત્યા પેલો સંન્યાસી આવી પહોચ્યો. એને એ ઇશ્વર તુલ્ય ગણતો. તેને સન્માન સાથે પોતાના ઘરમાં લઇ ગયો.

"મહારાજ," ખિસ્કોલીશંકરે કહ્યુ, "હવે મારી નક્કી ખાત્રી થાય છે કે એ મોહિનીદેવી તે નર્મદાજ. એજ રાં......મને આવીને ડરાવી ગઇ હતી. તેમ હરખશંકરને ફોસલાવનાર પણ એજ. ચંડિકા માતા........એજ થઇ હતી."

સંન્યાસી—પુરાણી, હવે એના પાપનો ઘડો ભરાયો છે. તે યોગરદમથી પાછી પડે છે. પુરાણી, તમારે સમારંભમાં આવવું પડશે. કારણ મેં તેમને ત્યાં પકડવાં ધાર્યાં છે. ત્યાં સુધી મુગા મરી રહેજો.

ખિસ્કો—જી, બહુ સારૂ સાહેબ.

સન્યાસી—મારી જોડે થોડા દિવસ બહારગામ આવશો. પ્રથમ આપણે ઇલોરાની ગુફા આગળ જઇશું, ત્યાં તમને ધુશ્મેશ્વરનાં દર્શન થશે. ત્યાં એની તિજોરી છે, તેનો કબજો લેવો છે. ત્યારપછી જ્યારે તે સમારંભમાં જશે તે વખતે મારે વીરપુરની તિજોરીનો કબજો લેવો છે. મેં બંગાળાના પોલીસ અમલદારને નટવરચરણ કોણ છે એમ પુછાવ્યુ છે. એ આવશે કે તુરત એને પકડવો છે.

ખિસ્કો—જી, બહુ સારૂ, સાહેબ; હું તમારી જોડે રહીશ.

સંન્યાસી ઢોંડુપંતનો હેતુ ખિસ્કોલીશંકરને પાસે રાખવાનો એ હતો કે બાજી બરોબર પાકવાને સમયે બેવકુફીથી કોઇને મ્હોંએ કાંઇ ભસી વળે તો ખેલ ચુંથાઇ જાય, માટે તેમ થવા ન દેવું. ખિસ્કોલી-શંકર ઢોંડુપંતની જોડે જવા તૈયાર થયો.

બાપ જન્મારે પહેલીવાર તે સેકંડ કલાસના ડબામાં બેઠો હતો એટલે તેને નવાઇ લાગતી હતી. ઘડીકમાં તે ચાટલામાં મ્હો જોતો, પણ પોતાની વિરૂપતામાં વૃદ્ધાવસ્થાએ કરેલી વિશેષતા તેને જોવી ગમતી ન હતી. ઘડીકમાં તે ચકલી ફેરવી પાણી કહાડતો, ઘડીકમા બ્હારીના કાચ ઉઘાડતો, તો ઘડીમાં તે બ્હારીઓ બંધ કરતો.

"પુરાણી, જરા આબરૂભેર બેસો. સારૂં છે કે આપણે એકલા છીએ, બાકી કોઇ ત્રીજો ગૃહસ્થ બેઠો હોય તો તમારી કિંમત કરી કહાડે," સંન્યાસી બોલ્યો.

"સાહેબ," ખિસ્કોલીશંકરે કહ્યુ, "આ ડબામા બેસતાં મને એટલો આનંદ થાય છે, શરીરમા ગલગલીયા થાય છે, ને એમ થાય છે કે કુદુ. આના શું દામ પડતા હશે?"

સન્યાસી—ત્રીજા કલાસના ભાડાથી ચાર ગણા વધારે; પુરાણી.

ખિસ્કો—પૈસા વધારે ખરા, સાહેબ.

આ પ્રમાણે વાતો થયા કરતી હતી. ઢોંડુપંતના મનમા થયા કરતુ હતું કે આ પુરાણીને કબજે રાખ્યા વગર છુટકો ન હતો. કારણ એને બહુ વાતો કરવાની ટેવ હતી. વાતુડા માણસો વાતોમાં ને વાતોમાં એવું આડું અવળું વેતરી દે છે કે તેથી અણધાર્યાં નુકસાન થાય છે.

તેઓ ઇલોરાની ગુફા આગળ પહોચી ગયા. ત્યા એક સુંદર મઢુલી હતી, જેમાં એક જુવાન બ્રાહ્મણ તેની સ્ત્રી સાથે બેઠો હતો. સંન્યાસીને જોઇને તે ઉભો થયો

"પધારો સાહેબ," તેણે માનપુરઃસર કહ્યું.

ઢોંડુપંત ત્યાં બેઠો, ને ખિસ્કોલીશંકરને એક સીપાઇ જોડે ગુફા જોવા મોકલ્યો.

"કેમ. મહારાજ," ઢોંડુપંતે કહ્યું "તમારા શેઠ અહીં આવ્યા હતા કે?"

"હા જી," તેણે ઉત્તર દીધો, "ઘણા દીવસ ઉપર તે બન્ને અહીં આવ્યાં હતા ને બહુ પ્રસન્ન જણાતાં હતાં."

"કાંઈ નાણું લઈ ગયાં કે કેમ?" ઢોંડુપંતે પ્રશ્ન પુછ્યો.

"જી" તેણે ઉત્તર દીધો, "તેની મને ખબર નથી."

ઢોંડુપંત ઉઠયો ને સાથે એક અંગરક્ષકને લીધો. તેની જોડે નટવરચરણના ખજાનાવાળા ભોંયરામાં દાખલ થયો. વ્રજવાસિનીને અહીં મોકલવાનું ધાર્યા પછી તેઓ અહીં આવ્યા નથી એ પણ ઠીક છે." તેણે વિચાર્યું.

ચોગરદમ તાંબાની દેગડીઓ ગોઠવી દીધી હતી. જેમાં કોઇમાં હિરા, તો કોઇમા માણિક્ય, તો કોઇમા સોનાની લગડીઓ, તો કોઇમા રૂપાની લગડીઓ હતી. જાતજાતના રૂપાના સિક્કાઓ છુટા પડ્યા હતા. "દ્રવ્ય લઈ ગયો જણાય છે ખરો," તેણે વિચાર્યું. કાગળ ઉપર બધી નોંધ કરી લીધી; તે બહાર આવ્યો તે વખતે ખિસ્કોલીશંકર ગુફા જોઇને આવ્યો હતો.

"ઓહોહો, શું કારીગરી છે! કાળા માથાનું માનવી શું કરી ન શકે!" તે પ્રસન્ન થઈ બોલ્યો.

ઢોંડુપંત—કહે છે કે આ બધી મનુષ્યની કારીગરી નથી. વિશ્વકર્માએ બનાવેલું છે. તેટલા માટે આ સ્થળને સુતાર વર્ગ પોતાના તીર્થસ્થાન તરીકે માને છે.

ખિસ્કો—સ્હમજણ પડી.

ઢોંડુ—હવે અહીંથી એક ગાઉ ઉપર ઘૃશ્મેશ નામનું શિવાલય છે, ત્યાં દર્શન કરી આવો.

ખિસ્કો—જી, બહુ સારૂં સાહેબ.

ઢોંડુ—ત્યાં ઘણા બ્રાહ્મણો છે, તે તમારો જીવ ખાશે. તેમના ઉપર ગુસ્સે ન થશો, તેમ કોઇ આડી અવળી વાત ભસી ન દેશો.

ખિસ્કો—જી, બહુ સારૂં સાહેબ.

ઢોંડુ—મુદ્દાની વાત કહેવી ભુલી જાઉં છું. આ સ્થળમાંથી તમારા બાબુ સાહેબનો ઉદય થયો છે. અહીં ભીખારી જેવા પડી રહેતા. ત્યા તમારા નર્મદા—મોહિનીદેવી—એમના ઉપર મોહિત થઇ ગયાં, ને ભાગ્યદેવી પણ પ્રસન્ન થયાં.

રક્ષક બ્રાહ્મણ—આ મહાત્માએ મને સ્હમજાવ્યો, ત્યારે જ સ્હમજ્યો કે નટવરચરણ આટલો બધો પૈસાવાળો છે. વરસમા બે ચાર વાર આવતો, મને જાત જાતની ચીજો ભેટ આપતો, ખાવાનું આપતો, પૈસા આપતો એટલે આપણે પ્રસન્ન થઇ જતા.

ખિરકો—જણાઓ છો દેવાનાંપ્રિય જેવા તો.

ઢોંડુ—પુરાણી, તમારી જીભ ઝાલી રહે એમ નથી. ઠીક ત્યારે તમે ઘ્રુશ્મેશનાં દર્શન કરી આવો.

પુરાણી તથા એક માણસ એ બાજુ ગયા. કલાક થઇ એટલામાં બે ઘોડે સ્વાર દોડતા ઔરંગાબાદથી આવી પહોંચ્યા અને ઢોંડુપંતને સલામ કરી એક જરૂરી તાર આપ્યો. ઢોંડુપતે તે વાચ્યો. તેની મુખમુદ્રા જે સાધારણ રીતે ગભીર જણાતી તે પ્રસન્ન જણાઇ.

"અચ્છા," એટલો જવાબ તેણે દીધો કે ઘોડેસ્વાર સલામ કરી ચાલતા થયા.

"બસ, મારે આટલુ જ જાણવું હતુ.' તેણે મનમાં વિચાર કર્યો. "નટવરચરણ એજ એ માણસ કે કેમ તેની મને શંકા હતી. મેં બંગાળાના મુખ્ય પોલીસ અમલદારને બધી બાતમી આપી હતી. પણ તેજ એ એમ મારાથી કહી શકાતુ ન હતું. હવે મારે એને સમારંભમાંજ પકડવો છે. મારી પાસે એને પકડવાનુ વારંટ છે."

બ્રાહ્મણ જોડે આમ તેમ વાતો કરી તેણે વખત ગાળ્યો. બે એક કલાકે ખિરકોલીશંકર આવ્યો. તેની જોડે તે રાત્રિએ ત્યાં મુકામ કર્યો.

બીજે દિવસે સ્હવારે તેઓ ઔરંગાબાદ ગયા, જ્યાંથી બ્હારોબ્હાર મુબઇ જવા ઉપડી ગયા.

ત્યાં જઇ નટવરચરણ સંબધી બાતમી લેવા તે ફરી આવ્યો. ચારેક કલાક રહી. તેઓ નિર્મળગામ ઉપડી ગયા.

નિર્મળગામમાં એકાદ દિવસ રહ્યો, ત્યાં ઢોંડુપંત ઉપર એક બીજો તાર આવ્યો. વાચીને તેણે કપાળ ઉપર એક ટકોરો માર્યો.

તે મનમાં બડબડયો. " રહમજયો, મારવાડી ભજગોવિંદને દેવાળું કહડાવનાર પણ એજ દુષ્ટ છે. મધુકરને પાયમાલીમાં લાવવાનો એનો પ્રયત્ન. ઇલોરાની ગુફામાંથી પૈસા લઇ ગયેલો તે એને સારૂજ. ભજગોવિંદ પણ કેવો દુષ્ટ. પૈસા મળ્યા એટલે આબરૂની શું કામ દરકાર રાખવી. ખેર, હવે બચ્ચા નટવરચરણ, તું મારા પંજામાં બરાબર આવ્યો છે. હવે કેવો છટકે છે, તે જોઇએ છીએ. જય મંગળમય પ્રભુ, દુષ્ટને પકડવાને બરોબર સહાય કરજે. "

## પ્રકરણ ૨૬ મું.

### સાક્ષર સંમેલન, (કાંતિલાલની જયંતિ).

નિર્મળ ગામમાં આજ ધમાલ ચાલી રહી હતી. સ્ટેશન ઉપર સ્વયંસેવકો પોતાનો ખાસ વેષ પહેરી, હાથમાં જ્યેષ્ટિકા લઇ, આમ તેમ ફરતા હતા. કેટલાક વિદ્વાન મહાશયો આવી ચુકયા હતા, ને કેટલાક આવવાના હતા. અજમેરથી ખાસ ટ્રેઇનમા ચિદાનંદ ગુરૂ, મધુકર વિગેરે બધા બે કલાક પછી આવવાના હતા. તેમનો વરઘોડો ચ્હડવાનો હતો. તેની ગોઠવણ કરવા પેમરાય તથા વિષ્ણુકુમાર આવી પહોંચ્યા હતા. જુદી જુદી સંસ્થાઓના પ્રતિનિધિઓ, પેપરના અધિપતિઓ, તેમ રીપોર્ટરો, આવતા હતા, ને તેમને માટે બંગલા, ઘર, જે આ પ્રસંગે ભાડે લેવામા આવ્યા હતાં, તેમાં ઉતારો આપવામાં આવતો હતો. મંડપ ઘણો સુંદર બાંધવામાં આવ્યો હતો. જેની મધ્યમાં કાતિલાલની ભવ્ય છબી મુકવામાં આવી હતી. તેને એક પડખે સરસ્વતીની છબી તથા બીજે પડખે ચિદાનંદ ગુરૂની છબી મુકી હતી. ત્યાર પછી સદ્દગત તથા હયાત સાક્ષર સ્ત્રીપુરૂષોની છબીઓ ગોઠવી હતી; મહા પુરૂષોના આદર્શ સૂચક વચનો, ઈંગ્લીશ, સંસ્કૃત, પરસ્યન, તથા ગુજરાતી ભાષામાં ઠેર ઠેર ચ્હોડી દીધાં હતાં. મંડપમાં વેદી ઉપર ખાસ વર્ગ માટે બેસવાની ગોઠવણ કરી હતી. તથા શ્રોતાજનો માટે અધિકાર પ્રમાણે ક્રમશ: ખુરશીઓ ગોઠવી હતી. વિજળીના પંખા તથા દિવાની યોજના કરવામાં આવી હતી. મંડપ ઘણો ભવ્ય લાગતો હતો.

બપોરના બે વાગે નિર્મળગામમા ખાસ ટ્રેઇન આવી પહુંચી. જેમાંથી ગુરૂ ચિદાનંદ, કિશોરચંદ્ર, દયા, માલતી, ભગવતી, મધુકર, કુંજબાલા, મંજરી, જલાલુદ્દિન, અમીના, ફીલીપ, ઇશ્વરચંદ્ર, ઇંદિરા, નસરવાનજી, ગુલબાનુ, હોનારેતરાવ, તથા મેડહાઉસમાંથી ડાહ્યા થયેલા મિશ્રકાન્ત વિગેરે હતા. સ્ટેશન ઉપર ધ્વજા, પતાકા હારબંધ ગોઠવી દેવામાં આવ્યાં હતાં. બે ચાર મોટાર અને બીજી ચચ્ચાર ઘોડાની ઘણી ગાડીઓ ત્યાં તૈયાર ઉભી હતી. જેમાં ક્રમશઃ બધાં ગોઠવાયાં. એક ગાડીમાં ચિદાનંદ ગુરૂ, મંજરી ને ફીલીપ બેઠાં. એકમાં મધુકર, કુંજબાલા તથા ભગવતી બેઠાં હતાં, અને એમ ક્રમવાર ગાડીઓ પસંદ કરી બધાં બેઠાં.

ત્યા બેંડ વાગતું હતું. ચિદાનંદ ગુરૂનો, કાંતિલાલનો, અને સરસ્વતી દેવીનો જય બોલાતો હતો. ક્રમશ. ગાડીઓ ચાલવા માંડી. નિર્મળ ગામમા ઘરોના ઓટલા, મેડીઓ, છજા, છાપરાં, ઝાડ, તથા રસ્તા પ્રેક્ષક વર્ગથી ચિકાર ભરાયા હતા. પોલીસ તરફથી રસ્તામા સારો બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. ચાર કલાક સુધી વરઘોડો શહેરમાં ફર્યા પછી સૌ પોતપોતાને નિર્માણ કરેલા સ્થળમાં ગયા. લોકોએ આખે રસ્તે ચિદાનંદ ગુરૂ ઉપર પુષ્પ વૃષ્ટિ કરી હતી

મહેમાનોને કોઇ પણ પ્રકારની અડચણ ન થાય, તેને માટે વિષ્ણુકુમારે ખાસ માણસો રાખ્યા હતા. તેમને ખાવા પીવાની, મેવા, આઇસ, સોડા, વિગેરે મળે તેની તજવીજ રાખવામાં આવી હતી. તેમ તેમને વાંચવા માટે જાત જાતના માસિકો, દૈનિક તથા સાપ્તાહિક પત્રો મળે એવો ખાસ બંદોબસ્ત રાખ્યો હતો. તેમની તબીયતની તપાસ રાખવા ખાસ દાક્તરો રાખવામા આવ્યા હતા, તેમ ટપાલ, તથા તાર ખાતા જોડે લખાણ કરી તેની ખાસ શાખાઓ ખોલવામાં આવી હતી. તે રાત્રિએ બધાએ આરામ લીધો. સાક્ષરો આવ્યે જતા હતા, તેમનો સ્વયંસેવકો સત્કાર કરતા ને ઉતારો આપતા. કેટલાક સાક્ષરો તેમના સ્નેહી જનોને ત્યા ઉતર્યા હતા, જેમની તજવીજ વિષ્ણુકુમાર રાખતો.

મહેમાનો આવા સારા બંદોબસ્તથી ઘણા પ્રસન્ન થઇ ગયા હતા. બે દિવસસથીજ સ્વાગતા શરૂ થઇ હતી. જ્યાં મધુકર વિગેરેની વાહ વાહ બોલાઇ હતી.

બીજે દિવસે બાર વાગેથી સાક્ષર સમારંભ થવાનો હતો. પ્રમુખસ્થાને ચિદાનંદ ગુરૂ બિરાજવાના હોવાથી કેટલાંક પત્રોએ શરૂઆતમાં વિરૂદ્ધ ટીકા કરી હતી, જેને કેટલાંક પત્રોએ રદીઆ આપી ચિદાનંદ ગુરૂના પ્રમુખસ્થાનનો યોગ્યતાનો બચાવ કર્યો હતો. પણ હાલ તે વાત ભુલાઈ ગઈ હતી. બધા પત્રોએ તેમ સાક્ષરોએ એકે અવાજે ચિદાનંદ ગુરૂની તેમ મધુકરની પ્રસંશા કરી હતી. હાલમા મધુકર વિપત્તિમા છતા, આવા સમારંભનું ભારે ખરચ કરી, પોતાની ધારણા અમલમા મુકી તેને માટે તમામ પત્રો એકે અવાજે તેની પ્રસંશા કરતાં હતાં તેમ તમામ મહેમાનોની અસાધારણ સરભરા કરવા માટે વ્યવસ્થાપક મી. વિષ્ણુકુમારની પ્રસંશા પણ બધાં પત્રો એકે અવાજે કરતાં હતા.

સમારંભને દિવસે બનારસથી એક સ્પેશ્યલ ટ્રેઇન આવવાની હતી. તેમાં બાબુ વિનોદચંદ્રભૂષણ, નટવરચરણ તથા મોહિનીદેવી આવવાનાં હતાં. તેમના સત્કાર માટે મધુકર, પ્રેમરાય વિગેરે ગયા હતા. તેમને માટે મોટાર અને બેંડ હાજર હતું. સ્હવારના સાડાઆઠ વાગે સ્પેશ્યલ ટ્રેઇન આવી પહોચી. અંદરથી ત્રણે જણાં ઉતર્યા. તેમણે શોકનો ખાસ પોશાક ધારણ કર્યો હતો. અરસ પરસ મેળાપ થયા પછી, વાગતે બેંડે તેમને ઉતારે લઇ જવામા આવ્યાં હતાં.

તે દિવસના બાર વાગતા સભામંડપ ચિકાર ભરાઇ ગયો હતો. ચિદાનંદગુરૂ શરૂઆતથીજ આવીને બેઠા હતા. મધુકર તથા તેમના મિત્રવર્ગ ને તેની સ્ત્રીઓ ભાષણ કરવાને તૈયાર કરેલા પ્લેટફોર્મ પાસે ખુરસીઓ નાખી બેઠાં હતાં

મહાન્ લેખકો, નવલકથા કથાકારો, કવિઓ, નાટયના લેખકો, પરચુરણ વિષયો ઉપર લખનારાઓ, રાજ્યદ્વારી વિષયો લખનારાઓ તમામ હાજર થયા હતા, અને પોતપોતાના ક્રમમાં ગોઠવાઇ ગયા હતા. ન્હાનામા ન્હાના લેખકનું પણ અપમાન થાય, એને ઓછું ન ન ઓવે, એવી બેસવાની તજવીજ વિષ્ણુકુમારે કરી હતી. સ્વાગત કમીટીનો તે પ્રમુખ હતો. શરૂઆતમાં ઇશ્વરચદ્ર તથા ઇદિરાએ સભામંડપમાં ઉભાં થઇ, હાથમાં વીણા ને કરતાલ સાથે ઇશ્વર સ્તવન કર્યું. પછી સુંદર કંઠથી ગાઇ શકે તેવી સ્ત્રીઓએ સરસ્વતી દેવીના ગુણાનુવાદ ગાયા. ત્યારબાદ કાંતિલાલની પ્રસંશાના કેટલાંક ગાયનો

ગવાયાં. તે કાર્ય લગભગ પોણો કલાક ચાલ્યું. ત્યાર પછી સ્વાગત કમીટીના પ્રમુખ મી. વિષ્ણુકુમારે ચિદાનંદ ગુરૂ વિગેરેનો, તેમ સાક્ષર વર્ગનો, આવીને સભામંડપ પાવન કરવા માટે ઉપકાર માન્યો.

બાબુ વિનોદચંદ્ર ભૂષણે દરખાસ્ત મુકી કે મહાત્મા શ્રીચિદાનંદ ગુરૂ પ્રમુખસ્થાને બિરાજે. તે દરખાસ્તમા તેમની સાધુતા, વિદ્વત્તા અને વ્યવહાર કુશળતાની પ્રસશા કરવામાં આવી હતી.

તેને પ્રોફેસર જલ્લાલુદ્દિને તેવીજ દલીલોથી ટેકો આપ્યો, ને ઇશ્વરચંદ્રે વિશેષ અનુમોદન આપ્યું.

"જય સચ્ચિદાનંદ" ના ધ્વનિ સાથે તે મહાત્મા પ્રમુખના આસન ઉપર બીરાજયા તે વખતે તમામ સભા મંડપમા આવેલા સ્ત્રી પુરૂષો ઉભાં થયાં. આ દેખાવ જોવાને કિશોરચંદ્રની ઇચ્છાથી હોનારતરાવને ડૉક્ટર નસરવાનજીને પડખે બેસાડવામાં આવ્યો હતો. તે તોફાન ન કરે એટલા માટે બે અંગરક્ષક તેની પાછળ ઉભા હતા.

ચિદાનંદ ગુરૂએ બેઠે બેઠે નીચે પ્રમાણે ભાષણ કર્યું—"વિદુષી સન્નારીઓ, અને સાહિત્ય પ્રિય વિદ્વજ્જનો! સમારંભના નિયમાનુસાર મારે તમારા સમક્ષ ઉભા રહીને બોલવું જોઇએ. પણ વૃદ્ધ અવસ્થા અને શારીરિક નબળાઇથી હુ ઉભો રહી શકું તેમ નથી, માટે બેઠે ભાષણ કરૂ તો ક્ષમા કરશો. (તાળીઓ) આજ આપણે આપણા દેશના એક જાણીતા વિદ્વાન્ અને નવલકથાકારની જયતિનો ઉત્સવ કરવાને ભેગા થયા છીએ. સ્દ્ગત સાક્ષર શ્રી કાતિલાલ (તાળીઓ) જેણે પોતાનું નામ લેખક તરીકે દુનિયામાં અમર કર્યું છે, તેને અભિનંદન આપવાને આપણે ભેગા થયા છીએ. એ વિદ્વાન જો આજે હયાત હોય તો એને કેટલો આનંદ થાત! પોતાનાં પુસ્તકો જનસમાજને રૂચિકર થાય છે કે નહીં તે જાણવાને તેમને ઘણી જીજ્ઞાસા હતી. પણ સન્નારીઓને સદ્ગૃહસ્થો, જે મહા પુરૂષની આજે આપણે એકે અવાજે પ્રસંશા કરીએ છીએ, તેમનું જીવન તમે તપાસશો તો ઘણું દુઃખમય હતું. અત્રે આવેલામાંના ઘણાકને–યુવાન વર્ગ બાદ કરતાં–તે સાક્ષરને જાતે જોવાનું માન હતું. ઘણો ભાગ તેમના કુટુંબી જનોનો છે. તેમ તેમના વિરૂદ્ધ પક્ષમાંના પણ કેટલાક હયાત છે.

"જેવી રીતે વ્યવહારિક દુનિયામા સમાન સ્થિતિના માણુસોમાં પરસ્પર સ્પર્ધા, ઇર્ષ્યા નજરે પડે છે, તેવી રીતે સાહિત્યના વિષયમાં છે. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો હુ તમારામાંના કોઇ ઉપર આક્ષેપ મુકવા નથી માગતો, કોઇનું હૃદય દુભાવા નથી માગતો, પણ સદ્‌ગત કાંતિલાલ જેવાના જીવનના અનુભવ ઉપરથી તેમ તમામ દેશના સાહિત્યના ઇતિહાસ ઉપરથી, જે મારી અલ્પ મતિ પ્રમાણે સ્હમજી શકયો છું તે તમારા સમક્ષ રજુ કરૂં છુ. (તાળીઓ). કાંતિલાલમાં બુદ્ધિ હતી, નૈસર્ગિક શક્તિ હતી; લેખક તરીકે, જન સ્વભાવના પરીક્ષક તરીકે તેમનામાં દિવ્ય અંશ હતો. પણ તેમનો સ્વભાવ લાગણીવાળો હતો. અને કમનસીબે તે એક બે એવા દુશ્મનોના ઝપાટામાં આવી ગયા હતા કે તેમને નરમ કરવાનું તેમનામાં મનોબળ નહતુ, આથી સાહિત્યની દુનિયાને લાભ થયો. જેમ જેમ તેમના દુશ્મનોએ તેમની કૃતિઓ ઉપર આક્ષેપ કર્યો તેમ તેમ તેમનાં પુસ્તકોની શૈલી ભાષા, વસ્તુ સુધરતાં ગયાં, પણ લાગણીવાળા સ્વભાવને લીધે તેમને ક્ષયરોગ લાગુ પડયો, તેમ એક પ્રકારનો અસંતોષ ઉત્પન્ન થયો, "મારામાં કાંઇ માલ નથી, મારાં પુસ્તકોની હાંસી થાય છે, મારી મહેનત વ્યર્થ ગઇ," એવા પ્રકારનો વ્યામોહ થયો. જે પુસ્તકોની આજ જોઇએ એવી પ્રતો નીકળે છે, તથા જેનાં યુરોપીયન ભાષામાં ભાષાન્તરો થયાં છે, તે પુસ્તકો તેમની હયાતીમાં તેમના દુષ્મનોની ઇર્ષ્યાને લીધે બીલકુલ ન વચાતા. રાત્રિના ઉજાગરાઓ કરીને, દેશાટન કરીનેજ તે સ્વભાવનું નિરીક્ષણ કરવાના પુષ્કળ દ્રવ્યના અને તંદુરસ્તીના ભોગે, અને યશની ઇચ્છાથી લખાયલાં પુસ્તકો જ્યારે નિર્માલ્ય જેવાં ગણાયા, ત્યારે સ્વાભાવિક છે કે તે સાધુ ચરિતને ક્ષોભ થાય. આવે વખતે જો તેમણે "આપણે કર્મના અધિકારી છીએ, ફળના નથી," એ સિદ્ધાંત મનમા રાખ્યો હત તો તેમને આ અસંતોષ ન થાત. પણ પ્રભુની ઇચ્છાનુસાર જેમ થવાનું હતુ તેમ થયું. આપણુને ખાત્રી છે કે જો કે તેમનો સ્થૂળ દેહ નાશ પામ્યો છે છતાં તેમનો સૂક્ષ્મ દેહ આ પ્રસંગે શાંતિ પામતો હશે આવા સાક્ષર પિતાની જયંતિ ઉજવવાનું માન તેના પુત્ર મધુકર (તાળીઓ)ને તેના સન્મિત્રોને ઘટે છે. (જોરથી તાળીઓ) મધુકરનું મિત્રમંડળ, જે એક ઉચ્ચ પ્રકારના વિદ્વજ્જનોનું બનેલું છે, (તાળીઓ) તે આપણા દેશમા

આદર્શરૂપ છે. સદ્દગત પિતાનું શ્રાદ્ધ આજ આ ક્ષણે મધુકર કરે છે, અને સ્નેહીજનોના શુભ આશીર્વાદ રૂપ પિંડ કાંતિલાલનો સૂક્ષ્મ દેહ સ્વીકારે છે. મધુકરે પોતાનું કર્તવ્ય કર્યું છે, ને એ કર્તવ્યને સંપૂર્ણ ટેકો આપનાર આજના સભાજનો છે સન્નારીઓ, અને સદ્દગૃહસ્થો, બીજા ઘણાને બોલવાનું હશે. માટે તમારો વખત હું લેવા નથી માગતો પણ એક વિષય ઉપર બોલી હું વિરમવા માંગું છું. આપણે મધુકરનું જીવન શુ શીખવે છે તે જોઇએ. આપણા આત્માને શાન્તિની અપેક્ષા હોય તો ખરા મનથી કર્તવ્ય કરવું, પણ ફળની, જન સમાજના અભિપ્રાયની અપેક્ષા ન રાખવી. લોકમતને હજાર માથાનો રાક્ષસ એક ઈંગ્રેજ કવિએ કલ્પ્યો છે, તે બરાબર છે. બીજું સાક્ષર સન્નારાઓને તથા વિદ્વજ્જનોને મારી એટલી નમ્ર વિનતિ છે કે તમારે તમારા લેખક વર્ગ તરફ ઉદાર મન રાખવું. જો તમારૂં સાહિત્ય ખીલવવુ હોય તો ન્હાનામા ન્હાના લેખકની, નજીવામાં નજીવું લખનારની અવગણના ન કરવી. જે લખાણો સર્વકાલિન રહેવાનાં તે રહેવાનાં. ને કાલિદાસ, ભવભૂતિ, શેકસપીયર કે મણિલાલ, ગોવર્ધનરામ, પ્રેમાનંદ કે દયારામ જેવાતો સૈકામાં એક કે બે થવાના. છતાં, સાહિત્યમાં પ્રીતિ રાખનાર લેખકનો અનાદર ન કરવો. હાલના વિદ્વાનોમાં એક દોષ મારી અલ્પમતિ પ્રમાણે નજરે પડે છે. અને તે એ કે "અમે વિદ્વાન્, અમે સ્હમજનારા છીએ ને બીજા બધા હલકા છે.'

આ દોષ સાહિત્યની ક્ષતિ કરે છે, અભિવૃદ્ધિ થતાં અટકાવે છે. કેટલાક વિદ્વાનો પોતાના મિત્રોની,—સગાંની કૃતિ ગમે તેવી હોય છે, તોપણ ઉત્તમ પંક્તિમા મુકવા માગે છે, જ્યારે બીજા માણસોની ઉત્તમ કૃતિઓને પણ ગૌણ ગણે છે. કેટલાક વિદ્વાનો યુનીવ્હર્સીટીની 'ડીગ્રી' ધારણ કરનારના લેખો—પછી તે ગમે તેવા હોય તેને મહત્તા આપે છે, જ્યારે "ડીગ્રી" ધારણ ન કરનાર વિદ્વાનોની કૃતિને ઉતારી પાડવા માગે છે.

આમ થવાથી તાત્કાલિક ખરાબ પરિણામ આવે છે. સાહિત્યમાં લેખોની કૃતિની કસોટી થવાની જરૂર છે. પણ તે ટીકાકાર થનાર માણસ ઘણા જ ઉદાર મનના, સ્વાર્થહીન, નિરભિમાની, વિદ્વાન, ઈશ્વરને માનનાર, જનસ્વભાવના પરિક્ષક હોવા જોઇએ. આમ થાય તો સાહિત્યની વાડી ખીલે. આપણું સાહિત્ય શુષ્ક, નિર્માલ્ય અને

રંક થતું જાય છે. સારા લેખકોની કાંતિલાલની માફક ગણના થતી નથી. વિદ્વજ્જનોની ખુશામત કરીને "એક સુઠને ગાંગડે ગાંધી થનાર" એક વર્ગ છે. છતાં મારો નમ્ર મત એ છે કે વિદ્વાનોએ પરસ્પર ઇર્ષ્યા, દ્વેષ ઇત્યાદી દોષો છોડી દેવા.

છેવટમા, સદ્દગત કાંતિલાલના આત્માની આપણે અવિચ્છિન્ન શાંતિ ઇચ્છીશું. આપણા દેશના સાક્ષરોની આ પ્રમાણે જયંતિ ઉજવવાની જરૂર છે. એ વાત ખરી છે કે આવા સમારંભો દ્રવ્યના ભોગ વગર, સમયના ભોગ વગર થઇ શકતા નથી છતાં આવશ્યક છે તે તો તમે સર્વે કબુલ કરશો જ. આવા પ્રસંગોમાં જુના અને નવા વિદ્વાનો, જેમનાં નામ માત્ર વર્તમાનપત્રોમાં વાંચવામાં આવતાં હોય અગર જેમની કૃતિ ઉપરથી એક બીજાને ઓળખતા હોય, તેમને પરસ્પર મળવાનો લાભ મળે છે. એક બીજાના ગુણ દોષ નિરીક્ષણ કરવાનુ મળે છે, એક બીજાના વિચારો સ્હામસ્હામા અદલબદલ કરવાનો પ્રસંગ મળે છે. વિદ્વાનોએ એમ ધારવાનું કારણ નથી કે ન્હાના માણસો, નકામા માણસો, આમાં ધામધુમ કરી આગળ પડી જાય છે તેથી આપણી વિદ્વતા ઓછી થઇ જાય છે માટે જેમ બને તેમ ઉદાર મન રાખવું.

સન્નારીઓ ને સદ્દગૃહસ્થો, હુ એક જુના જમાનાનો, સામાન્ય માણસ હુ છતાં મે ઘણું જોયુ છે, વાંચ્યુ છે. ને તેને આધારેજ હુ બોલવાની હિંમત ધરૂં છું. સાહિત્યની પ્રીતિ હોવી એ ઇશ્વરની બક્ષિસ છે. મ્હોટા મ્હોટા રાજાઓ અને શ્રીમાન્ પુરૂષો સાક્ષરોને માન આપે છે. એમના પદની ઇર્ષ્યા કરે છે. માટે સાહિત્યનું ક્ષેત્ર ખિલવવુ જોઇએ. કાંતિલાલે જેમ આખું જીવન પછાડા માર્યા, ને છેવટ પોતાની કૃતિનું ફળ જોયા વગરજ વિદેહ થયા, તેમ બીજા વિદ્વાન્ લેખકોની દશા ન થાય એ તમારે જોવાનું છે. ને તેટલાજ માટે સાહિત્યના ક્ષેત્રમાં બહુ ઉદાર મન રાખવાની જરૂર છે પછી તો જેમ તમે સર્વે ધારો તે ખરૂં. ઓમ્ શાંતિઃ શાંતિઃ શાંતિઃ"

પ્રમુખ તરીકેનું ચિદાનંદ ગુરૂનું ભાષણ પુરૂં થઇ રહ્યું કે તાળીઓ ઉપર તાળીઓ પડી, ને સચ્ચિદાનંદનો જયધ્વનિ બોલાયો. ત્યારબાદ સન્નારીઓએ મધુરકંઠથી ઇશ્વર સ્તુતિ ગાઇ. અને બે કલાકનો સમયનિવૃત્તિ માટે મળ્યો.

આ સમયે જેમાં ચ્હા, સોડા, ખાનપાનની દરેક પ્રકારની સોઇ રાખવામાં આવી હતી. વિદ્વાનો પરસ્પર મળ્યા, વાતો થઇ. પ્રમુખના ભાષણને કોઇએ વખાણ્યું તો કોઇએ માલ વિનાનું કહ્યું. ચિદાનંદ ગુરૂ તથા મધુકરને તેના મિત્રો તથા મિત્ર પત્નીઓ મોટારમાં બેસીને પોતાના નિવાસસ્થાને ઉપડી ગયા હતા.

આ બધો વખત ઢોઢુપંત તથા ખિસ્કોલીશંકર મંડપની બ્હાર પોતાના કર્તવ્યમા નિવૃત હતા. ખિસ્કોલીશંકરને તે બીલકુલ પોતાથી છુટો પડવા ન્હોતો દેતો. કારણ તેની વાચાળ ટેવ બધી બાજી બગાડે એમ તેને ધાસ્તી હતી. કુંજબાલાને સંભાળવા તેણે મંડપમા પણ મધુકરને સૂચના આપી હતી તેથી તેની બધી બાજુ અંગરક્ષક સ્ત્રીઓ ઉપરાંત દયા, તથા માલતી બેઠા હતાં.

તે દિવસે ચાર વાગે પાછો સમારંભ થયો, તે એક કલાક ચાલ્યો. ને બીજે દિવસે બારથી પાંચ વાગ્યા સુધી સતત સમારંભ ચાલ્યો. જેમાં જુદા જુદા વિદ્વાનોએ જુદી જુદી રીતે કાન્તિલાલની કૃતિઓની પ્રસંશા કરી. સ્વર્ગસ્થ પિતાને સંપૂર્ણ માન મળ્યુ એમ મધુકરના મનમા થયું. વનમાલાના પોતાના સદ્ગત પતિનું સ્મરણ કરી ધ્યાનસ્થ જેવી બેસતી

છેવટમાં મધુકરે ચિદાનંદગુરૂનો, પ્રેમરાયનો, વિષ્ણુકુમારનો તેમ તમામ સાક્ષર સન્નારીઓનો તથા સદ્ગૃહસ્થોનો ઉપકાર માન્યો. પછી કાતિલાલની પ્રસંશાનાં ગીત ગવાયા, ને મધુકરે સદ્ગત પિતાની છબીની સમારંભનાં મધ્યમાં ઉભા રહી આરતી ઉતારી. ચિદાનંદગુરૂ શિવાય તમામ સભાજનો ઉભાં થયાં હતાં. આરતી ઉતર્યા પછી મધુકરે તે છબી ઉપર પુષ્પની અંજળી નાખી કે તમામ સભાજનોએ તે છબીને પુષ્પથી વધાવી લીધી. પુષ્પનો ઘણો મોટો સમુહ થયો હતો. છેવટમા ચિદાનંદ ગુરૂએસર્વનું કલ્યાણ ઇચ્છયું. ને જયધ્વનિ સાથે સમારંભ સમાપ્ત થયો.

---

# પ્રકરણ ૨૭ મું.

## રંગમાં ભંગ.



સમારંભની સમાપ્તિને બીજે દિવસે રાતના આઠ વાગે મહેમાનોના માનમા 'ઇવનીંગ પાર્ટી' રાખવામાં આવી હતી. જેની પાછળ એક હજાર રૂપીઆ ખર્ચવામા આવ્યા હતા. ઉત્તમ પ્રકારની વાનીઓ તૈયાર કરવામાં આવી હતી. અને દરેક મહેમાનને માટે જુદી જુદી તાસકોમાં તે ગોઠવવામા આવી હતી. એટલે સામાન્ય રીતે જેમ 'ઇવનીંગ પાર્ટી'ઓમાં એક ડીશમાં મેવો, એક ડીશમાં મીઠાઇ એમ ગોઠવવામા આવે છે, તેમ અહીં ન્હોતુ કર્યું. પણ જેમ જમણ વખતે પત્રાળા અગર થાળીઓ પીરસાઈ જણ દીઠ મુકવામાં આવે છે, તેમ ડીશો જણ દિઠ ટેબલ ઉપર ગોઠવી હતી. તેમાં કોઇ પણ પ્રકારની ખામી ન હતી.

સ્હાંજના પાંચ વાગ્યાથી સ્નેહ સંમેલન થયું હતું. જે વખતે ઇંદિરા, અમીના, કુંજબાલા, દયા, ગુલબાનુ પરસ્પર સ્નેહથી ફરતાં ને વાતો કરતાં હતાં.

" આપરે ઘને વરસે મલીયાં, બ્હેન," ગુલબાનુએ લળીને કહ્યું.

ઇંદિરા—બ્હેનો, હુતો તમને પ્રથમજ જોઉં છુ. કારણ અમારૂ નિવાસ સ્થાન જગદીશ હોવાથી, આ બાજુ આવી શકાતું નહીં.

કુંજ—બ્હેન, તમે તમારૂં જીવન સફલ કરો છો. સ્વસ્થ થયા પછી અમે તમારા સ્થાનમાં આવવા ધારીએ છીએ.

ઇંદિરા—અમારી પણ એજ ઇચ્છા છે કે તમારા જેવાં સજ્જન અમારે ત્યાં આવે.

ઇશ્વરચંદ્ર આવી પહોંચ્યો. બધાંની જોડે વાતો કરી ઇંદિરા જોડે એકાંતમાં ગયો. " કેમ ઇંદિરા, ચિદાનંદગુરૂને જોયા કે ? " તેણે પુછ્યું.

ઇંદિરા—જી, હા. સાક્ષાત્ ઇશ્વર તુલ્ય; એમાં શક નહીં. કેટલા વૃદ્ધ છતાં કેવા નવા વિચારના—મને આમ ખબર નહીં હો.

ઇશ્વર—મધુકર, કુંજ વિગેરેની દ્રઢતા જોઇ ?

ઇંદિરા—આટલું બધું નુકશાન થયું છે, છતા ત્હો ઉપરથી કાંઇ પણ જણાય છે ? વાહ, આ સમારંભનું ખરચ કોણે આપ્યું હશે?

ઇશ્વર—સાભળવા પ્રમાણે પ્રેમરાયે બધુ ખરચ આપ્યુ છે. ગુરૂએ જે મિત્રની પ્રસંશા કરી તે તેને ઉદ્દેશીનેજ.

બીજી બાજુ નટવરચરણને મોહિનીદેવી એકાત ભાગમાં ફરતાં હતા. વિનોદચંદ્ર તેમની જોડે ન્હોતો દેખાતો.

" મોહિની, " નટવરચરણે કહ્યુ, " આજ શાત રહે જે. આજે કાંઇ ભુલ કરી તો બાજી બગડશે.

મોહિની—પણ આવો શિકાર કરી ફરીને હાથમાં નહીં આવે. મારૂં જે થવાનું હશે, પણ હુ તો યા હોમ કરીશ.

નટવર—મોહિની, મારૂં કહ્યુ માન્ય. આખી દુનિયા એમની તરફેણુમા છે. જે કંઇ કરવુ તો ગુપ્ત રીતે કરવું.

એક સ્વયસેવકે નટવરચરણને પ્રણામ કરી કહ્યુ, " આપને કોઇ મળવા માગે છે, બહાર પધારશો ? "

" હા તૈયાર છુ " તેણે કહ્યુ, " હું આવુ, " મોહિનીદેવીએ પુછ્યુ.

સ્વયંસેવક—જી, બાબુ સાહેબને એકલાનેજ બોલાવે છે.

નટવરચરણ બહાર ગયો. મોહિનીદેવી એકલી ફરવા લાગી

મધુકર, કુંજબાલા, દયા, માલતી, વિગેરે ફરતા હતાં, ને જુદા જુદા સ્ત્રી પુરુષો જોડે વાતો કરતાં હતા.

એક સ્ત્રી જાસુસે મધુકરને કહ્યુ, " ઢોંડુપંત ચેતાવે છે કે મોહિનીદેવીથી કુંજને બચાવજે આજ એ ઘણી ક્રૂર બની છે "

નસરવાનજી અને કિશોરચદ્ર હાથમા હાથ ઝાલીને ફરતા હતા.

" જો હુ ન્હોતો કહેતો કિશોરચંદ્ર, કે સમારંભમાં આવવાથી તારા પિતાનું ભેજું ગેપ થશે. આજ બસ એ સાવ ગાડાજ થઇ ગયા છે. મહા મહેનતે ઠેકાંણે આણેલી વાત આ બે દિવસના બનાવે ધુળધાણી થઇ ગઇ છે. માટે આજ એમને પુરી રાખવા પડશે, " નસરવાનજીએ કહ્યું.

કિશોર—મને મારા પિતાને માટે દયા આવી. એ વિદ્વાન્ હતા.

નસરવાનજી—એ ખરૂં, ભઇ, પન ભેજું ગેપ થીયું તેનું સું કરવું.

શાંતા ત્યાં આવી, " બ્હેન, પિતાજી પાછા ગાંડા થયા છે " કિશોરચંદ્રે કહ્યુ.

શાંતા—એમને તો દાક્તર સાહેબના મેડહાઉસમાં રાખ્યા હોત તોજ ઠીક હતું.

મધુકર ત્યા આવી પહોચ્યો. "કેમ શાંતા બ્હેન ?" તેણે પુછ્યું.

શાંતા તેને એકાંતમા લઇ ગઇ. "મારા મધુકર, તું મારો ક્યારે થઇશ ?" તેણે સવિકાર પ્રશ્ન પુછ્યો.

"બ્હેન, હું તારોજ છું," મધુકરે ભોળા ભાવે કહ્યું, "તેં મને ઘણી મદદ કરી છે. આ બધુ તારા પ્રેમનુજ પરિણામ છે."

શાંતાએ તેનો હાથ પકડયો. "હુ તે તારા પ્રેમની અધિકારિણી છું. જીવનમાં મને બધુ છે, ઓ વ્હાલા મધુકર, એક તું મારો નથી થતો."

મધુકર ચમક્યો, ચેત્યો. પણ શાંતાને તરછોડવું તે ઠીક ન લાગ્યું. "આવુછુ, બ્હેન," કહી તે ચાલ્યો ગયો.

"ગયો, મારો હૃદયનાથ ગયો, મારો પ્રાણ ગયો," તેણે નિ:શ્વાસ મુક્યો.

પ્રેમરાય ત્યા આવી પહોચ્યો. "કેમ શાંતા, આજ આમ છે ?"

શાંતા—કોણ જાણે આજ મારો જીવ બળ્યાજ કરે છે.

મંજરીને ફીલીપે તોફાન મચાવી મુકયુ હતું. તેઓ હાથમા હાથ રાખી બધે ફરતાં, કુદતાં, તોફાન કરતાં. ફીલીપે ઇંગ્લીશ વેષ પેહર્યો હતો, તેમ મંજરીએ પણ તેવોજ વેષ પહેર્યો હતો.

"પિતાજી મને ઇંગ્લંડ ભણવા મોકલવાના છે, મંજરી, તું આવીશ." ફીલીપે તેને પુછ્યુ.

"તારી સાથેજ, ફીલીપ, હુ આવીશ," તેણે ઉત્તર દીધો, "કુંજ મને મોકલવાની છે."

કિશોરચંદ્ર ને દયા એકાંતમાં ફરતાં હતાં. "મારા ચંદ્ર, હવે મુદત પુરી થઇ. હવે એક અઠવાડીયું પણ મારાથી તારા વગર નહીં રહેવાય. હવે હું તારી જોડે લગ્ન કરીશજ." દયાએ તેને કહ્યું.

કિશોર—દયા, મારી મધુરિ, આટલીબધી અધીરી શા માટે બને છે ? હું તારોજછું, વ્હાલી.

દયા—હોનારતરાવ પિતાજીની તબીયત કાંઇ અસ્વસ્થ થઇ છે ?

કિશોર—હા, વ્હાલી; પાછો ચિત્તભ્રમ વાયુ ઉપડયો છે. તેમના ભાવિમાં નસરવાનજીનું મેડહાઉસજ નિર્માણ થયેલું છે. મારી ઇચ્છા

એમ હતી કે તારી જોડે લગ્ન કરી, એમને આપણી જોડે રાખવા પણ પ્રભુ ઇચ્છા જુદીજ છે

દયા—આઠ દિવસમા મારી જોડે લગ્ન કરવુજ પડશે હોકે વ્હાલા બહાનું નહિ ચાલે.

કિશોર—વ્હાલિ, દુરાગ્રહ છોડી દે. પ્રભુની ઇચ્છા હશે એમ થશે. હુ તારી ઇચ્છા પરિપૂર્ણ કરીશ પણ કોણ જાણે કેમ આજ મારો જીવ બહુ બળે છે.

દયા—પિતાજીની અસ્વસ્થ પ્રકૃતિને લીધે હશે ?

કિશોર—ગમેતેમ હોય, પણ મને ઠીક નથી લાગતું.

એક સ્વયંસેવક આવ્યો. "જી, પાર્ટીનો વખત થવા આવ્યો છે. તે વખતે પ્રથમ સંગીત થશે, તેમા ભાગ લેવા આપ બન્ને પધારો એમ પ્રેમનાયજી કહેવરાવે છે." તેણે કહ્યુ.

દયા—અમે તૈયાર છીએ, ચાલો મારા ચન્દ્ર.

તેઓ બન્ને હાથમા હાથ રાખી ત્યાં ગયાં.

× × × × ×

બાબુ નટવરચરણુ જેવો સ્વયંસેવકના કણ્ઠા ઉપરથી તે વખતે બ્હાર આવ્યો, તેવા ચાર પોલીસના અમલદારે તેને મોટોરમાં બેસવાની આજ્ઞા કરી.

"પણ એકદમ આમ કરવાનુ કારણ" ? તેણે ગભરાતા પુછ્યુ.

"સાહેબ," તેમણે નમ્રતાથી કહ્યુ, "અમને એનો ખબર નથી. અમને તો એકદમ આપને બોલાવવાનું કહ્યું છે"

"મોહિનીદેવીને સાથે લઉ ?" તેણે પ્રશ્ન પુછ્યો.

"આપને એકલાજ આવવાનુ છે." ઉત્તર મળ્યો.

તે મોટોરમાં બેઠો. તેની જોડે પોલીસ અમલદાર બેસી ગયા. મોટોર ઝપાટાબંધ ચાલી.

નટવરચરણુના વીરપુરવાળા મકાન આગળ તેને ઉભી રાખવામાં આવી. તે ઉતરી અંદર દાખલ થયો. તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. કારણુ ત્યાં ખિસ્કોલીશંકર, વિનોદચંદ્રભૂષણુ, તથા વ્રજવાસિની હતાં. તેમ ઢોંડુપંત, ગામનો રજીસ્ટ્રાર, તથા પોલીસ અમલદાર હતા તેના મોતીયા મરી ગયા. તે બેસી ગયો.

ઢોંડુપંતે તેને ઉંચકીને કોચ ઉપર બેસાડયો. "બાબુ નટવરચરણુ," તે બોલ્યો. "હવે તારા દિવસ ભરાઇ રહ્યા છે. બંગલામાં

તેં જે ગુન્હો કર્યો છે, તેમાં તને ફાસીની સજા થઇ ચુકી છે. વિનોદચંદ્ર જેવા મ્હોટા જાગીરદારની સ્ત્રીને તેં ફસાવી ને પાયમાલ કરી છે. તેં તેને જીવતી ઘોરમા પુરવા યત્ન કર્યો છે. તેં મધુકરના કુટુંબને પાયમાલ કરવામાં બાકી નથી રાખી. બોલ હવે તારો શો બચાવ છે ?"

નટવરચરણથી બોલી શકાતું નહતું. તેણે ગજવામાંથી એક નહાની બાટલી કહાડી તેની અંદરનું ઝેર પી ગયો.

"ગજબ થયો, નટવરચરણે ઝેર પી લાધુ. બાજી બગડી ચાલી,"

ઢેઢુપંત બોલ્યો. "હવે એક મીનીટ ખોવાની નથી "

"ચાલ, નટવરચરણ આ દસ્તાવેજ ઉપર સહી કર્ય. એમ કરીશ તો તારા આત્માને મૃત્યુ સમયે પણ શાંતિ વળશે."

રજીસ્ટ્રાર પાસેજ હતો. તેણે નટવરચરણની સહી લીધી પોલીસ અમલદારે, ઢોંડુપંતે, વિનોદચંદ્ર ભૂષણે ખિસ્કેલીશંકરે તથા મજ્જાસિનીએ સાક્ષી કરી. દસ્તાવેજ એવો બનાવ્યો હતો કે એમાં એની બધી મિલ્કત-ઇલોરાની ગુફાની, મુબાઇની તેમ વીરપુરની,-મધુકર તથા કુંજબાલાને આપવી હતી. મિલ્કતની નોંધ રજીસ્ટ્રાર પાસે હતી.

"ચાલો કામ ફત્તેહ થયું." ઢોંડુપંતને આનંદ થયો. "મોહિનીદેવી કયાં છે ?"

નટવર—સમારંભમાં.

ઢોંડુ—નટવરચરણ, તેં ઝેર પીવામાં તે ઘણી ઉતાવળ કરી. પણ થયું તે થયુ. આ ઝેરથી ચાર કલાકમાં તારો જીવ નીકળી જશે. તુ શાંતિથી આ સ્થળમાં મૃત્યુ પામજે. મારો ઇરાદો તને કબજે રાખવાનો હતો. મોહિનીદેવી શુ કરે છે ?

અવસાન પાસે આવેલું હોવાથી કે ગમે તે કારણથી પણ નટવરચરણથી એટલું બોલાઇ ગયું, "મોહિનીદેવીથી આજની રાત કુંજબાલાને બચાવજો "

ઢેઢુપંતને એકદમ યાદ આવ્યુ મજ્જાસિની તથા વિનોદચંદ્ર ભૂષણને નટવરચરણને સોંપીને, તથા પોલીસ અમલદારોને ત્યાં રહેવા કહી, તે મોટારમાં એમી નિર્મળગ્રામ ઉપડી ગયો. વીરપુરનો રજીસ્ટ્રાર

એની જોડે હતો. ખિસ્ગોરીશંકર વીરપુરમાં એને ઘેર ગયો હતો. હવે એને છુટો મુકવામાં ઢોંડુપંતને ખાસ્તી જેવું નહતુ.

નિર્મળગામમાં સમારંભને લગતી " ઇવનીંગપાર્ટી " આઠ વાગ્યા કે શરૂ થઇ. શરૂઆતમાં પ્રાર્થનાનું સંગીત શરૂ થયુ. સૌ પોત-પોતાના નામ પ્રમાણે ખુરસી ઉપર બેસી ગયા હતા. પાર્ટીમા ચિદાનંદ ગુરૂ, ભગવતી, તથા વનમાલા ન્હોતાં આવ્યાં. પ્રેમઘેલી શાંતા મધુકરની જોડે ખાવા બેઠી હતી. મધુર સ્વરે બેંડ વાગતું હતુ. તે ઉપરાંત બીજાં વાજીંત્ર પણ ધીરે ધીરે વાગતાં હતાં. સ્વયસેવકો હાથમાં ટોપલીઓ લઇને જે ચીજો જોઇતી તે પુરી પાડતા. આમ આનંદ પ્રવર્તી રહ્યો હતો. ત્યાં બ્હારથી બુમ સંભળાઇ કે " હોનારતરાવ મકાનમાંથી છુટયો છે, ને માણસનાં ખુન કરતો સમારંભ ભણી આવી પહેચે છે. " તુરત કિશોરચંદ્ર દોડતો બ્હાર આવ્યો. એના પિતાને ઉઘાડી તલવારે દોડતો આવતો જોયો. તેને જેવો તે અટકાવવા જાય છે તેવી તેણે કિશોરચંદ્રની છાતીમાં તલવાર ભોકી દીધી. ને પછી તેજ તલવાર પોતાના પેટમાં ભોંકી જમીનપર પડયો. કિશોરચંદ્રને પ્રથમ ઘા ન લાગ્યો. પણ તેની છાતીમાંથી લોહીની ધારા વહેવા લાગી. નસરવાનજી દોડતો તેની પાસે આવ્યો, ને જોયું કે છાતીમાં ઘણો ઉંડો ઘા પેસી ગયો છે. તુરત પોતાની 'બેગ'માંથી ઘાતેલ કહાડી કિશોરચંદ્રને લગાડયું. હોનારતરાવનો જીવ તુર્ત નીકળી ગયો હતો. કિશોરચંદ્ર ધીરે ધીરે બેભાન થવા લાગ્યો.

આ દુઃખદ બનાવ બનતાં ઘણો ગભરાટ થઇ ગયો. બધા મહેમાનો કિશોરચંદ્રની આસપાસ વીંટળાઇ ગયા, આ પ્રસંગનો લાગ જોઇ મોહિનીદેવીએ મ્હોં ઉપરનો બુરખો કહાડી નાખ્યો, ને ચશ્માં કહાડી નાંખ્યાં ને કટાર લઇ દોડતી દોડતી કુંજ ઉપર ધસી. જેવી તે કુંજને કટાર મારવા જાય છે, એવો દયાએ તેને આડો હાથ દીધો. તેથી કુંજબાલા બચી ગઇ, ને દયાનો હાથ ચીરાઇ ગયો.

" અરે આતો રાંડ નર્મદા છે, પકડો, " એમ માલતીએ બુમ મારી. હવે મોહિનીદેવી ગાંડી થઇ હતી. તેણે તેજ કટારથી દયાને વીંધી નાંખી, અને પછી પોતે પોતાની છાતીમાં જોરથી કટાર ભોકી દીધી.

ચારે બાજુ હાહાકાર થઇ ગયો. આ ક્ષણે દોડતી મોટરમાં ઢોંડુપંત આવી પહોંચ્યો.

દયાનો ઘા સખ્ત હતો. નસરવાનજીએ તેને પણ પાટો બાંધ્યો. વાતની ખબર વાને વેગે ઉડી. ચિદાનંદ ગુરૂ, ભગવતી, અને વનમાલા આવી પહોંચ્યાં. શાતા, તથા વનમાલાએ રડારોળ કરી દીધી. મીયા નામાં ઘાલીને કિશોરચંદ્ર તથા દયાને પ્રેમરાયને ઘેર લઇ ગયા. ચિદાનંદ ગુરૂ તેમની જોડે ગયા હતા. બન્નેના ઘા સખ્ત હતા. બચે એમ ન હતુ. ચિદાનંદ ગુરૂએ બન્નેને ગંગાજળ પાયું. જરા શુદ્ધિમાં આવ્યાં.

સજળ નેત્રે તે બોલ્યા. "મારાં વ્હાલા સંતાનો, પૂર્વજન્મના વૈરીએ તમારો ભોગ લીધો, ત્યારે જંપ્યા. હશે! મંગલ પ્રભુના ધામમાં જાઓ, મારાં વ્હાલાં સંતાનો!"

એકાંત સ્થળમાં મધુકર, ભગવતી, વનમાલા, અને ઢોંડુપંત સિવાય બીજુ કોઇ નહતુ."

મોહિનીદેવી તુરત મરી ગઇ હતી. તેના શબને વીરપુર મોકલી દેવાની તજવીજ ઢોંડુપંતે કરી હતી. હોનારતરાવના શબને નસરવાનજીને ઉતારે મોકલી દીધુ હતુ. કુંજબાલાને એટલી બીતિ લાગી હતી કે તે આખી રાત બેભાન રહી હતી.

મૃત્યુના એક કલાક પહેલા દયા તથા કિશોરચંદ્ર કાંઇક શુદ્ધિમાં આવ્યાં હતાં. દયા લવતી હતી. "મારા ચંદ્ર, હવે આપણું લગ્ન કયારે થશે?"

ચિદા— વત્સા, પ્રભુના ધામમાં અવશ્ય તમારૂં આત્મ લગ્ન થશે.

કિશોરચંદ્ર જાગૃત થયો હતો. "પિતાજી, તલવાર વાગી પણ મને શાંતિ છે. દયાને સંભાળજો"

ચિદા—પુત્ર, દયા તારી સાથેજ આવે છે. તમે બન્ને એકજ વિમાનમા પ્રભુના ધામમા જવાનાં છો. અને હું પણ થોડા સમયમાં ત્યાં આવીશ, મારાં સંતાનો!

તે રાત્રીએ મધુકર તથા ભગવતીએ પ્રાર્થના કર્યા કરી. ચિદાનંદ ગુરૂ ધ્યાનસ્થ જેવા હતા. ઢોંડુપંત મોટારમાં વીરપુર ઉપડી ગયો હતો. પ્રાતઃકાળે બ્રાહ્મમૂહૂર્તમાં દયા તથા કિશોરચંદ્રે દેહ છોડી દીધા.

મોહિનીદેવીનું શબ આવી પહોચ્યુ તે વખતે નટવર ચરણને અર્ધું ભ્રેન ચ્હડયુ હતું. વ્રજવાસિની અને વિનોદચંદ્ર તો સ્તબ્ધ બની ગયાં હતાં કે આ બધું શું થયું શું! ક્યાંકે પછી ઢોંડુપંત આવી પહોચ્યો.

નટવરચરણ લથડતી જીભે બોલ્યા, "કુંજ મરી ગઈ કે ?"

ઢોંડુપંત--કુંજ તો જીવે છે, પણ દયા મરી ગઇ. એને મારી તારી મોહનાદેવી પણ મરી ગઇ. હવે તમે બન્ને દંપતી પ્રભુના દરબારમાં ચાલ્યાં જાઓ, જ્યાં તમારા કૃત્યનો બદલો તમને મળશે.

નટવર--મોહિનીએ નિરપરાધી દયાને મારી તે ભુલ કરી.

એટલુજ તે બોલી શકયો. પછી બેભાન થઇ બેભાન ગયો, ને એક કલાકમા પંચત્વને પામ્યો.

ઇવનીંગ પાર્ટી ચુંથાઇ ગઇ. આવેલા સાક્ષરો, મહેમાનો, બેબાકળા જેવા પોતાને ઉતારે ગયા. રંગમાં ભંગ પડયો. એક રાત્રિમાં પાંચ ખુન થયાં. કિશોરચંદ્ર તથા દયાના અવસાનથી બધે હાહાકાર થઈ ગયો. કુંજબાલા સ્હવારે શુદ્ધિમાં આવી હતી, પણ તે ઘણી દિલગીર જણાતી.

દયા તથા કિશોરચંદ્રના શબને તેમજ હોનાનતશાવના શબને સ્મશાનભુમિમાં લઇ જવામાં આવ્યાં. મધુકરે ત્રણેને અગ્નિ સંસ્કાર કર્યો. ઇશ્વરચંદ્ર હાથમા કરતાળ લઇ ત્યાં ઇશ્વર સ્તવન કર્યું.

મહેમાનો, સાક્ષરો, તથા નિર્મળ ગામના તમામ પ્રતિષ્ઠિત ગૃહસ્થો સ્મશાન આવ્યા હતા.

બાર વાગે બધુ ભસ્મસાત્ થઇ ગયું. બધા નિરાશ થઇ ગંભીરને ખિન્નવદને રોતા કકળતા ઘેર આવ્યા.

વીરપુરમા નટવરચરણ તથા મોહિનાદેવીના શબને બાળવામા આવ્યા હતાં. એમને બાબુ વિનોદચંદે અગ્નિ સંસ્કાર કર્યો હતો. પંદર દિવસ સુધી વર્તમાનપત્રોમાં જાત જાતનાં આ સંબંધનાં વૃત્તાતો આવ્યાં. જેમાં નટવરચરણ, મોહિનીદેવીએ આશ્રમ બાળ્યો, ખોટો તાર મુકયો વિગેરે હતું. પોલીસ તરફથી કરવામાં આવેલી બધી તપાસના ઉત્તર ઢોંડુપંતે દીધા, ને તેમની જીજ્ઞાસા શાંત કરી હતી. વિનોદચંદ્ર તથા વ્રજવાસિની બનારસ ઉપડી ગયાં હતાં.



# પ્રકરણ ૨૮ મું.

## ચિદાનંદગુરૂનો દેહ વિલય.



ઉપલા દુઃખદ બનાવને બે માસ વીતી ગયા હતા. પ્રેમરાયની ઇચ્છાથી ચિદાનંદગુરૂ મધુકર, કુંજબાલા, મંજરી, માલતી, ઢોંડુપંત, શાંતા, વિષ્ણુકુમાર, લક્ષ્મીદેવી, તથા ઇશ્વરચંદ્રને ઇંદિરા મદ્રાસ આવ્યા હતાં. જલાલુદ્દિન, તથા અમીના વિગેરે અજમેર ગયા હતા. નસરવાનજી, ગુલબાનું સાથે એના મેડહાઉસમા ગયો હતો. મદ્રાસના શાંત દરિયાની હવાથી કુંજબાલાની તબીયત સુધરી હતી. ધીરે ધીરે બધુ શાંત થતુ ગયુ. માત્ર ચિદાનંદ ગુરૂની તબીયત સાવ લથડી ગઇ હતી.

ઢોંડુપંતે પ્હેલી વાર મધુકર વિગેરેને નટવરચરણે વીલ કરી બધી મીલ્કત તેમને આપ્યાની વાત કહી.

પ્રેમરાય બહુ પ્રસન્ન થયો. “ રાવસાહેબ, એ બધા દુષ્ટ ખગ, પણ મરતે મરતે આપણને સુખી કરતાં ગયાં.”

ઢોંડુપંત—એમ તો કાંઇ નહીં પણ દબાયા કચરાયાં વીલમાં સહી કરી આપી. મારો હેતુ એમને મરવા દેવાનો નહતો. પણ બન્ને આત્મહત્યા કરી મરી ગયાં એટલે આપણે શુ કરીએ !

ચિદાનંદ ગુરૂને એ વાતની ખબર પડતા ઢોંડુપંતને અંતઃકરણપૂર્વક આશીર્વાદ દીધો.

“ રાવસાહેબ, ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે. અમારા દુઃખી કુટુંબને તમે મદદ કરી,” તે ગદ્ગદ્ કંઠે બોલ્યા.

ઢોંડુ—જે કુટુંબમાં આપ જેવા ઇશ્વરતુલ્ય ગુરૂ વડીલ હોય તે કુટુંબમાં લક્ષ્મીદેવી આપોઆપ આવે છે.

વનમાલા તથા ભગવતીએ ઢોંડુપંતની પ્રશંસા કરી.

મધુકર—રાવસાહેબ, તમે અમારા કુટુંબ ઉપર અનન્ત ઉપકાર કર્યો છે. ગયું તેનાથી દશ બલ્કે વીશ ગણુ દ્રવ્ય અપાવ્યું છે; પણ હવે મારી આસક્તિ શાંત પડી ગઇ છે. મારો ગરીબડો કિશોરચંદ્ર ને રંક દયા બહુ સાંભરે છે.

દોંડુપંત—ભાઇ, તમે ડાહ્યા થઇને સદ્ગત જીવોને માટે શોક શા માટે કરો છો. તમારે એમજ જાણવુ કે તે તથા દયાએ લગ્ન કર્યાં છે, ને કાશીનિવાસ કર્યો છે.

શાંતા રોતે રોતે બોલી ઓ મારા ભાઇલારે તું કયાં ચાલ્યો ગયો, મારાં માબાપે કિયા જન્મનાં વેર વાળ્યાં. ગાડો થઇને મારો બાપ જીવ્યો તે આટલા માટે ?

એના કુરૂણુજનક રૂદનથી બધાં ખિન્ન થયા. ને તેને શાંત કરી. સ્નેહી જનના અવસાનથી ઘણી લાગણી થાય છે, પણ શો ઉપાય ?

પ્રેમ—આ બન્નેનું સાથે અવસાન થયુ એમાં પણ કાંઇ પ્રભુનો મહાન્ હેતુ સહમજવો.

મધુકર—એ દુઃખદ વિષય ભુલવા યત્ન કરીશુ ? ઇશ્વરચંદ્ર ને ઇંદિરાબ્હેન, તમે એકાદું પ્રભુનું પદ ગાશો ?

તુરત ઇશ્વરચંદ્રે કરતાલ લીધી, અને ઇંદિરાએ વીણા લીધી. બંન્ને ઉભાં થયાં ને ચિદાનંદગુરૂને પગે લાગી નીચેનું ગાયન ગાયુ—

(વાગે વૃન્દાવનમા વાંસલડીરે, ઉભા ઉભા વગાડે કહાન્) એ રાહ.

*જગત્ના વિવિધ વિષાદે, હારી અન્તે આવ્યો ત્હારી પાસ,
મૃદુ તુજ સુખકર અંકે, આપ્ય દયાળુ માના મુજને સ્થાન.
ચંદ્ર સુરજના પદની મુજને, લેશ નહીં દરકાર,
સ્થળ તમ સમીપે અર્પો મા જ્યાં, અનિલ મધુરાવાય; જગત્......
સુન્દર વન ઉપવનની મધુરી, શીતલ લહરી માંય,
જગથી ભિન્ન રહી જન સેવા, કરવા ઇચ્છા થાય: જગત્......
ચાહું શિષ્ય અને બાળક પદ, રહેવુ ત્હારી પાસ,
તુજ કાનન સુન્દર મન્દિરે, પ્રભુનાં દર્શન થાય; જગત્ના......
રાજ્ય જગત્નું ચિન્તાકેરૂં, દાસપણુ નિઃશંક,
એની ન મુજને લેશ અપેક્ષા, શોધું તુજ ઉત્સંગ; જગત્ના......

ચિદાનંદ ગુરૂને બહુ આનંદ થયો. "કલ્યાણ થાઓ, મારાં સંતાનો. પ્રભુ સ્તવન, સંગીતમાં, આવા પ્રકારનું ઘણે સમયે સાંભળ્યું."

ચિદાનંદ ગુરૂની તબીયત દિનપ્રતિદિન લથડતી જતી હતી. તેમણે ભગવતીને કહ્યું, "બ્હેન, હવે મારો દેહ ઝાઝો સમય ટકે એમ નથી લાગતું, તેથી મારી ઇચ્છા એમ છે કે સમુદ્ર સંગમ ઉપર રામેશ્વરથી

* આના પ્રકૃતિને. કર્તા રા. રાજારામ લક્ષ્મણભાઇ પરિખ.

દક્ષિણે ચૌદ માઈલ, ધનુષ ખોડી નામનું તીર્થ છે, ત્યાં છેવટનો નિવાસ કરવો."

વનમાલા–પિતાજી, તમારા જીર્ણ શરીરથી સમુદ્રનો પવન ખમાશે?

ચિદા—બ્હેન, હવે આ દેહ નથી ટકવાનો એ વાત સત્ય છે. તેને કાચની કોઠીમાં પુરી રાખશો, કે બળતા સૂર્યના તડકામાં નાંખશો, કે સમુદ્રને કાંઠે મુકશો, ગમે તેમ કરશો પણ નહીં બચે.

ભગવતી—જેવી પિતાજીની ઈચ્છા. આપણે કાલજ એ બાજુ જઈશું. પિતાજી, સમારંભની લાલસાએ આપણને બહુ હેરાન કર્યા. તેમાં પણ કિશોરચંદ્રને દયાનાં થયેલાં અકાળ મરણથી મને બહુ લાગે છે.

ચિદા—બ્હેન, એ બનાવ પછી મને સંસાર ઉપર ધિઃકાર આવી ગયો છે, તથા મારા મનને એમ થઈ ગયું છે કે હવે બહુ વખત આ દેહમાં પડી રહેવું એ ઠીક નહીં. તેથી હવે જીવનના થોડા દિવસ તે સમુદ્રસંગમ આગળ ગાળવા ધારૂં છે.

ઈચ્છાનુસાર બધાં મદ્રાસથી મદુરા થઈ રામેશ્વર ગયાં. આ સ્થળ બાર જ્યોતિર્લિંગમાનું એક છે, ને ચાર ધામમાંનું દક્ષિણ હિંદમાં મુખ્ય છે. લંકા જીતતી વખતે ભગવાન્ રામચંદ્રે અહીં આ જ્યોતિર્લિંગની સ્થાપના કરી હતી.

મંદિર વિશાળ અને કિલ્લા જેવું છે. જેમાં રામેશ્વર તથા જગદંબાનાં મંદિર જુદાં છે.

ચિદાનંદ ગુરૂની તબીયત બરોબર નહીં હોવાથી આ સ્થળે એ બધાં માત્ર એકજ દિવસ રહ્યાં. ત્યાંથી વાહન કરી લીધા. ગુરૂ માટે મીયાનો ભાડે કર્યો હતો

રામેશ્વરથી ચૌદ માઈલ દક્ષિણે આરબી સમુદ્ર અને બંગાળના ઉપસાગરનો સંગમ થાય છે. પૂર્વ દિશામાંથી બંગાળ મહા સાગર ઘુઘવે છે, ત્યારે પશ્ચિમ દિશામાંથી અરબી સમુદ્ર ઘુઘવે છે. એ બંન્નેનો સંગમ થાય છે, એ સ્થળ ધનુષ ખોડી કહેવાય છે. અહીં જળમય દુનિયાં છે. માત્ર ગાડીવાહનો રેતમાં ચાલીને એ સ્થળે પહોંચે છે. અહીં ગોસાઈ બાવાઓ પર્ણકુટિ બાંધિને રહે છે. આવા એક સ્થળમાં ચિદાનંદ ગુરૂએ અને તેમનાં સંતાનો તથા પ્રિયજનોએ નિવાસ કર્યો.

આઠ દિવસ ચિદાનંદ ગુરૂની તબીયત ઠીક લાગી, પણ પછી એકદમ લથડી, ઢુંઢુપંત તેમની સતત સેવા કરતો. તેમના ચરણ

ઉપર પગ મુકી રોતો, "ઓ પિતાશ્રી, આપ પ્રભુના ધામમાં ચાલ્યા, મને અહીં હવે નહીં ગમે." જેને ગુરૂશ્રી કહેતા "વત્સ, હજી તારો આયુષ્ય છે. તારે મારાં સંતાનોની સંભાળ લેવાની છે, માટે તું હજી સંસારમાં રહે. કર્તવ્ય કરવું, પણ મન પરમાત્મામાં રાખવું."

આ પ્રમાણે બીજા આઠ દિવસ નીકળી ગયા. હવે ચિદાનંદ ગુરૂને જોરથી તાવ આવવા મંડયો, શ્વાસ અદ્દર રહેવા માંડયો, શ્વાસ થયો, વાધણુ થઇ.

"દેહના ધર્મ છે તે બધી વ્યાધિ થશે, પણ મને શાંતિ છે. મારાં સંતાનો હવે તમારો ચિદાનંદ આ સ્થૂલ દેહ છોડી દઇ, પરમાત્માના પદ તરફ રવાના થશે. મધુકર, કુંજ, ભગવતી, પ્રેમરાય, શાંતા, ઇશ્વરચંદ્ર, ઇંદિરા, મંજરી, વિષ્ણુકુમાર ને લક્ષ્મીદેવી, તમે બધા મારી પાસે બેસો. કેમકે હવે શરીરમાં વાયુ વ્હેંકયો છે. તમે બધા સ્નેહથી અને આનંદથી તમારાં કર્તવ્ય કરજો. શાંતા, તારી મધુકર પ્રત્યેની વિકારવૃત્તિને શમાવજે વિષ્ણુકુમાર, તું મિત્ર અને સ્ત્રીની આસક્તિથી દૂર રહી પ્રભુ સેવામાં જીવન ગાળજે. બાકીના બધાં મારા સંતાનો તમને દુનિયાંનો પૂરો અનુભવ થયો છે. ગયેલી લક્ષ્મી પ્રભુએ તમને આપી છે. નટવરચરણ ને મોહિનીદેવીના નામનું કાંઇ ધર્માદા કરજો, કાંઇ ધર્મસ્થાન, સદાવ્રત, સ્કોલરશીપ સ્થાપજો. કિશોરચંદ્ર તથા દયાના નામની સ્કોલરશીપ, સ્થાપજો, તેમ ધર્માદા દવાખાનું કહાડજો હોનારતરાવ, હોલારામનું કાંઇ સ્મારક કરજો. તેમ દાદુપંતને ન વિસરશો. બસ, ગરીબ બિચારા ખિસ્કોલીશંકરને તેમ ઇલોરાની ગુફાના બ્રાહ્મણને ન ભુલશો. આપણા હરદ્વારના. કાશીના, નિર્મળ ગામના આશ્રમો ધર્માદામાં આપી દેજો, ને તમે હવે મુંબાઇ નિવાસ કરજો. જલાલુદ્દિનના પુત્ર પ્રીતાપ તથા આપણી મંજરીને ઇંગ્લાંડ અભ્યાસ કરવા મોકલજો. બસ, મારા સંતાનો! ઇશ્વરચંદ્ર ને ઇંદિરા, તમે તમારો આશ્રમ જલદી ફેરવી મુંબાઇ લાવજો, ને અંત્યજ વર્ગનો ઉદ્ધાર કરજો મારાં સંતાનો, દયાનાં કામો ઘણાં છે પણ હું કેટલાં સંભારૂં. જેમ તમને પ્રભુ સુઝાડે એમ વર્તજો. પ્રભુમાં ચિત્ત રાખજો. હું મંગળમય પ્રભુના ધામમાં હવે જાઉં છું. ત્યાં જાગીરદાર, કાન્તિલાલ, કિશોરચંદ્ર તથા દયાને મળીશ. મારાં સંતાનો તમને પ્રણામ છે. મારી એક છેલ્લી ઇચ્છા એ છે કે મારા દેહમાંથી આત્મા ચાલ્યો જાય એટલે દેહને એક ન્હાની હોડીમાં મુકી

તે હોડીને સમુદ્ર સંગમમાં છુટી મુકી દેજો. સમુદ્રનાં રાક્ષસી મોજાં, જાણે કાળચક્ર સાથે લ્હડતાં હોય એમ મારા દેહને ગળી જશે. જગત એમનું એમ ચાલ્યા કરશે. મનુષ્યને કાળ ભક્ષી જશે. આત્મા દેહથી છુટો પડયો, એટલે વાસનાહીન હશે તો પ્રભુના ચરણમાં જશે, વાસનાવાળો હશે તો પુનર્જન્મ લેશે મંજરી, આમ આવ બ્હેન, હું તને ચુંબન કરૂં." મંજરી ગુરૂ પાસે ગઇ. ગુરૂએ સ્નેહથી ચુંબન કર્યું. બધાં સ્નેહીજનોએ ગુરૂને પ્રણામ કર્યા. "કલ્યાણ થાઓ સર્વનું મારાં વ્હાલાં સંતાનો, જય સચ્ચિદાનંદ."

એટલું બોલી તે ચતાપાટ સુતા. આ વખત રાત્રિના બાર વાગ્યા હતા. તાવ એકદમ ધીમો પડી ગયો હતો. શરીર ઠંડું પડી ગયું હતું. માત્ર નાભીમાંથી જોરથી શ્વાસ ચાલતો હતો. બધાની આંખમાથી અશ્રુની ધારા ચાલતી હતી. તેઓ ઇશ્વર સ્તવન કરતાં હતાં. બરાબર સુર્યોદય થયો ત્યાંસુધી તેમનો શ્વાસોચ્છવાસ ચાલ્યો, ને પછી તેમણે હંમેશને માટે જીર્ણ દેહ છોડી દીધો.

× × × × ×

મધ્યાન્હ થયો હતો. પૂર્વ અને પશ્ચિમના સમુદ્રોના મોજાં સ્હામ સ્હામાં અથડાતા હતાં, જેનો ઘુઘવાટ કાન ફાડી નાંખતો હતો. આકાશમા વાદળા ચ્હડી આવ્યાં હતાં. પવન ફુંકાતો હતો. દિશાઓ પડી ગઇ હતી. આ વખતે એક હોડી સમુદ્રમા ઝોલા ખાતી હતી. તેની મધ્યમાં ચિદાનંદ ગુરૂના દેહને પદ્માસન વાળો બેસાડયો હતો. કપાળમાં ભસ્મનું ત્રિપુંડ કર્યું હતું. કંઠમાં સુગંધિ પુષ્પની, કપૂરની તથા રૂદ્રાક્ષની માળા પહેરાવી હતી. દેહમાંથી આત્મા ચાલ્યો ગયો હતો છતાં જાણે એની એ મૂર્તિ હોય એમ લાગતું હતું. મુખાકૃતિ ગંભીર, શાંત હાસ્ય કરતી હોય એમ જણાતી હતી. હોડી ઉછળતી હતી, પણ શબ સ્થિર દેખાતું હતું. હોડી જેમ જેમ આઘી જતી ગઇ, તેમ તેમ તેમનાં દર્શન મંદ થતાં ગયા છેવટે એક મ્હોટા મોજો આવ્યો, જેમાં હોડી ઉછળી, ને ચિદાનંદગુરૂના દેહના છેલ્લાવાર દર્શન થયાં. પછી હોડી સમુદ્રમાં કયાં અંતર્ધાન થઇ ગઇ, તે ન જણાયું.

બધાં પુષ્કળ રોયા, ને પછી સમુદ્રમાં સ્નાન કરી, દુરત ચાલતાં રામેશ્વર આવ્યાં. મંજરી ભગવતી, તથા વનમાલા માટે વાહન કર્યું હતું.

રામેશ્વરથી બધાં મદ્રાસ આવ્યાં.

---

# પ્રકરણ ૨૯ મું.

## અવસાન.

ઉપર વર્ણવેલા દુઃખદ બનાવોને પાંચ વર્ષ વીતી ગયાં હતાં. નટવરમોહનના ધનની મદદથી મધુકરે ચિદાનંદ ગુરુનું, કાંતિલાલનું, હોનારતરાવનું, હોલારામનું, કિશોરચંદ્રનુ તેમ દયાનું, એ પ્રમાણે ગુરુશ્રીની ઇચ્છા પ્રમાણે સર્વનાં સ્મારક કર્યાં હતાં. જેમાંના દરેકની પાછળ તેણે દશદશ લાખ રૂપીઆ ખરચ્યા હતા. બિસ્કોલીશંકર અપંગ થઇ મરણ પામ્યો હતો. તે જીવ્યો ત્યા સુધી તેને સારૂ મધુકરે આજીવિકા બાંધી આપી હતી, ને મૃત્યુ પછી વીરપુર ગામમાં તેના નામની [illegible] સ્થાપી હતી.

દાદુપંત, વનમાલા, ભગવતી તથા માલતી સાથે રહેતાં. તે બધાંની જોડે મધુકર ને કુંજબાલા મુંબાઇમા રહેતાં. મંજરી હવે મ્હોટી થઇ હતી. પ્રેમરાય તથા વિષ્ણુકુમાર મદ્રાસમાં રહેતા. શાંતા તથા લક્ષ્મીદેવીને ગુરૂની કૃપાથી અકેકો પુત્ર ને અકેકી પુત્રી થયાં હતા. કુંજબાલાને બે પુત્રો થયા હતા. સર્વેની આર્થિક સ્થિતિ સારી હતી. મધુકરની મુંબાઇમા ઘણી પ્રતિષ્ઠા વધી હતી. તે ધારાસભાનો મેંબર નીમાયો હતો. તેને રાવબહાદુરનો તથા સી. આઇ. ઇ. નો ખીતાબ મળ્યા હતો. થોડા સમય પછી સરકારની ઇચ્છા તેને બેરોનેટ બનાવવાની હતી. દાદુપંતની વૃદ્ધાવસ્થા છતાં શારીરિક શક્તિ તથા મગજની શક્તિ એની એ હતી. પોલીસ ખાતામાં તેને ઘણું માન હતું. સરકારે તેને રાવબહાદુરનો ખિતાબ આપ્યો હતો. ઇશ્વરચંદ્ર તથા ઇંદિરા પોતાનું કાર્ય શાંતિથી કર્યે જતાં હતાં.

* * * * *

મુંબાઇના બંદરમાં આજ ધમાલ ચાલી રહી હતી. કારણ આજ પી. ઓ. કંપનીની સ્ટીમર ઇંગ્લંડ ઉપડવાની હતી. જેમાં ભરતપુરના દિવાન ખાનબહાદુર જલાલુદ્દિનનો પુત્ર મી. મહમદ ઉર્ફે શીલીપ ઇંગ્લંડ જવાનો હતો. જલાલુદ્દિન હવે પ્રોફેસર ન્હોતો રહ્યો. તે ભરતપુરનો દિવાન નીમાયો હતો. સરકારે તેને ખાનબહાદુરનો ઇલ્કાબ આપ્યો હતો. અમીનાને કૈસરેહિંદનો સુવર્ણચંદ્રક મળ્યો

હતો. એજ સ્ટીમરમાં એ.નરેબલ રાવબહાદુર મધુકર સી. આઇ. ઇ ની મ્હોટી પુત્રી મંજરી ઇંગ્લંડ જવાની હતી.

આ બન્નેને વળાવવાને ઘણા સ્નેહીજનો મુંબાઇ આવ્યા હતા. મદ્રાસથી પ્રેમરાય ને વિષ્ણુકુમાર સકુટુંબ આવી પહોંચ્યા હતા. બનારસથી-રાયબહાદુર વિનોદચંદ્રભૂષણ તથા શ્રીમતી વ્રજવાસિની દેવી આવ્યા હતાં. લોકોને જોવા સારૂ સ્ટીમર બાગમાં હતી, તે સમય ત્યાં દૂર સમુદ્રમાં લઇ જવામાં આવી હતી. ત્યારપછી ઘંટ વાગ્યો. એટલે તમામ પેસેન્જરો સ્ટીમ લોંચમાં બેસવા ગયા. ફીલીપ અને મંજરી બધાને પગે લાગ્યાં, ને મળ્યાં. હાર ઉપર હાર એમના શરીર ઉપર બધાએ પહેરાવ્યા હતા. સૌથી છેલ્લાં તેઓ દ્રોપદી, ભગવતી, વનમાળા તથા માલતીને પગે લાગ્યાં ને પછી સ્ટીમ લોંચમાં બેઠા.

સ્ટીમલોંચ ઉપડી. નજર પહોંચી ત્યાં સુધી બન્ને બાજુએ રૂમાલ સ્હામ સ્હામા ઉરાડ્યા, ને સ્ટીમલોંચ દેખાતી બંધ થઇ એટલે મધુકર વિગેરે બધા પાછા ફર્યા. ભગવતીથી રોવાઇ જવાયુ.

તે બોલી–“ સંસારની માયા ચાર દિવસની છે. ગુરૂશ્રીની આજ્ઞા છે કે આસક્તિ ન રાખવી, છતાં મન ભુલ કરે છે. ”

વનમાળા—એજ આપણું કમનસીબ છે.

તે દિવસે બધાં મધુકરને ત્યાં રહ્યાં, ને બીજે દિવસે જલાલુદ્દિન, અમીના વિગેરે ભરતપુર ઉપડી ગયાં, ને પ્રેમરાય, વિષ્ણુકુમાર, લક્ષ્મીદેવી તથા શાંતા તેમના ન્હાના સંતાનો સાથે મદ્રાસ ગયાં.

તે રાત્રિએ કુંજબાલા મધુકરને ખભે માથું મુકી ભગ્ન હૃદયે બોલી.

“ શુ કરૂં વ્હાલા, ગુરૂશ્રીની આજ્ઞા હતી, તેથીજ મેં મંજરીને ઇંગ્લંડ મોકલી. બાકી કદી ન મોકલત.”

મધુકર—વ્હાલી, ત્રણ વર્ષ કાલને વ્હાણે નીકળી જશે; ને આપણે ફીલીપ અને મંજરીને મળીશું.

કુંજબાલા—હા, વ્હાલા, આશાથીજ આપણે જીવીએ છીએ. બાકી ખરી વાત તો એ છે કે बलीयसी केवलमीश्वरेच्छा ॥



સેન્ટનો રાજા

# ઓટો-દીલબહાર

( રજીસ્ટર્ડ. )

તમોએ સેંકડો સેન્ટ અથવા અત્તર વાપર્યા હશે પણ ઓટો દીલબહાર વાપર્યા પછી તમોને બીજુ કોઈ પણ સેન્ટ વાપરવું ગમશે નહી. ઓટો દીલબહાર સ્પીરીટ વગરનું અનેક જુદા જુદા ફુલોના અર્કનું બનેલું સેન્ટ છે ફક્ત બે ટીપાં રૂમાલ ઉપર અથવા કપડા ઉપર નાખવાથી ખુશકાર, મધુર, મોહક ખુશબો વાપરનારને તેમજ તેની આસપાસનાઓને આપી તેઓના દીલને આનંદ આપે છે.

બીજું કોઈ પણ સેન્ટ ખરીદતા પહેલાં ઓટો દીલબહાર ખરીદો અને તેની ખુશબોનો બે ઘડી વિચાર કરો.

યાદ રાખો ખરીદતી વખતે **ઓટો-દીલબહાર** લેજો બીજું લેતા નહી.

| | | | |
|---|---|---|---|
| કિં. | નાની શીશીના | રૂ. | ૦—૮—૦ |
| ,, | વચલી ,, | રૂ. | ૦-૧૨—૦ |
| ,, | મોટી ,, | રૂ. | ૨—૦—૦ |

વી. પી. ખર્ચ ચાર આના.

સોલ એજન્ટ

**ધી એંગ્લો ઇન્ડીયન ડ્રગ**
**એન્ડ કેમીકલ કુંપની**
**નં. ૧૫ જુમામસીદ મુંબઈ.**

ઓટો દિલબહાર

અસંખ્ય પુલોની મધુર ખુશબો પસરીની કળે છે

# બિમારીને માટે એક શાન્તિનું સાધન.



જેઓ શરીરની વેદનાઓ જેવી કે ખરજવું, મોં આવવું, ચાંદી થવી, સોજા, ખસ, ઉદરી તાપોડીયાં, પગનું લાંબા ટુંકાપણું અગર ખોડ, શરીર ઉપર શીઆળ ધાધ આવવું, માથાનું દુઃખવું, સંધીવા વગેરેથી સાજા થવાથી નીરાશ થઇ બેઠા હોય તેઓએ તરત અમારા 'અમૃતાંજનનો' ઉપયોગ કરવો.

અમૃતાંજન એ એક રામબાણ ઇલાજ છે, અને વનસ્પતિના ચોખ્ખા તત્વોમાંથી બનાવવામાં આવેલ છે. જ્યારે તમોને શાન્તિદાયક અને દુનિયામાં પ્રખ્યાતિ પામેલું ઔષધ જુજ કીમતે મળે છે ત્યારે પછી દુઃખમાં શા માટે પીડાવ છો? અમારા સંતોષ પામેલા ગ્રાહકોમાં તમારૂં નામ ત્વરાથી દાખલ ખાતર નોંધાવો.

કીમત ડબી દીઠ ફક્ત આના આઠ.

સઘળા કેમિસ્ટ અને ડ્રગીસ્ટને ત્યાં અથવા તો

**અમૃતાંજન ડીપો—મુંબઈમાંથી મળી શકશે.**

**૧૦૯, ફ્રીઅર રોડ-૯, જહાંગીર સ્ટ્રીટ—મદ્રાસ.**

